શ્રી. મગનલાલ શેઠના ધર્મિષ્ઠ પુત્ર



દેવીગીતાના પ્રકાશક
શેઠ કિશનદાસ મગનલાલ શ્રોફ.

श्रीजगदम्बा विजयते

સ્વ. શેઠ મગનલાલ હરગોવિંદદાસ શ્રોફ, જે પી. નો

# જીવન-વૃત્તાન્ત.

લખનાર:

શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.

चलं वित्तं चलं चित्तं चले जीवितयौवने ॥
चलाचलमिदं सर्वं कीर्तिर्यस्य स जीवति ॥

દ્રવ્ય ચલાયમાન છે, ચિત્ત ચલાયમાન છે, જીવન અને યૌવન ચલાયમાન છે તેમ આ સર્વ સ્થાવર અને જંગમ વસ્તુઓ પણ ચલાયમાન છે, અર્થાત્ એ સર્વ નાશવાન છે પરંતુ માત્ર જેની કીર્તિ સંસારમાં છે તેજ માણસ (મૃત્યુ પામવા છતાં) જીવતો છે—અમર છે એમ માનવું.

પ્રકાશક:
શેઠ કિસનદાસ મગનલાલ શ્રોફ.

સંવત ૧૯૯૧.] પ્રત ૨૫૦૦. [શક ૧૮૫૭.

# અર્પણ-પત્રિકા.

વન્દનીય પરમપૂજ્ય પિતાજીશ્રી
શેઠ મગનલાલ હરગોવિંદદાસ શ્રોફ જે. પી. !

મારા જન્મકાળથી આરંભી આપની શીતળ છાયા નીચે રાખી મારું લાલન પાલન કરતાં પણ મારા મનુષ્યજન્મની સાર્થકતાને માટે આપે અનેક સદ્ગુણોનો અને ધાર્મિક સંસ્કારોનો અનુપમ વારસો મને આપ્યો છે. તે સાથે વ્યાવહારિક દૃષ્ટિએ આર્થિક વારસો આપવાની પણ આપે ઉણપ રાખી નથી. ઉપરાંત મારા બાલ્યજીવનના અજ્ઞાન ભાવના અનેક અપરાધોને ન ગણીને પણ આપ મારા અભ્યુદય માટેજ નિરંતર પ્રયત્નશીલ રહ્યા છો. ખરેખર આપના એ મહાન્ ઋણમાંથી હું સ્વલ્પાંશે પણ કેવી રીતે મુક્ત થઇ શકું? તો પણ આપના તે અનુપમ ઉપકારના ઋણમાંથી કિંચિત્ અંશે પણ મુક્ત થવાની અભિલાષાથી, આપની સદ્ગુણશીલ મૂર્તિનું નિરંતર સ્મરણ કરતાં આપની પરમપ્રિય શ્રીદેવીગીતાની આ દ્વિતીયાવૃત્તિ આપના જીવન વૃત્તાન્તસહિત લોકાન્તરવાસી એવા પણ આપના આત્માને અર્પણ કરી કૃતાર્થ થાઉછું.

---

આપના વાત્સલ્યપ્રેમથી સિંચિત થએલો
આપનો ઋણી પુત્ર.
કિસનદાસ.

# સ્નેહોપહાર.

મારા પૂજ્યતમ પિતાજીશ્રીના

આદર્શભૂત અને વિશુદ્ધભાવનાવાળા

મિત્રો, સ્નેહીઓ અને

જ્ઞાતિબંધુઓને

મારા સ્વર્ગસ્થ પિતાજીશ્રીના સ્મરણાર્થ

સ્નેહોપહાર.

કિસનદાસ મગનલાલ શ્રોફ.



## સ્વ. શેઠ મગનલાલ હરગોવિંદદાસ શ્રોફ, જે. પી. ના જીવનવૃત્તાન્તની અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

॥ कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समा: ॥

આ લોકમાં ભલાં કામો કરતાં (કરવાને માટે) સો વરસ જીવવાની ઇચ્છા રાખવી. (ઇશોપનિષત્)

## ઉપયોગ.

પ્રસ્તાવના એટલે ગ્રંથની ઉપાદેયતા સિદ્ધ કરવાને માટે ગ્રંથના રહસ્યનું સંક્ષિપ્ત પણ વિશદ સ્ફોટન. પ્રસ્તાવના શબ્દનો વાચ્યાર્થ; "વધુ સ્તુતિ કરવી" એવો થાય અને એ રીતે અતિસ્તુતિ કરતાં મિથ્યોક્તિ અથવા અત્યુક્તિ પણ પ્રવેશી જાય; એ માટે પ્રસ્તાવના શબ્દ કેવલ યોગશબ્દ ન માનતાં યોગરૂઢ માનવો ઉચિત છે. અને ઉપરનો અર્થ પ્રસ્તાવના શબ્દને યોગરૂઢ માનીનેજ કરેલો છે. પ્રસ્તાવક જો રાગદ્વેષવિનાનો હોય તો તેની પ્રસ્તાવના; ગ્રંથની કસોટી બને છે. જો રાગયુક્ત હોય તો તેની પ્રસ્તાવનામાં અત્યુક્તિ આવે છે અને દ્વેષયુક્ત હોય તો મિથ્યોક્તિ આવે છે. આ બન્ને દોષોથી રહિત; ગ્રાહ્ય અને ત્યાજ્ય ઉભય અંશને દર્શાવનારી પ્રસ્તાવનાજ તેના ખરા અર્થમાં છે. ગ્રંથની ગુંથણી અને તેમાં વર્ણવેલાં તત્ત્વોને હેયોપાદેય નજરે છણીને પૃથક્ કરવાનું કામ પણ પ્રસ્તાવકનું છે. કદાચ એજ કારણથી હાલ લોકવિખ્યાત વિદ્વાન્ પાસે પ્રસ્તાવના લખાવવાનો પ્રચાર વધુ થયો છે. મહાકવિ કાલીદાસે રઘુવંશમાં લખ્યું છે કે, "तं सन्त: श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतव: (સારાં નરસાંનો વિવેક કરી શકે એવા (રાગદ્વેષરહિત) સજ્જનો આ ગ્રંથને વાંચવાના અધિકારી છે) આ વચન પ્રસ્તાવકને પણ તેજ રીતે લાગુ પડે છે. કોઇ પણ કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર બે જ્ઞાન હોય છે, એક

ઇષ્ટસાધન જ્ઞાન અને બીજું કૃત્તિસાધ્ય જ્ઞાન આ બન્ને જ્ઞાનને અનાયાસે સમજી શકાય એ રીતે જણાવવાં એનું નામ પ્રસ્તાવના, પ્રસ્તાવના એટલે માલ ખપાવવાની જાહેર ખબર નહિ પણ પ્રકર્ષ અંશોનું સ્તવન.

## જીવનચરિત્ર કોનું લખી શકાય?

જેને જીવતાં આવડે તેનું જીવનચરિત્ર લખી શકાય. જે જીવનમાંથી ધર્મ, નીતિ, વ્યવહાર અને જ્ઞાન સંબંધિ એક અથવા વધુ બાબતની પ્રેરણા મલે તેજ જીવન; આલેખવા યોગ્ય કહી શકાય. જે જીવનને લોકો વખાણે, જે જીવન વિજ્ઞાન, શૌર્ય કે ઐશ્વર્યથી યુક્ત હોય અને ઉદરંભરી ન હોય, તેજ જીવન; આલેખન કરવા લાયકનું ગણાય. જીવન, દોષ વિનાનું હોવાથીજ તે આલેખનીય ગણાતું નથી પણ સગુણ હોવાથીજ આલેખનીય ગણાય છે.

## જીવનનો આલેખન પ્રકાર.

આ બાબતમાં બે મત છે. એક મત એવો છે કે જીવનના ગુણ અને દોષ ઉભયને પક્ષપાત શિવાય વર્ણવવા અને હેય તથા ઉપાદેય અંશોને વ્યક્ત કરીને દર્શાવવા. બીજો મત એવો છે કે ત્યાજ્ય અંશોનો નિર્દેશમાત્ર કરવો અથવા ત્યાજ્ય અંશોનો સર્વાંશે ત્યાગ કરવો અને ગ્રાહ્ય અંશોને; રોચક અને પ્રેરક થાય એ રીતે વર્ણવવા. ઉપર્યુક્ત બન્ને મતમાંથી કયો મત સારો? તે વિવાદગ્રસ્ત છે પણ એટલું તત્ત્વ તો નિર્વિવાદ છે કે, "જે વર્ણવવું તે સાચું વર્ણવવું" અને જો અંશતઃ પણ છલવિનાનું સાચું વર્ણન હોય તો પછી બન્ને પ્રકારમાંથી કોઇ પણ પ્રકારે આલેખાયલું જીવન, કોઇને કોઈ અંશમાં, વાંચનારાઓનું પ્રયોજક જરૂર બને છે.

## વિશિષ્ટ જીવનનું આલેખન જરૂરનું છે કે?

હા. લોક ગતાનુગતિક છે. અને આલેખાયલાં વિશિષ્ટ જીવનો, લોકનાં માર્ગદર્શક બને છે. વિશિષ્ટ જીવનનાં ચરિત્રો; લોકોનાં માનસની નવ્યસૃષ્ટિ કરનાર પ્રજાપતિરૂપે બને છે. સંસ્કારી પ્રજા, વિશિષ્ટ

જીવનચરિત્રોમાંથી પ્રેરણાનું અમૃત પીને પોતાનાં જીવનને ઉન્નત બનાવે છે. આજ કારણથી પુરાણ અને ઇતિહાસની પંચમો વેદાનાં વેદઃ એવી પ્રશંસા ઉપનિષત્‌માં કરેલી છે. જે પ્રજામાં મહાપુરુષોનાં જીવનચરિત્રો ન હોય, જે પ્રજામાં મહાપુરુષોના ઇતિહાસો ન હોય તે પ્રજા, ઉન્નતિનું અમૃત મેળવી શકતી નથી અને મુમૂર્ષુ અવસ્થામાં પડી રહે છે. મહાપુરુષોનાં જીવનચરિત્રો, વર્તમાન પ્રજાના આદર્શને સ્પષ્ટ અવલોકવાનાં દર્પણો છે. અને એજ કારણથી વિશિષ્ટ જીવનનું આલેખન થાય એ ઇચ્છવા યોગ્ય અને અનુકરણીય છે.

ચરિત્રનાયકનો એક મહાન્ વિશિષ્ટ ગુણ.

વૈશ્યકુલભૂષણ સદ્‌ગત શેઠ મગનલાલ ખરેખર વૈશ્યકુલના ભૂષણજ હતા. પ્રસ્તાવનાને મથાળે ઇશોપનિષત્‌ની એક શ્રુતિ લખી છે તે મુજબ એઓ કર્મ કરવાને માટેજ જીવ્યા હતા અને વધુ જીવવાને ઇચ્છતા હતા. મારી સાથેની અનેક મુલાકાતોમાંથી એક પણ મુલાકાત એવી ગઈ નથી કે જેમાં સત્કર્મની જરા પણ ચર્ચા ન થઇ હોય. હું અનેક વખત એઓશ્રીને 'कर्मचेला' એ નામથી બોલાવતો. આપૂર્ત કર્મ કરતાં ઇષ્ટ કર્મ એટલે યજ્ઞ, યાગ, જપ વિગેરે ઉપર એઓશ્રીને વધુ પક્ષપાત હતો. કોઇ દિવસ દેવપ્રયાગમાં જઇને શ્રાદ્ધ કરવાનો વિચાર કરે તો કોઈ દિવસ કાશીમાં જઇને મહારુદ્ર કરવાનો વિચાર કરે. વર્ષનો કોઇ પણ પર્વદિવસ સદ્‌ગત શેઠ મગનલાલભાઇનો દાનશૂન્ય જતો ન હતો. પોતાની કરેલી પ્રણાલિકાને એઓશ્રીએ એક જુદા પુસ્તકના રૂપમાં આલેખી રાખી હતી. અતિરુદ્ર અને લક્ષ સૂક્તાત્મક વિષ્ણુયાગ વિગેરે કેટલાએ યાગોના ખર્ચના અડસટ્ટા કાઢી રાખ્યા હતા અને સેજ પ્રકૃતિની સ્વસ્થતાની રાહ જોતા હતા. જીવનના અંતિમ દિવસોમાં પણ ત્ર્યંબકેશ્વર. શ્રી કાશી વિશ્વનાથ વિગેરે ધામોમાં અનુષ્ઠાનો અને અભિષેકો ચાલુ કરાવ્યા ઉપરાંત વારંવાર કહેતા કે, "હજી પણ કોઇ મંત્ર કે સ્તોત્રનું અનુષ્ઠાન ઉચિત લાગે તો તે આરંભ કરવાની મારા તરફથી છુટ છે. આ અનુષ્ઠાનો જીવવાની આશાથી હું કરાવતો નથી પણ લોકાન્તરનાં પુણ્ય માટે કરાવું છું." બીજી વિશિષ્ટતા

એ હતી કે કર્મ કરવામાં અહંમમતા કે ફલાકાંક્ષા બીલકુલ ન હતી, લોકપ્રસિદ્ધિની ઇચ્છા તો નજ હોય એ ખાસ કહેવાની જરૂર નથી. વારેઘડીએ એઓ કહેતા કે, "શ્રી ભુવનેશ્વરી, મને ખાવાને માટે ભાત આપે છે. અને તે કરાવે છે તે કરૂં છું." મારે હસ્તક થયેલાં અનેક કાર્યોમાં સંકલ્પ પણ કરતા નહિ અને કદાચ મારા આગ્રહને વશ થઇને કરે તો "શ્રી પરમેશ્વરપ્રીત્યર્થં" એથી વધુ બોલવાને મને નિષેધ કરતા. તાત્પર્ય કે, "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" એ સિદ્ધાન્તને એમણે જીવનમાં ઓતપ્રોત કર્યો હતો. એઓ નિષ્કામ કર્મ કરવા માટેજ જીવ્યા અને કર્મફલની અનાસક્તિના યોગમાં લીન થયા.

પરમેશ્વરપ્રીત્યર્થં કરેલાં કર્મનું ફળ એમનામાં પ્રત્યક્ષ દેખાતું હતું. ઘણાએ લક્ષ્મીનંદનો શરીર અશક્ત થતાં મીલકતની વ્યવસ્થા કરવાની ચિન્તામાં પડે ત્યારે સદ્ગત શેઠ મગનલાલભાઇ આજથી ત્રણ વર્ષ પહેલાં મરણ પછીનાં કર્મોની ચિન્તા કરતા હતા. છેલ્લા કરેલા મહારુદ્રના પ્રસંગે શ્રી ત્ર્યંબકેશ્વરના ઓટલા ઉપર બેસીને પોતાના સત્પુત્ર આયુષ્યમાન્ શેઠ કીસનદાસની હાજરીમાં મારી પાસે એક માગણી કરી કે "મેં બન્યું ત્યાં સુધી કર્મમય જીવન ગાળ્યું છે, હવે ૧૯૮૨ ના વર્ષમાં મારા મરણ પછીની ક્રિયાઓ યોગ્ય રીતે કરાવવાને શ્રી ત્ર્યમ્બકેશ્વરની સમક્ષ મને કોલ આપો કે હું તે ક્રિયાઓ શ્રધ્ધાપૂર્વક સ્નેહી ભાઇ તરીકે કરાવીશ." નિર્વાણના ત્રણ માસ પહેલાં લાગતા વળગતા સર્વેને સ્પષ્ટ જણાવી દીધું હતું કે કાર્તિક વદ અષ્ટમી કે નવમીએ મારૂં જીવન સમાપ્ત થશે, અને થયું પણ તેમજ. નિર્વાણના પંદર દિવસ પહેલાં ઇરાદા પૂર્વક અનશનવ્રત લીધું હતું. દુધ, રહ્યા કે ફળનો પણ ત્યાગ કર્યો હતો અને સંપૂર્ણ આનંદથી મરણની તૈયારીઓ કરતા હતા. આખા જગતને ભય પમાડનારો નિર્વાણકાળ પણ એમને ભય આપવાને અસમર્થ થયો હતો. જે જગદંબાની એમણે શુધ્ધ ભાવથી સેવા કરી હતી તેજ એમના હૃદયાકાશમાં વિરાજીને, જેમ જેમ મરણકાળ પાસે આવતો ગયો તેમ તેમ એમને વધુ નિર્ભય અને વધુ શાંત

બનાવતાં હતાં. સારી રીતે જીવવા કરતાં સારી રીતે મરતાં જેને આવડે તેજ મહાપુરુષ. પરાશક્તિનું ચિંતન કરતાં કરતાં, તેજ પરાશક્તિની પુણ્ય નવમી તિથિને દિવસે, મરણસમયની જરા જેટલી પણ વ્યથા અનુભવ્યા શિવાય, પોતાના જીવનદીપની જવાળાને; પરાશક્તિના પરમતેજમાં લીન કરીને; એ મહાપુરુષ નિર્વાણ પામ્યા. આ પ્રભાવ એમનાં સત્કર્મોનો નહિ હોય તો કોનો હોઇ શકે? આવા એક કર્મ-યોગીનું જીવનવૃત્તાન્ત પ્રસિદ્ધ કરવાનું અતિ આવશ્યક હતું અને તે એમના સત્પુત્ર આયુષ્માન્ શેઠ કીસનદાસે પાર પાડ્યું તે માટે એઓ ધન્યવાદને પાત્ર છે. સદ્‌ગત શેઠ મગનલાલભાઇ; દેવી ભાગવતને સુવર્ણનો થાળ માનતા અને દેવીગીતાને તે થાળમાં જડેલ રત્ન માનતા. તેમના જીવનવૃત્તાન્ત સાથે એ રત્ન (દેવીગીતા)ને જોડીને ભેટ આપવાનો શેઠ કીસનદાસનો ઉદ્દેશ વધુમાં વધુ પ્રશંસાને પાત્ર છે.

<u>વૃત્તાન્તલેખક શાસ્ત્રીજીના સંબંધમાં.</u>

આ જીવનવૃત્તાન્ત લખવામાં પ્રમાદથી પણ મિથ્યોક્તિ ન આવે તેમજ અતિકથન ન આવે તેની પૂરતી કાળજી રાખીને શાસ્ત્રીજીએ આ જીવનકથા લખી છે. સદ્‌ગત શેઠ મગનલાલભાઇના પરિચયમાં આવેલા પ્રત્યેક માણસને મલીને, તેમનાં જીવનની સાચી વિગત મેળ-વવા પ્રયત્ન કર્યો છે. વિગત મેળવ્યા પછીથી આલેખન કરીને, પાછું તે તે જગ્યાએ વાંચી બતાવીને, વિગતફેરને સુધારી છે. અને અતિ-સ્તુતિ ન થઇ જાય તે માટે તો પદે પદે કાળજી રાખી છે. જીવનના સારા અંશોને ચર્ચવા ઉપરાંત અનિચ્છનીય અંશોને પણ એમણે ચર્ચ્યા છે, અને લેખક તરીકેની તટસ્થ મનોવૃત્તિને બરાબર અંકુશમાં રાખી છે. અનિચ્છનીય અંશોનો વિસ્તાર ન કરવામાં અને આદરણીય અંશોનો વિસ્તાર કરવામાં શાસ્ત્રીજીએ શિષ્ટપરંપરાનું યથાવત્ પાલન કર્યું છે. શાસ્ત્રીજીની લેખનશૈલી કદાચ કોઇને કિલષ્ટ લાગશે અથવા સંસ્કૃતમય લાગશે પરંતુ નિષ્પક્ષપાત રીતે મારે કહેવું જોઇએ કે શાસ્ત્રીજીએ ફકત જીવનવૃત્તાન્ત લખ્યું નથી પણ જીવનવૃત્તાન્તનું નીતિમય ગદ્યકાવ્યજ લખ્યું છે. ટુંકમાં શાસ્ત્રીજી તુલજાશંકરભાઇ,

કુશળ લેખક તરીકે પૂરવાર થયા છે એમ કહેવું જરાએ અનુચિત નથી. જીવનચરિત્ર વાંચ્યા પછીથી મને લાગે છે કે શાસ્ત્રીજી તુલજાશંકરભાઇને જીવનચરિત્ર લખવાનું કામ સોંપવા માટે મેં શેઠ કીસનદાસને સેઝ દબાણ કર્યું હતું તે ઠીક કર્યું હતું.

<u>ચરિત્રનાયકના પુત્ર શેઠ કીસનદાસ (બાબા શેઠ).</u>

સદ્ગત શેઠ મગનલાલભાઇ વારંવાર કહેતા હતા કે મને પુત્રની ઇચ્છા ન હતી પણ મારા પૂર્વજોએ સ્થાપન કરેલ તેજજ્યોતિ તથા મેં સ્થાપન કરેલ શ્રી જગદંબાનું અર્ચન ચાલુ રાખવાને એક મારા ઘરનાજ પૂજારીની જરૂર હતી અને તે મારી માએ (સ. શેઠ શ્રી જગદંબાને "મા" શબ્દથીજ સંબોધતા) મને પૂજારી આપીને પરિપૂર્ણ કરી છે. અર્થાત્ સદ્. શેઠને વંશ રાખવા કરતાં વંશનું વ્રત જાળવી રાખવાનીજ ઇચ્છા વધુ હતી. "સત્ય સંકલ્પને પૂર્ણ કરવાની કાળજી જગદીશ્વરને હોય છે" (योगक्षेमं वहाम्यहम्) એ સિધ્ધાન્ત મુજબ શ્રી માતાજીએ સદ્ગત શેઠની ઇચ્છા સર્વાંશે પૂર્ણ કરી છે. મારા અનુભવથી હું પૂર્ણ ખાત્રી સાથે કહી શકું છું કે શેઠ મગનલાલે આરંભેલાં કાર્યને શેઠ કીસનદાસ સારી રીતે જાળવશે અને વધારશે. સ્વ. શેઠ મગનલાલનું કર્મઘેલાપણું તેમના ચિરંજીવીમાં પણ સેઝ વધુ પ્રમાણમાં ઉતરી આવ્યું છે. શ્રીમાન્ બાબાશેઠની પિતૃભક્તિ વર્ણવવાને તો મારી પાસે શબ્દજ નથી. જો હું આડો ન આવ્યો હોત તો પોતાના આયુષ્યના ભોગે પણ એ સત્પુત્ર, પોતાના પિતાના જીવનને વધારવાને છેક તૈયાર હતા. એકજ ક્ષણનો વચ્ચે અવકાશ હતો તે વખતે એમનાં સત્કાર્યમાં હું વિઘ્નરૂપ થયો. શ્રી જગદંબાની ઇચ્છા હતી તેમ થયું. 'બીજ જાય અને અંકુર રહે' એ પ્રાકૃતિક સિધ્ધાન્તને વિલોપવાની શ્રી માતાજીની ઇચ્છા ન હતી અને તેથીજ મને વચ્ચે અવરોધક બનાવ્યો. અસ્તુ. શ્રીમાન્ બાબા શેઠ યુવાન્ હોવા છતાં વ્યવહારવૃધ્ધ છે. ચંચળ વય હોવા છતાં ઠરેલ છે. વિકારનાં કારણો હોવા છતાં વિકારરહિત છે. ઐશ્વર્ય હોવા છતાં ગર્વશૂન્ય છે. જગા લાધાના વંશની આબરૂ સાચવી રાખવા માટે સદ્ગત

શેઠના કરતાંએ એમને સહેજ વધુ કાળજી છે. ટુંકમાં અને આલંકારિક ભાષામાં કહીએ તો પંચાનન પિતાના એ ષડાનન પુત્ર છે. શ્રી માતાજીની કૃપાજ એમાં કારણરૂપે છે.

ચરિત્રનાયકનું ઘર એક કર્મક્ષેત્ર છે.

જે ઘરમાં લગભગ પોણી શતાબ્દીથી અખંડ જ્યોતિ ઝળહળે છે. જે ઘરમાં રોજ ઓછામાં ઓછા ચાર ચંડીપાઠ અને એક રુદ્રી કાયમનાં થાય છે. જે ઘરમાં નિત્ય બ્રાહ્મણભોજન થાય છે. જે ઘરમાં ત્રણ કાળ શ્રી માતાજીની વૈદિક વિધિથી મહા પૂજા થાય છે. જે ઘરમાં સવારે ૬ થી રાત્રે ૯ સુધી વેદ મંત્રોનો ધ્વનિ થાય છે એ ઘર કર્મક્ષેત્રજ છે, તીર્થ છે. આવા પવિત્ર ક્ષેત્રના સંચાલક સદ્‌ગત શેઠ મગનલાલભાઇનું જીવનવૃત્તાન્ત પ્રત્યેક કપોળ ભાઇઓના અને સ્નેહીઓના ઘરમાં જઈ પવિત્ર પ્રેરણા કરનારૂં બને એવી શુભાશા રાખવી યોગ્ય છે. સર્વાંશે દોષરહિત એક ઇશ્વરજ છે. બાકી દેવોમાં પણ દોષો વર્ણવાયલા પુરાણોમાં મલે છે. તો પછી સદ્‌ગત શેઠ મગનલાલનું જીવન, દોષથી છેકજ નિર્મુક્ત હતું એમ શી રીતે કહી શકાય? એઓ મનુષ્ય હતા અને મનુષ્યજીવનમાં થોડા પણ દોષ હોવા સંભવિત છે, એમ છતાં જે દોષો અનેક ગુણોમાં છવાઇ જાય તે દોષોને બલથી જુદા પાડવા એ જીવનચારત્રના આલેખનમાં આવશ્યક નથી. જીવનચરિત્ર એ માર્ગ દર્શક અને પ્રયોજક હોવું જોઇએ એમ માનતા હોય તેણે અનુકરણીય અંશોનેજ વિવેકપૂર્વક ગોઠવવા જોઇએ અને ત્યાજ્ય અંશોને એવી રીતે ગોઠવવા જોઇએ કે તે વાંચનારને ત્યાજ્ય તરીકેજ છાપ પાડે. સદ્‌ગત મગનલાલ શેઠમાં એવો એકાદ દોષ આવ્યો હતો અને તેનું પણ આલેખન, આ ચરિત્રના કુશળ લેખકે કર્યું છે તે ઠીક કર્યું છે. વિશુદ્ધ જળ જેમ વર્ષાકાળમાં ડહોળાઇ જાય પણ શરદ્ ઋતુ આવતાં પાછું પોતાની વિશુદ્ધિને મેળવી લે તેમ ચરિત્રનાયકે પોતાની પ્રાકૃતિક વિશુધ્ધિ સર્વાંશે પાછી મેળવી લીધી હતી એ તેઓના ઉપર શ્રી જગદંબાની પૂર્ણ કૃપા હતી એમ કહી શકાય.

કપોળજ્ઞાતિનું ૧૯૩૪ નું વર્ષ

સારૂં નીવડયું નથી. સર જગમોહનદાસ વરજીવનદાસ, સર મનમોહનદાસ રામજી અને શેઠ મગનલાલ હરગોવનદાસ જે. પી.

એ ત્રિમૂર્તિ, એકજ વર્ષમાં ચાલી ગઇ છે. કપોળજ્ઞાતિ, એ ત્રિમૂર્તિ શિવાય નેતાવિહોણી જેવી થઇ ગઇ છે. શ્રી જગદીશ્વર કપોળ જ્ઞાતિમાં અનેક જગમોહનદાસ, મનમોહનદાસ અને મગનલાલ ઉત્પન કરો અને સાગર જેવી છલકાતી કપોળ જ્ઞાતિને મર્યાદામાં રાખો.

## ઉપસંહાર અને મારો સંબંધ.

સદ્ગત મગનલાલ શેઠ સાથેનો મારો પરિચય ફક્ત ચારથી પાંચ વરસનોજ હતો. પરંતુ કોઇક અતકર્ય કારણથી કે પ્રાક્તન ઋણાનુબંધથી અમારો સંબંધ ગાઢ મૈત્રીમાં પરિણમ્યો હતો. એક વરસના બાર માસમાં લગભગ સો મુલાકાતો થતી એઓ મને પોતાના ભાઇ તરીકેજ માનતા અને ભાઈ! સંબોધનથીજ બોલાવતા. પ્રેમની પરિસીમા તરીકે એક વચનનોજ પ્રયોગ કરતા. ययोरेव समं वित्तं तयोर्मैत्री એ નીતિવાક્યને એમણે મારા સંબંધમાં ખોટું પૂરવાર કર્યું હતું. મને સુખી જોઇને સુખી થતા. અમે ઉપક્રમ અને ઉપસંહાર વિનાની કાંઇક કાંઇક વાતો કરતા. એ બધું સ્મરણાવશેષ થયું છે. દિવસો ગણતાં માસ થયા અને માસો ગણતાં વર્ષ થશે, પણ એ સ્નેહમૂર્તિનું તો હવે સ્મરણજ રહ્યું છે. હવે તો એ પ્રેમાળ ભાઇનું સ્મરણ કરીને પ્રેમાશ્રુની નિવાપાંજલિજ આપવાની છે.

સ. શેઠ મગનલાલના જીવનની વિશિષ્ટતાની સેઝ ઝાંખી રૂપરેખા આ પ્રસ્તાવનામાં આલેખી છે. વિસ્તૃત લખું તો પ્રસ્તાવના મટીને ચરિત્ર થાય. જે કર્મયોગી, કર્મનુંજ ચિન્તન કરતાં, અને કર્મફલનાં પ્રદાત્રી શ્રી જગદંબાનું સ્મરણ કરતાં, હસતે મોઢે, આયાસ શિવાય કલેવરનો ત્યાગ કરે તેના આત્માની શાંતિની ઇચ્છા કરવાની જરૂર નથી. એવા કર્મયોગીઓ શોક અને મોહ વિનાના લોકમાંજ જાય છે. આપણી ઇચ્છાની એને જરૂર પડતી નથી. છતાં સારી ઇચ્છા કરવી એ મનુષ્યનો ધર્મ છે એટલે હું પણ

यत्रानंदाश्च मोदाश्च यत्र दिव्याश्च संपदः।
वैराजा नाम वै लोकाः कर्मणा सन्तु ते शिवाः॥

એ ઇચ્છા કરીને પ્રાસ્તાવિક સમાપ્ત કરીશ.

ચૈત્ર શુક્લ પ્રતિપદ ૧૯૯૧ } મોતીરામ કલ્યાણજી શાસ્ત્રી.

श्रीगणेशाय नमः

# પ્રાસંગિક કથન.

अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ॥
स्वल्पमप्यवगान्तव्यं मार्गस्थो नावसीदति ॥

સજ્જનોના માર્ગનું અનુકરણ કરવા માટે જો સંપૂર્ણ રીતે ન બની શકતું હોય તો થોડું પણ અનુસરણ કરવું, કારણ કે એ માર્ગનું અનુકરણ કરનાર મનુષ્ય કદી પણ દુઃખી થતો નથી.

જીવનચરિત્ર, જીવનવૃત્તાન્ત કે જીવનરેખા વિગેરે લખવાનો હેતુજ એ હોય છે કે કોઇપણ વ્યક્તિ તે ચારિત્ર્યશીલ પુરૂષનું અનુકરણ કરી સંસારમાં પોતાના જીવનને પણ ઉત્કૃષ્ટ બનાવે. આ મગનલાલ શેઠનું જીવનવૃત્તાન્ત લખવાનો હેતુ પણ તેજ છે. મનુષ્યોમાં સર્વાંશે નિર્દોષતા હોઇ શક્તી નથી અને તેથી સજ્જન વાંચક વર્ગે સત્યતાની ખાતર લખાયલા કવચિત્ કોઇ વ્યક્તિના દોષ પણ હોય તો તે તરફ લક્ષ આપવું જોઇતું નથી, પરંતુ હંસ જેમ ભેગા મળેલા પાણી અને દુધમાંથી દુધજ માત્ર પીને પાણીનો ત્યાગ કરે છે તે પ્રમાણે તેના ગુણોનાજ ગ્રાહક થવું યોગ્ય છે. સાથે જેમ એક કવિએ કહ્યું છે કે, "गुणायन्ते दोषाः सुजनवदने दुर्जनमुखे गुणा दोषायन्ते किमिह जगतां विस्मयपदम्॥ यथा जीमूतोऽयं लवणजलधेर्वारि मधुरं फणी पीत्वा तोयं वमति गरलं दुः सहत्तरम् ॥ સજ્જન પુરૂષોના મુખમાં કોઇના દોષ હોય તો તે પણ ગુણરૂપેજ જણાય છે જ્યારે દુર્જનના મુખમાં ગુણો પણ દોષ રૂપેજ દેખાય છે; જેમ કે મેઘ સમુદ્રનું ખારું પાણી લઇને પણ તેને મીઠું બનાવી લોકોને આપે છે જ્યારે સર્પ દુધ પીને પણ અત્યંત દુઃસહ ઝેરરૂપે તેને બહાર કાઢે છે." એ પ્રમાણે કોઇના દોષને ન જોતાં તેના ગુણના ગ્રાહક થવું એજ મનુષ્યનો પરમ ધર્મ છે.

સ્વ. મગનલાલ શેઠના આ જીવનવૃત્તાન્તમાં અથવા લેખનશૈલીમાં પણ કવચિત્ કોઇને દોષ જણાય તો તે તેના તરફ ઉપરોક્ત ન્યાયેજ દૃષ્ટિપાત કરશે એમ માનીએ તો અડચણ જેવું નથી.

મગનલાલ શેઠને દેવીગીતા ઘણી પ્રિય હતી એ આપણે એમના જીવનવૃત્તાન્તમાં જોઇ ગયા છીએ એટલે એમના અવસાન બાદ

એમના સ્મરણાર્થે તેને એમના સુશીલ પુત્ર ચિ. બાબાશેઠ કિસનદાસને જ્ઞાતિવિગેરેમાં વહેંચવા માટેની ઇચ્છા થઈ અને તે સાથે પોતાના પુત્રધર્મ પ્રમાણે પોતાના પિતાના જીવનવૃત્તાન્તને પણ લખાવી તેને પણ તેની સાથે જોડવાની અભિલાષા જન્મી. પરમાત્માની ઇચ્છાએ લગભગ ટુંક સમયથી મારા એક પરમસ્નેહી અને મગનલાલ શેઠના પણ નિઃસ્વાર્થ વૃત્તિના પરમ સ્નેહી વે. શા. સં. શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દ્વારા ચિ. બાબા શેઠ કિસનદાસને સંસ્કૃતનું અધ્યયન કરાવવાના હેતુથી એમની સાથેનો મારો સંબંધ જોડાયો અને એ અરસામાંજ એમણે આ જીવનવૃત્તાન્ત લખવાની મને પ્રેરણા કરી. આ વૃત્તાન્ત થોડાજ સમયમાં લખવાનો હતો અને તે સાથે મારે ને મગનલાલ શેઠને અંગત પરિચય ન હતો એટલે એ લખવું મારે માટે સુલભ જેવું ન હતું, છતાં પણ એમનાં કુટુંબીજનો તથા એમના કુટુંબના એક વડા શેઠ હીરજીભાઇ તથા શેઠના મિત્રો ઝવેરી શેઠ લાલભાઇ, ડો. પોપટ પ્રભુરામ તથા શેઠ નરોત્તમદાસ વિગેરે પાસેથી સર્વ હકીકત મળતાં તેમની સહાયથી એને લખવાની સુગમતા મને મળી અને તેને આધારેજ એ લખવામાં આવ્યું છે. એમાં અતિશયોક્તિ જેવું અથવા અસત્યવાદ જેવું લખવામાં આવ્યું નથી, પરંતુ મને આપવામાં આવેલી સર્વ હકીકત પ્રમાણેજ એ લખવામાં આવ્યું છે. મનુષ્યોની રુચિ પ્રમાણે દરેક વાંચકને એમાં ભિન્નતા ભાસે, પરંતુ તેને માટે હું આગળ કહી ગયો છું તેમ માત્ર એને ગુણગ્રાહકતાની દૃષ્ટિએજ વાંચક વર્ગ જોશે એમ મારું માનવું છે. હું આશા રાખું છું કે જો એમના જીવનવૃત્તાન્તના સત્ય તત્ત્વને વાંચક પોતાના અંતરમાં ઉતારશે તો અને એની સાથે જોડવામાં આવેલી દેવીગીતાનું પરમ રહસ્ય પણ જો સમજવા વાંચક પ્રયત્નશીલ થશે તો પોતાના પિતાની સ્મરણીયતાની ખાતર એને પ્રસિદ્ધ કરનાર ચિ. શેઠ કિસનદાસનો તથા લખનાર તરીકે મારો એ ઉભયનો અને દેવીગીતાના ભાષાંતરકાર સ્વ. શાસ્ત્રીજી જીવરામ લલ્લુભાઈનો પણ પ્રયત્ન સફળ થશે.

લી. ભગવત્કૃપાભિલાષી,

ચૈત્ર શુદ ૧, ૧૯૯૧ — **તુલજાશંકર ધીરજરામ શાસ્ત્રી.**

# કિંચિત્ નિવેદન.

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ॥
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥

મનુષ્યોના જન્મમાં માતપિતા જે દુઃખને સહન કરે છે તેનો બદલો સેંકડો વર્ષોએ પણ વાળવો શકય નથી, અર્થાત્ માતાપિતાના ઋણમાંથી મનુષ્ય સેંકડો વર્ષે પણ મુક્ત થઇ શકે તેમ નથી.

આ પ્રમાણે મારા પિતાજીશ્રી સ્વ. મગનલાલ શેઠે મારા કલ્યાણને માટે કરેલા અનુપમ પ્રયત્નના ઋણમાંથી કદી પણ હું મુક્ત થઇ શકું તેમ નથી.

સંસારસમુદ્રના ઉન્નત તરંગોથી ઉછળી અનેક વખતે એના ક્ષાર જલનું પાન કરી અશાન્ત થઇ ગએલા જીવનમાં પણ જ્યારથી એમણે અધ્યાત્મવાદનો આશ્રય કરવારૂપ અમૃતનું પાન કર્યું ત્યારથીજ દૈવી સંપત્તિથી ઓતપ્રોત થએલા એ મારા પૂજ્ય પિતાજીનું જ્યારે હું સ્મરણ કરૂં છું ત્યારે મારા પિતાજીનો દૃશ્યમાન થતો વિયોગ મારા હૃદયને વિદીર્ણ કરે છે, મારા તરફના પુત્રવાત્સલ્યપ્રેમનાં અનેક સંસ્મરણો તાજાં થતાં એમનું મારા તરફનું અલૌકિક મમત્વ એમના અનેક સદ્ગુણોને મૂર્તિમન્ત રીતે મારી પાસે ખડા કરે છે, એટલુંજ નહિ પણ એ આદર્શમય પિતાની જીવંત મૂર્તિને હું મારી પાસે હાસ્યમુખથી જાણે, "બાબા! સંસાર સમુદ્ર છે, પાર ઉતરવી સહેલ નથી, તારી જીવનનૌકા કોઇ ખરાબામાં ન અથડાય તે સાચવજે અને અનેક સંકટના સમયે પણ ધૈર્ય ધારણ કરી ન્યાય, નીતિ અને ધર્મનો ત્યાગ ન કરતો, અને તોજ તું આ સંસારની પાર ઉતરી શકીશ" એ પ્રમાણે વાત્સલ્યભાવથી પ્રેમપૂર્ણ હૃદયે મને ઉપદેશ આપતી હોય તેમ જોઉં છું. કોઇને અતિશયોક્તિ લાગે પરંતુ પુત્રપ્રેમ અને પિતૃપ્રેમ એનું પરમ રહસ્ય તો તેની સત્ય ભાવનાવાળા પ્રેમીઓજ સમજે છે એટલે મારી એ વિશાળ ભાવનાને પણ તેજ સમજી શકે! અને તેથી મારા પૂજ્ય પિતાજીના મારા પ્રત્યેના અનુપમ પ્રેમના ઋણમાંથી હું મુક્ત કેમ થઇ શકું?

તો પણ મારા પિતાજીશ્રીની પરમપ્રિય અને આધ્યાત્મિક જ્ઞાનની અમૃતવટી સમાન દેવીગીતા દ્વિતીયાવૃત્તિરૂપે તેમના જીવન-વૃત્તાન્તસહિત તેમની વાર્ષિક ક્રિયાને સમયેજ જો હું મારા જ્ઞાતિ-

બંધુઓ તથા મારા પિતાજીશ્રીના મિત્રો અને સ્નેહીઓને ઉપહાર તરીકે અર્પણ કરવા અથવા કવચિત્ તેમને નિમત્તે અન્યને ધમાર્થ આપવા પણ પ્રસિધ્ધ કરું તો હું સ્વલ્પાંશે પણ પિતૃઋણમાંથી મને મુક્ત થએલો માની શકું ! સમયના અભાવે મારા પિતાશ્રીનો જીવન-વૃત્તાન્ત લખવો મારે માટે અસંભવિત હતો, પરંતુ જગદંબાની કૃપાથી મારા પિતાજીશ્રીના નિઃસ્વાર્થવૃત્તિવાળા પરમ સ્નેહી, વે. શા. સં. શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દ્વારા મને મારા અધ્યાપન નિમિત્તે શ્રી. શાસ્ત્રીજી તુલજાશંકર ધીરજરામ પંડયાનો પરિચય થયો અને પ્રસંગે મેં એ વાત એમને જણાવી. મારા પિતાજીના પરિચયને અભાવે એ વૃત્તાન્ત લખવો એમને માટે પણ અસંભવિત હતો તો પણ મારી કૌટુમ્બિક વ્યક્તિઓ અને સ્નેહીઓની સહાયથી સર્વ વૃત્તાન્ત ફક્ત થોડા દિવસમાંજ સંગ્રહિત કરીને, અનેક રાત્રિઓના ઉજાગરા વેઠીને, લગભગ દરરોજના ૧૬ કલાક જેટલો સમય અવિશ્રાંત પ્રયત્ન કરીને છપાવીને તૈયાર કરી આપ્યો છે તે માટે શ્રી. શાસ્ત્રીજી તુલજાશંકરનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તેમજ એમની સાથે મારો સ્નેહ જોડાવી આપનાર તથા પ્રસ્તાવના લખનાર શ્રી. શાસ્ત્રીજી મોતીરામભાઇનો પણ ઉપકાર હું ભૂલી શકું નહિ.

આ પ્રમાણે મારા પિતાજી શ્રીના સંસ્મરણ નિમિત્તે મારા જ્ઞાતિ-બંધુઓને અને મારા પિતાજીશ્રીના મિત્રો તથા સ્નેહિવર્ગને ઉપહાર તરીકે આપવા થોડાજ સમયમાં તેમનાં જીવનવૃત્તાન્ત સહિત "શ્રી દેવીગીતા ગ્રન્થ પ્રસિધ્ધ કરવા આજે પ્રભુ કૃપાથી હું સમર્થ થયો છું.

મારા જ્ઞાતિ બંધુઓને તથા અન્ય પણ વાંચકોને હું એટલીજ નમ્ર વિનંતિ કરીશ કે આ દેવીગીતામાં રહેલા અધ્યાત્મવાદના પરમ તત્ત્વનું રહસ્ય પોતાના અન્તરમાં ઉતારીને અને તેજ પ્રમાણે મારા પિતાજી શ્રીના જીવનવૃત્તાન્તમાંથી પણ શક્ય તેટલા રહસ્યનો જો સ્વીકાર કરવામાં આવશે તો હું મારા પિતાજીશ્રીના મહાન ઋણમાંથી કિંચિત્ અંશે પણ મને મુક્ત થએલો માનીશ એટલુંજ નહિ પણ મારો તથા મારા પિતાજી શ્રીના જીવનવૃત્તાન્ત લખનાર શ્રી. શાસ્ત્રી તુલજાશંકરનો એમ બંનેનો પ્રયત્ન સફળ થએલો સમજીશ.

ચૈત્ર શુકલ ૧૦ }
શનિ ૧૯૧૧ }

લી. શુભેચ્છક
કિસનદાસ મગનલાલ શ્રોફ.

॥ ॐ ॥ श्रीगणेशाय नमः ॥

# પ્રકરણ ૧ લું.

## પૂર્વજોનો વૃત્તાન્ત.

મનુષ્યની ચિરંજીવિતા.

दीनानां कल्पवृक्षः सुगुणफलनतः सज्जनानां कुटुम्बी,
आदर्शः शिक्षितानां सुचरितनिकषः शीलवेलासमुद्रः ॥
सत्कर्ता नावमन्ता पुरुषगुणनिधिर्दक्षिणोदारसत्वो
लोकः श्लाघ्यः स जीवत्यधिकगुणतया चोच्छ्वसन्तीह चान्ये ॥ १ ॥

જે પુરુષ દીનોની ઇચ્છાઓને પરિપૂર્ણ કરનાર હોવાથી સજ્જન મનુષ્યોનો કુટુમ્બી, શિક્ષિત પુરુષોમાં એક આદર્શરૂપ, ઉત્તમ ચરિત્રની કસોટીસ્વરૂપ, સુન્દર સ્વભાવરૂપ, તરંગોનો સમુદ્ર, સર્વનો સત્કાર કરનાર, કોઇનું પણ અપમાન ન કરનાર, પુરુષોના ગુણોનો ભંડારરૂપ અને ચાતુર્ય તથા ઉદારતારૂપ ઓજસ્‌વાળો છે, તે એકજ પુરુષ આ સંસારમાં અધિક ગુણવાન્ હોવાથી (જીવતો હોય વા મૃત્યુ પામેલો હોય તો પણ) જીવતો છે એમ સમજવું અને એ શિવાય બીજા તો આ સંસારમાં જીવનરૂપે શ્વાસજ લે છે.

આ પ્રમાણે ઉપરોક્ત અનેક સદ્‌ગુણોના આદર્શરૂપ સ્વ. શેઠ મગનલાલ હરગોવિન્દદાસ શ્રાફ્ જે. પી. નો જન્મ સ્વાભાવિક રીતેજ વિશેષાંશે લક્ષ્મીદેવીના કૃપાકટાક્ષોથી અનેક જાતના વૈભવોનો ઉપભોગ કરતી કપોળ જેવી ઉત્તમ જ્ઞાતિમાં સુપ્રસિધ્ધ જગા લાધાના ખાનદાન તરીકે ઓળખાતા અને કાઠીઆવાડમાં આવેલા વડા સ્ટેટના હળીઆદ ગામના મૂળવતની સ્વર્ગસ્થ શેઠ હરગોવિંદદાસ જગજીવનદાસ લાધાભાઇને ત્યાં મુંબઇમાંજ સંવત્ ૧૯૨૨ શકે ૧૭૮૮ ના ભાદરવા વદ ૬ ને વાર રવિ તા. ૩૦ ઓકટોબર ૧૮૬૬ને રોજ થયો હતો. એમનાં માતુશ્રીનું નામ અંબાબાઇ

હતું. એમના પૂર્વજો પહેલાં પોતાના દેશમાંજ પોતાનું સાદું પણ ઉત્તમ જીવન ગાળી પોતાનો વ્યવહાર ચલાવતા હતા. જીવનની વિશિષ્ટતા લક્ષ્મીદેવીના તરંગોથી આચ્છાદિત થઇ અનેક જાતના મોજશોખ અને વિલાસવૈભવ ભોગવવામાંજ સમાપ્ત થતી નથી, પરંતુ લક્ષ્મી હોય યા ન હોય તો પણ સંસારમાં નીતિમત્તાની કસોટીમાંથી પસાર થઇ જે મનુષ્ય સાદું પણ પ્રતિષ્ઠિત જીવન ગાળે છે તેજ મનુષ્યનું જીવન જીવન છે. અને તેથી શેઠ મગનલાલના પૂર્વજો પણ પોતાનું સાદું પણ અનેક સદ્ગુણોને આધારે સારૂં પ્રતિષ્ઠિત જીવન ગાળતા હતા.

અહીંઆં પ્રસંગોપાત સ્વ. મગનલાલ શેઠના પૂર્વજોનો ઇતિહાસ આપવો પણ ઉચિત લાગવાથી તે સંબંધી થોડું વિવેચન કરીએ.

**આદિપુરુષ શેઠ લાધાભાઈ અને સેવાધર્મ.**

એમના આદિ પુરુષ લાધાભાઇનો જન્મ હળીઆદમાં જેરામ શેઠને ત્યાં થયો હતો. એમનો બાલ્યાવસ્થાનો ઇતિહાસ જાણવામાં નથી પરન્તુ સાંભળવા પ્રમાણે તેમની યોગ્ય ઉમર પછી તેઓ કાઠીઆવાડમાં આવેલા વડાલ સ્ટેટ દરબારને ત્યાં કારભારી તરીકે કામ કરતા હતા. રાજા, મહારાજા, દરબાર કે ઠાકોરોને ત્યાં નોકરી કરવી એટલે તરવારની ધાર પર ચાલવું, એમાંથી જે મનુષ્ય પોતાના જીવનને જરા પણ આંચ આવ્યા શિવાય પસાર કરે તેજ પુરુષ ખરો ભાગ્યશાળી અને ધીર કહેવાય, કારણ કે એક નીતિકારે કહ્યું છે કેઃ "नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन॥ इति महति विरोध भूयमान समाने नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता॥ જો પુરુષ (કારભારી કે દિવાન વિગેરેના પદ પર આરૂઢ થઇને) રાજાનું હિત સાધવા જાય છે તો તે લોકોનો શત્રુ થઇ પડે છે અને જો લોકોનું હિત કરવા જાય છે તો રાજા તેનો ત્યાગ કરે છે, પરન્તુ આ પ્રમાણે મોટો સમાન વિરોધ હોવા છતાં જે રાજાનું અને લોકોનું બન્નેનું કલ્યાણ કરે છે તેવો કાર્ય કરનાર દુર્લભ હોય છે." આમ હોવા છતાં પણ સ્વ લાધાભાઇ શેઠ તો વડાલ દરબારને ત્યાં રાજા પ્રજા બન્નેનું હિત થાય,

તે પ્રમાણેજ કારભાર કરતા હતા. તેઓ ચાહ્ય તો દરબાર હો કે ગમે તેવી મોટી વ્યક્તિ હોય તો પણ તેને સત્ય કહેવા ચૂકતા નહિં અને તેથી તેમની તે સમયમાં ત્યાંના લોકો પર એટલી સુંદર છાપ પડી હતી કે તેઓ કારભારી હોવા છતાં લોકો તેમની પ્રશંસાજ કરતા હતા, પરન્તુ જરા પણ એમની નિન્દા કરવા માટેનો અવકાશ લેતા નહિં. ટુંકામાં કે તેમણે એક નાના સ્ટેટનું કારભારીપણું કરવા છતાં તેઓ રાજા પ્રજા બન્નેનું ચિત્ત પોતાના ઉદાર ગુણોને આધારે આકર્ષી શકયા હતા. ખુશામત કરી હાજી હા કરી માત્ર દરબારને પ્રસન્ન રાખવા એ મહાન્ સ્વાર્થમય દુર્ગુણ તેમનામાં ન હતો, પરન્તુ ગમે તેવા કઠિન પ્રસંગ હોય તો પણ દરબારને ઉચિત સલાહ આપી શાંતતાથી સમજાવી બીજી બાજુ લોકોને પણ મીઠી અને હિતકર ભાષાથી શાન્ત કરી રાજા પ્રજામાં પ્રેમ વધે અને પોતાની કારકીર્દી ઉજ્વલ કહેવાય તેવી રીતનુંજ તેમનું વર્તન કારભારી તરીકેનું હતું. રાજવંશી પુરુષમાં રાજવંશી સદ્ગુણો કેમ રહે અથવા કેમ ઉતરે અથવા હોય તો તે નાશ કેમ ન પામે તેને માટે તેઓ વિશેષ કાળજી રાખતા. કારણ રાજાને અથવા ધનિકોને પણ જો સજ્જનોનો સહવાસ હોય તોજ તે પોતાની રાજા તરીકેની અથવા ધનવાન્ તરીકેની ઉત્તમ કીર્તિ સાચવી શકે છે અને જો તેમને અધમ મનુષ્યોનો સહવાસ હોય છે તો તે પોતાની મેળવેલી કીર્તિને પણ ખોઈ બેસે છે. "प्रायेण भूमिपतयः प्रमदा लताश्च यत्पार्श्वतो भवति तत्परिवेष्टयन्ति. ઘણુંખરું રાજાઓ, સ્ત્રીઓ અને વેલો એ સર્વ જેઓ પોતાની બાજુમાં અર્થાત્ નિરન્તરના પરિચયમાં હોય છે તેમનેજ વિટલાયલાં રહે છે." આથી તેઓ દરબારની સાથે ઉત્તમ મનુષ્યોનોજ સહવાસ રહે તેવી વ્યવસ્થા રાખતા અને એથી દરબારનો પણ એમના તરફ સારો પ્રેમ અને સદ્ભાવ હતો. તેમ તેઓ એમને પોતાના ખરા હિતકર સમજી એઓ કારભારી હતા છતાં એમનું ઉચિત સન્માન જાળવવા ચૂકતા નહિં. એ પ્રમાણે સ્વ. લાધાભાઇ શેઠે કારભારી તરીકેનું પોતાનું જીવન માનનીય દૃષ્ટિએ વ્યતીત કર્યું હતું એમાં તો જરા પણ સંશય નથી. વળી જ્ઞાતમાં પણ તેમની સારી પ્રતિષ્ઠા

હતી. સર્વ જ્ઞાતિજનો તેમને માનનીય દૃષ્ટિથી જોતા અને કંઇક ગંભીર પ્રસંગ હોય ત્યારે તેમની સલાહ લેતા અને તે પ્રમાણે ચાલતા. એઓ પોતે પણ જ્ઞાતિજનોનું હિત કેમ થાય તેવીજ રીતની સલાહ આપતા અને તેથી સર્વ રીતે જ્ઞાતિના પણ તે પ્રીતિપાત્ર થયા હતા. આ કલિકાળના વિષમય વાતાવરણમાં જે જ્ઞાતિમાં અને કુટુમ્બમાં આવી ઉત્તમ વ્યક્તિઓનો જન્મ થએલો હોય છે તે જ્ઞાતિ અને તે કુટુમ્બ ખરેખર પ્રશંસનીય છે એમાં તો જરા પણ અતિશયોક્તિ નથી.

આ પરથી કોઇપણ મનુષ્ય સમજી શકશે કે જે વૃક્ષનું બીજ ઉત્તમ હોય છે તે વૃક્ષનાં શાખા, ડાળી, ફળ, ફળ વિગેરે પણ ઉત્તમજ હોય એમાં શંકાને સ્થાન હોઇ શકે નહિ અને તેથી એવાજ એ સ્વ. લાધાભાઇ શેઠના ઉત્તમ વંશમાં ચતુર્થ પુરુષ તરીકે આપણા ચરિત્રનાયક સ્વ. મગનલાલ શેઠનો જન્મ થયો હતો.

## પ્રારબ્ધ અને પુરુષાર્થ.

સ્વ. લાધાભાઇ શેઠને પરમાત્માની કૃપાથી પાંચ પુત્રો, રૂપાભાઇ, જગજીવનદાસ, મેઘજીભાઇ, લવજીભાઇ અને ઓધાભાઇ હતા. આ સર્વ ભાઇઓ બાલ્યાવસ્થાથીજ પિતાના ઉચ્ચ સંસ્કારોને મેળવી શકયા હતા. અને તેથી તેઓએ અમુક સમય સુધી દેશમાં રહીને પોતાના કૌટુમ્બિક સાહચર્યમાં જીવનપ્રવાહને વહેવડાવતાં ભવિષ્યમાં પોતાના કુટુમ્બની વિશેષ ઉન્નતિ કયે માર્ગે થાય અને પોતાના પિતાએ મેળવેલી સુપ્રતિષ્ઠા જળવાઇ રહેવા ઉપરાંત તેમાં વિશેષતા કેમ થાય તેનોજ વિચાર કરી તેવા પ્રકારની પ્રવૃત્તિ કરવાનો આરંભ કર્યો.

આ સમયે કાઠીઆવાડ તથા કચ્છની સાહસિક પ્રજાનું આવાગમન પોતાના પ્રારબ્ધને ખીલવવાને કહો કે પોતાની ગુપ્ત રહેલી ઇશ્વરપ્રણીત ભાવિની ઉજ્વલતાને પ્રકાશિત કરવાને કહો પણ મુંબઇમાં વિશેષ પ્રમાણમાં થતું હતું. અને તેમાંની ઘણી કોમોના સાહસિક પુરુષોએ મુંબઇમાં આવી પોતાની કારકીર્દીને અનેક રીતે ઉજ્વલ

કરેલી પણ હતી. આ પ્રમાણે સ્વ. શેઠ મગનલાલના પિતામહ જગજીવનદાસ શેઠને તથા તેમના ભાઇઓને પણ ભાવિની પ્રેરણાથી મુંબઈ આવી પોતાનું આત્મબળ અજમાવવાની ઇચ્છા થઇ અને તેથી તેઓ પોતાની નાની વયમાંજ જુદે જુદે સમયે મુંબઇ આવ્યા.

આ પ્રમાણે આ સર્વ ભાઇઓએ મુંબઇ આવી વ્યાપારનો કોઇ ઉત્તમ માર્ગ પસંદ કરી એકસાથે ટુંકો વ્યાપાર કરવાની શરૂઆત કરી. તે સમયે મુંબઈની આટલી બધી ઉન્નતિ કે અવનતિ ન હતી, પરન્તુ એક ગ્રામ્ય સ્થિતિમાંથી નાગરિક પરિસ્થિતિએ પહોંચવા સંબધી ઉદયાચલપર અભ્યુદિત થવાને માટેનો તેનો અરુણોદય થઇ ચુકયો હતો. દિનપ્રતિદિન વ્યાપારાદિ અનેક માર્ગે મુંબઇનું તેજ વધતું જતું હતું, અને એ મુંબઈ પોતાના આશ્રયે પ્રતિવર્ષ આવતા અનેક ભાગ્યશાળી પુરુષોને પોતાનામાં આચ્છાદિત રહેલી લક્ષ્મી અર્પણ કરી ઓજસ્વી બનાવતું હતું.

મનુષ્યો ગમે તેટલા પુરુષાર્થ કરે પરન્તુ પ્રારબ્ધ શિવાય અર્થાત્ પૂર્વજન્મનાં કરેલાં કર્મનાં ફળરૂપ પ્રારબ્ધ વિના તે ફલીભૂત થતા નથી." *यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ॥ एवं पुरुषकारेण विना दैवं न सिद्ध्यति ॥* જેમ એક પઇડાથી રથ ચાલી શકતો નથી તેજ પ્રમાણે પુરુષાર્થ વિના પ્રારબ્ધ ફળતું નથી " તેમજ પુરુષાર્થ પણ પ્રારબ્ધ સિવાય ફળતો નથી. અને તેથી પુરુષાર્થ કરનાર પણ અનેક સજ્જન અને બાહોશ વ્યક્તિઓ પુરુષાર્થ કરવા છતાં પણ પ્રારબ્ધરૂપ કાળચક્રની નીચે કચડાઇ ગઇ છે. ખરેખર એજ ક્ષણિકમાં રંકને રાય અને રાયને રંક બનાવનાર ઇશ્વરની અલૌકિક શક્તિનું અતુલિત માહાત્મ્ય સમજવાને માટે કોની શક્તિ છે? ક્ષણવાર જો વિચાર કરવામાં આવે અને નેત્રોને બંધ કરી ઇન્દ્રિયોના પ્રબળ શક્તિપ્રવાહને થોભાવીએ તો શૂન્ય જેવી અવસ્થા ભોગવવા શિવાય અન્ય ગતિ નથી એમજ માનવું પડે.

જગજીવનદાસ શેઠ તથા એમના ભાઇઓએ પણ એ પ્રમાણે પુરુષાર્થ કરી આત્મોન્નતિ માટે એકસાથે વ્યાપારની શરુઆત કરી.

તેમાં એઓએ મુંબઇ આવી પહેલાં ધીમે ધીમે તુવરના વ્યાપારનો આરંભ કર્યો, અને તેને ક્રમે ક્રમે વૃધ્ધિંગત કર્યો.

વ્યાપારીમાં વ્યાપારી કુનેહની આવશ્યકતા ખાસ કરીને રહેવી જોઇએ અને એ શક્તિ સ્વાભાવિક રીતે કેટલીક વ્યક્તિઓમાં કુદરતીજ હોય છે. એટલે એક વ્યક્તિ ગમે તેવી ગરીબ કુટુમ્બમાં જન્મેલી હોય તો પણ તે તેની તે ઇશ્વરદત્ત વ્યાપારી કુનેહથીજ આગળ વધી લક્ષાધિપતિ કે કરોડાધિપતિનું સ્થાન મેળવી શકે છે.

જગજીવનદાસ શેઠે પણ પોતાના ભાઇઓની સાથે આ પ્રમાણે પોતાના વ્યાપારને આગળ વધાર્યો અને તેથી દિનપ્રતિદિન તેમની આર્થિક પરિસ્થિતિ સુદૃઢ થવા લાગી.

આ ઇતિહાસને અહિંજ રહેવા દઇ વચમાં જો પ્રસંગોપાત્ત લાધાભાઇ શેઠના વંશનું પણ કિંચિત્ કથન કરવામાં આવે તો તે અનુચિત નહિં ગણાય.

## શેઠ લાધાભાઇની પરંપરા.

લાધાભાઇ શેઠ પૂર્વોક્ત પાંચ પુત્રોના બહોળા કુટુમ્બને મુકીને ઇશ્વરી સત્તાને આધીન થયા હતા. એમના એ પાંચ પુત્રોમાંના **રૂપજીભાઇને લાલજી** નામના પુત્ર અને તેમને **કબીબહેન** નામનાં પુત્રી હતાં. બીજા પુત્ર **જગજીવનદાસ**ને પણ **હરગોવિન્દદાસ** નામના પુત્ર હતા. તેમના જીવનની રૂપરેખા થોડા વિભાગ પછીજ કહેવામાં આવનારી છે, કે જેઓ સ્વ. મગનલાલ શેઠના પિતા હતા. લાધાભાઇ શેઠના ત્રીજા પુત્ર **લવજીભાઇને ભગવાનદાસ** નામના પુત્ર હતા અને તેમને **આણુંદજી, હીરજીભાઇ** તથા **જેઠાભાઇ** નામના પુત્રો થયા હતા. જેમાંના આણુંદજી સંતાન રહિત હતા, હીરજીભાઇ હયાત છે અને તેમનાબે પુત્રો **મંગળદાસ** તથા **ભગવાનીદાસ** હતા, કે જેઓ પોતાની યુવાવસ્થામાંજ કુટુમ્બને શોકસાગરમાં ડુબાવી દઇ મનુષ્યમાત્રને જીવનની ક્ષણિકતાનું ભાન કરાવી સન્માર્ગમાં પ્રવર્તવાની સૂચના કરતા ઇશ્વરઃ कार्यमद

कुर्वीत पूर्वाह्ने चापराह्निकम् ॥ नहि प्रतीक्षते मृत्युः कृतं वास्य नवा कृतम् ॥ કાલે કરવાનું કામ આજે કર અને આજ પણ અપરાહ્ણમાં કરવાનું કામ પૂર્વાહ્ણમાંજ કર, કારણ કે મૃત્યુ કોઇની રાહ જોતું નથી કે તેણે પોતાનું કામ કર્યું છે કે નહિં" એ પ્રમાણે આદર્શમય ઉપદેશનું જ્ઞાન આપતા હોયની તેમ ઇશ્વરશરણ થયા. એમાંના ભાઇ ભવાનીદાસને **મોહનલાલ, કેશવલાલ** અને **પ્રતાપરાય** નામના ત્રણ પુત્રો છે કે જેઓ પોતાના પિતામહ હીરજીભાઇની શીતલ છાયા નીચે પોતાની કીશોર અને બાલ્ય અવસ્થાઓને વ્યતીત કરી રહ્યા છે. લાધાભાઇના શેઠના ચોથા પુત્ર **મેઘજીભાઇને કાલીદાસ** નામના પુત્ર હતા, અને તેમને **વિઠ્ઠલદાસ** નામના પુત્ર હતા કે જેમની ત્રણ પુત્રીઓ **વીજકોર** બહેન, **કાશીબાઇ** અને **રામકુંવર** નામની હતી.

લાધાભાઈ શેઠના પાંચમા પુત્ર **બોઘાભાઇને** કંઇપણ સંતાન હતું નહિં.

આ પ્રમાણે લાધાભાઈ શેઠની પરંપરામાં પાંચ પુત્રોના આ વંશ-વૃત્તાન્તનું કથન કરી હવે પછી આપણે આ ચરિત્રની સાથે આવશ્યક સંબંધ ધરાવતા લાધાભાઇ શેઠના દ્વિતીયપુત્ર જગજીવનદાસના પ્રસ્તુત વૃત્તાન્ત તરફ દૃષ્ટિપાત કરીએ.

## શેઠ હરગોવિંદદાસનો જન્મ અને આકાંક્ષા.

લાધાભાઇ શેઠના દ્વિતીયપુત્ર જગજીવનદાસ પૂર્વમાં કહ્યા પ્રમાણે મુંબઇમાં ભાઇઓની સાથે તુવેરનો વ્યાપાર કરતા હતા, અને તેમાં તેમની આર્થિક સ્થિતિ સારી થતાં અને વ્યાપાર પણ સારો ચાલતાં વ્યાપારી તરીકે તેમણે સારી નામના મેળવી, અને તે એટલે સુધી મેળવી કે જેમની અત્યારની વંશપરંપરા "**જગા લાધા** (જગજીવન લાધાભાઇ)" ના સુપ્રસિદ્ધ નામથી અંકિત થઇ વ્યવહારમાં પોતાની કીર્તિને ઉજ્વલ કરી રહેલી છે.

આ નામાંકિત પુરુષ શેઠ જગજીવનદાસને ત્યાંજ સ્વ. મગનલાલ શેઠના પિતા હરગોવિંદદાસનો જન્મ થયો હતો. "પુત્રનાં લક્ષણ

પારણામાંથી જણાય" એ ન્યાયે જગા શેઠનો એ પુત્ર બાલ્યાવસ્થાથીજ ચંચલ, બુધ્ધિશાળી, અને તેજસ્વી હતો. એને જોનાર કોઇપણ વ્યક્તિ કહી શકે કે આ બાળક ભવિષ્યમાં કોઈપણ આર્થિક ઉન્નતિને મેળવીને વૈશ્યોની કુળપરંપરાગત વ્યાપારી વૃત્તિમાં આદર્શ જીવન ગાળનાર બાહોશ વ્યક્તિ થશે! અને બન્યું પણ એમજ. એમની જ્યાં ૧૦-૧૨ વર્ષની ઉમ્મર થઇ, ત્યાં સુધીમાં તો માત્ર નહિં જેવુંજ ગુજરાતીનું જ્ઞાન, તે સમયને યોગ્ય તેમણે મેળવ્યું હતું, છતાં પણ પિતાને વ્યાપારાદિમાં સહાય કરીને પોતાની આર્થિક ઉન્નતિ સ્વતંત્રતાથી કેવી રીતે થાય, તેનાજ વિચારોમાં તેઓ નિમગ્ન રહેતા. અને તેથી ચાહ્ય તો નોકરીથી શરૂઆત કરીને પણ ભવિષ્યમાં ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવી, એવા મનોરથોની પરંપરામાં પિતાની સાથે રહીને પણ પોતે બહાર નોકરી કરવાની ઇચ્છા પોતાના પિતાને જણાવી. પિતાની ઇચ્છા ન છતાં પણ એમના ઉજ્વલ ભાવિએ પાછળથી પિતાને પ્રેરણા કરી અને એમને નોકરી કરવાની પિતાની રજા મળી. પોતાની ઇચ્છા સફળ થઇ એમ સમજી એમણે પોતાના પિતાને પણ તેમના કાર્યમાં સહાય કરતાં ગમે તેટલે ટુંક પગારે અથવા શિખવાનું મળે તો વિના પગારે પણ નોકરી કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

## નોકરીની શરૂઆત અને દલાલ તરીકે પ્રસિદ્ધિ.

મનુષ્ય બાલ્યાવસ્થામાંથી નીકળી યુવા અને વૃદ્ધ થાય, બીજમાંથી ફૂટેલો અંકુર પલ્લવિત થઇ ફુલ અને ફળરૂપે પરિણામ પામે અને અસ્તમિત થયેલી વસ્તુ અભ્યુદિત પણ થાય એ ઇશ્વરનો અબાધિત સૃષ્ટિક્રમ છે. એ પ્રમાણે સ્વ. શેઠ હરગોવિંદદાસે મુંબઈમાં પિતાની સાથે રહી પોતાના જીવનની શરૂઆત શેઠ ગોપાળજી ખીમજીને ત્યાં ચાર રૂપીઆના પગારથી કરી. આજના દાંભિક અને વિલાસી જીવનમાં ૪૦) ચાલીસ રૂપીઆમાં પણ જેવું જીવન ગુજરાતું નથી, તેનાથી પણ સરસ જીવન તે વખતની વ્યક્તિઓ સાદાઇથી ૪) રૂપીઆમાં પણ ગાળતી હતી. અને તે છતાં શરીરે સુદૃઢ, બુદ્ધશાળી;

વિવેકી અને આનંદિત રહેતી. આજે તેથી વિપરીત દશા છે, એજ કાળરૂપ પરમાત્માની લીલા.

આ પ્રમાણે હરગોવિન્દદાસ શેઠ ચાર રૂપીઆના ટુંકા પગારથી પોતાના જીવનની શરૂઆત કરી પરમાત્માની કૃપાથી પ્રતિદિન પોતાની બાહોશી, બુધ્ધિમત્તા, મળતાવડો સ્વભાવ અને સામા માણસને પ્રસન્નતાપૂર્વક પોતાના તરફ આકર્ષવાની શક્તિ વિગેરે અનેક સદ્ગુણોથી અભ્યુદિત થતા ચાલ્યા, અને તે એટલે સુધી કે દરેક કાર્યમાં આગળ પડતો ભાગ લઇ વ્યાપારી કુનેહથી આગળ જતાં "એહમ ટ્રેડીંગ કુંપની" ની તેમ બીજી પણ અનેક કુંપનીઓની દલાલી કરવા લાગ્યા સાંભળવા પ્રમાણે એકંદર ૧૫ થી ૧૮ કુંપનીઓના દલાલ તરીકે તેઓ જાણીતા હતા, અને તેમાંના ઘણા યુરોપીયન સાહેબો તો વ્યાપારી બાબતમાં એમની ધારણા પ્રમાણેજ સોદા વિગેરે કરતા અને તેમાં તેઓ ફાવતા પણ હતા, અને આથી તેઓ એમને સારી રીતે ચાહતા હતા. આ પ્રમાણે એમનું દલાલ તરીકેનું નામ સર્વત્ર પ્રસિધ્ધિ પામેલું હતું અને એમણે પણ કોઇપણ પાર્ટીને નુકશાન ન થાય તેવી રીતનીજ વિશુધ્ધ હૃદયથી દલાલી કરી હતી. આ પ્રમાણે રૂની દલાલી કરતાં રૂના દલાલ તરીકે પણ તેમણે સારી કીર્તિ સંપાદિત કરી. તેઓ જો કે વિશેષ પડતી ગુજરાતી કે અંગ્રેજી ભાષા જાણતા ન હતા, તો પણ વ્યાપારી જીવનમાં જોઇતી સૂક્ષ્મ બુદ્ધિમત્તાને આધારે અનેક મોટા મોટા વ્યાપારીઓની સાથે તેઓ પરિચયમાં આવ્યા હતા. જેમાંના એક સુપ્રસિધ્ધ બેરોનેટ સર જમશેદજી જીજીભાઇ બાટલીવાળા પણ હતા.

મુંબઇમાં વસનાર નરનારીઓ જેમ સમાના પરિચયથી "तु काय करतोस, हजुन वेळ आहे, लवकर करा, तुला अक्कल नाही" વિગેરે અનેક વાક્યો દ્વારા પ્રતિદિન મરાઠી ભાષામાં નિષ્ણાત થતાં જાય છે, અને ગુજરાતીઓના સહવાસથી જેમ દક્ષિણીઓ "તમારા છોકરા સારી છે, આ કાગળ આવ્યું છે, તમારા નામ કેવા છે?" વિગેરે વાક્યો દ્વારા ગુજરાતી ભાષાનું જ્ઞાન ધરાવતા પોતાને

જણાવે છે તેજ પ્રમાણે હરગોવિન્દદાસ શેઠ પણ અંગ્રેજી ભાષા ન જાણતા છતાં યુરોપીઅન કુંપનીઓના સાહેબોના પ્રતિદિનના પરિચયથી સાધારણ રીતે ઇગ્લીશ ભાષા બોલતા તથા સમજતા થઇ ગયા હતા. અને તેથી તેમને વિદેશીય કુંપનીઓમાં દલાલી કરવી સુગમ થઇ પડી હતી.

સટ્ટાનું સાહસ.

જે મનુષ્ય દૃઢ મનનો, તીક્ષ્ણ બુદ્ધિવાળો અને વિચારશીલ હોય છે, તે મનુષ્ય પોતાના પ્રચલિત ઉચિત વ્યાપારને ઓળંઘી ખોટા સાહસીપણાથી સટ્ટા જેવા અધોગતિ કરનાર વ્યાપારમાં કદી પણ સંડોવાતો નથી, અથવા તો ક્વચિત્ સંડોવાય તો તેજ વખતે પોતાની બુધ્ધિમત્તાને આધારે તેમાંથી મુક્ત થઇ પાછળથી વિચારપૂર્વકજ કર્તવ્ય કરવાને પ્રેરાય છે. શેરોના વ્યાપારની પણ બહુધા એવીજ પરિસ્થિતિ હોય છે. આવા આ વ્યાપારમાં અનેક વ્યક્તિઓની જીવનનૌકા પ્રચંડ વાવાઝોડાથી ભરદરિયામાં ઉન્નત તરંગોથી હાલમડોલમ થઇ ઉંધી વળીને અથવા ખરાબામાં અથડાઇ વિનાશ પામેલી જોઇ છે અને હજી પણ જોવામાં આવે છે. સાંભળવા પ્રમાણે શેઠ હરગોવિન્દદાસ પણ ધીમાન્ અને વિચારશીલ હોવા છતાં, "प्रायः समापन्नविपत्तिकाले धियोऽपि पुंसां मलिना भवन्ति ॥ ઘણું કરીને જ્યારે આપત્તિકાળ આવવાનો હોય છે ત્યારે ધીમાન્ પુરુષોની બુધ્ધિઓ પણ મલીન થઇ જાય છે." એ ન્યાયે કોઇ અનુચિત સોબતીના પ્રતાપે શેરસટ્ટામાં પડયા અને તેમાં એમને લગભગ ૨૦) લાખ રૂપીઆની ખોટ ગઇ.

આ પ્રમાણેની મહાન્ ખોટ જવા છતાં તેઓ જરા પણ મનમાં ડગ્યા નહીં અને એ ગએલા પૈસા પાછા કેવી રીતે મેળવવા તેનીજ તજવીજ સૂક્ષ્મ દૃષ્ટિથી કરવા લાગ્યા. તેઓ માનતા હતા કે "ઘોડે ચઢે તેજ પડે, પણ જેને ચઢતાંજ આવડતું ન હોય તે પડતો પણ નથી, એટલે જે થયું તે થયું, એનો હવે મિથ્યા શોક કરવો ઉચિત નથી" આમ માની તેઓએ સુદૃઢ મનથી પોતાની દલાલી

વગેરે કાર્ય ચાલુ રાખ્યું અને "संपत्तौ च विपत्तौ च महतामेकरूपता॥ उदये सविता रक्तस्तथा ह्यस्तमयेऽपि च॥ મહાન્ પુરુષો સંપત્તિ અને વિપત્તિમાં સમાન પ્રકૃતિનાજ હોય છે, કેમકે સૂર્ય ઉદયકાળમાં પણ રક્ત હોય છે અને અસ્તકાળમાં પણ રક્તજ હોય છે." એ સૂત્રાનુસાર પોતાની જીવનનૌકાને પૂર્વની માફકજ ચલાવવા માંડી, અને તેમ કરતાં ધીમે ધીમે પોતાની ગએલી સર્વ સંપત્તિની ૨૦) લાખ રૂપીઆ જેવી મોટી રકમ પાછી મેળવી અને ત્યારેજ તેમના મનને શાંતિ થઇ. આ પ્રમાણે ૪ રૂપીઆના પગારથી નોકરી કરનાર વ્યક્તિ પ્રારબ્ધ અને પુરુષાર્થને યોગે એક લક્ષાધિપતિના પદ પર આરુઢ થઇ, અર્ધપતિત થઇ અને પુનઃ આરુઢ થઇ. આજ પરમાત્માની અલૌકિક શક્તિનો પ્રભાવ.

## સાદું જીવન અને સખાવત.

એઓ ધનિક હોવા સાથે નિરભિમાન, દયાળુ, વિનયી અને વિચારશીલ પુરુષ હતા. ધનાઢય હોવા છતાં પૈસાની ખોટી બરબાદી કરી દાંભિક ખરચોમાં ઉતરવું તે પસંદ કરતા નહિ અને તેથી પોતાના વ્યવહારને તેઓ પ્રમાણસર સાદાઇથીજ નિરંતર ચલવતા, અને પોતાની અન્તિમ સ્થિતિ સુધી પણ તેઓએ તેજ પ્રમાણે પોતાનું સાદુ જીવન ચલાવ્યું હતું.

એમણે પોતાના જીવનમા શ્રીનાથજી, દ્વારકા વિગેરે સ્થળોએ યાત્રા કરી પોતાના અન્તરાત્માને પવિત્ર કર્યો હતો, અને અનેક સ્થળોએ સખાવત કરી ધર્માર્થ કાર્યો કરી પોતાના દ્રવ્યનો સદ્વ્યય પણ કર્યો હતો. એમણે રૂપીઆ ૫૦૦૦૦) નું ફંડ કાઢી તેમાંથી દ્વારકા તથા મુંબઇ ખાતે સદાવ્રત આપવાં ચાલુ કર્યાં છે કે જે અદ્યાપિ સુધી પણ ચાલુજ છે.

આ ઉપરાંત એમણે કાઠીઆવાડમાં ઉમરાળા અને દ્વારકાની વચમાં વાવ બંધાવી છે તથા કેટલેક સ્થળે પરબો તથા ઢોરોને માટે પાણીના હવાડા તથા છપર વિગેરે પણ બંધાવ્યાં છે. તેમણે મુંબઇમાં ભૂલેશ્વર મહાદેવના પદ લોગનો મહાન ઉત્સવ પણ કર્યો હતો.

આ ઉપરાંત પણ પોતાના જીવનમાં એમણે અનેક નાનાં મોટાં ધાર્મિક કાર્યો કરેલાં છે કે જે માર્ગને અનુસરી એમના વંશજો પણ અદ્યાપિ તેવાં ધાર્મિક કાર્યો માટેની પોતાના પૂર્વજોની પ્રણાલિકાને જાળવી રહ્યા છે.

લગ્ન અને સત્પ્રજા.

શેઠ હરગોવિંદદાસનાં પ્રથમ લગ્ન ભરૂચમાં શેઠ **ડાહ્યાભાઈ ભીખારીદાસને** ત્યાં તેમનાં પુત્રી **મંછાબાઇ**ની સાથે થયાં હતાં, અને તેનાથી તેમને બે પુત્રો લલ્લુભાઇ તથા ઓધવજી નામના થયા હતા. ઓધવજી યુવાવસ્થામાંજ સ્વર્ગવાસી થયા હતા અને બીજા મોટા પુત્ર લલ્લુભાઇ પણ જમનાદાસ અને તાપીબહેન એ બે સંતતિને મુકી પરલોકવાસી થયા હતા. જમનાદાસને લાડકોરબાઇ નામનાં પત્નીથી દીવાળીબાઇ નામના પુત્રી થયાં અને તેમને પણ એક પુત્રી અજબકુમારી થયાં કે જે હાલ હયાત છે. લલ્લુભાઇના કુટુંબમાં એ પ્રમાણે જમનાદાસ, લાડકોરબાઈ, દીવાળીબાઇ વિગેરે સર્વ પંચત્વ પામ્યાં છે, પરંતુ દ્રવ્યદ્વારા અનેક સખાવતોનાં કાર્યો કરી પોતાના નામને અમર કરી ગયાં છે. એમની મોટી નાની અનેક ઉદાર સખાવતો છે કે જેમનું વિશેષ સ્પષ્ટીકરણ આ પુસ્તકના સખાવતવાળા પ્રકરણમાં આવવાનું છે એટલે તેમની અહીં પુનરુક્તિ કરવી ઉચિત લાગી નથી

લલ્લુભાઇનાં પુત્રી બહેન તાપીબહેન હાલ શ્રીનાથજી જેવા પવિત્ર ધામમાં નિવાસ કરી પોતાની આત્મશુધ્ધિ કરતાં પવિત્ર જીવન ગાળે છે, અને લલ્લુભાઇની બાકીની કેટલીક આનુવંશિક પ્રજા સંસારમાં જન્મી, સ્વપ્નસુખ ભોગવી, પાછી મૂળસ્વરૂપે અસ્તમિત થઇ ગઇ છે.

હરગોવિંદદાસ શેઠનાં પ્રથમ પત્ની ગુજરી ગયા પછી તેમનું બીજું લગ્ન સીહોરમાં શેઠ **પરસોતમદાસને** ત્યાં તેમની પુત્રી **અંબાબાઇ** સાથે થયું હતું અને તેનાથી એમને શેઠ **મગનલાલ**-

નામના પુત્ર અને **મોતીબહેન** તથા **ધનીબહેન** નામની બે પુત્રીઓ થઇ હતી. જેમાંના શેઠ મગનલાલ આ પુસ્તકની પ્રધાન વ્યક્તિ છે અને બે બેનો મોતીબહેન તથા ધનીબહેન પોતાનું સ્મરણ માત્ર રાખી ઇશ્વરને શરણ થયાં છે.

અન્તિમ અવસ્થા.

આ પ્રમાણે શેઠ હરગોવિંદદાસ પિતાની સાથે રહી નોકરી વિગેરે દ્વારા ઉન્નતિ પ્રાપ્ત કરી પોતાનાં માતાપિતાના અવસાન બાદ પણ પોતાના બહોળા કુટુંબ સાથે આનંદમય જીવન ગાળતા પોતાની વ્યાપારી પ્રવૃત્તિથી અનેકનું કલ્યાણ કરીને અંતિમ સમય સુધી પણ વ્યાપારી જીવનજ ગાળી રહ્યા હતા.

આ પ્રમાણે એમનું ઉત્તર જીવન લગભગ વ્યાપારમયજ હતું અને તેવું જીવન વ્યતીત કરતાં પોતાની જ્ઞાતિમાં પણ એક ધનવાન્ તરીકેની ઉત્તમ કીર્તિ સંપાદિત કરી, પોતાનાં તનમનધનથી બને તેટલી સામાજિક તથા જ્ઞાતિની સેવા પણ કરીને જનસમાજને અનુકરણીય ચારિત્ર્યનું દિગ્દર્શન કરાવતાં સંસારના જીવનપ્રવાહમાં જ્યારે લગભગ ૬૦ વર્ષની તેમની ઉમ્મર થઇ ત્યારે એક વખતે કંઇક અચાનક રૂની ગાંસડી પરથી તેઓ લપસી પડયા અને તેથી તેમના શરીરને પ્રબળ આઘાત થયો, અને તેને અંગે તેઓ બીમાર પડી પથારીવશ થયા. એમને એ પડવાથી થએલો આઘાત એવો હતો કે જેમાંથી તેઓ ઉઠી શકયા નહિ અને તેમાંને તેમાંજ ટુંક માંદગી ભોગવી અનેક સ્નેહી વર્ગને તથા બે ભિન્ન ભિન્ન પત્નીઓના બે પુત્રો શેઠ લલ્લુભાઇ તથા શેઠ મગનલાલ તથા એક પુત્રી ધની બહેન અને વિધવા પત્ની અંબાબાઇને મૂકી જવા સાથે સત્કીર્તિને પણ મૂકી "जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च॥ ઉત્પન્ન થએલાનું મૃત્યુ અવશ્ય છે અને મરેલાનો જન્મ પણ નક્કીજ છે" એ ભગવદ્વચનનું સ્મરણ કરાવતા શ્રીજીને શરણ થયા.

# પ્રકરણ ૨ જું.

## બાલ્યજીવન અને વિદ્યાભ્યાસ.

કુળદીપકતા.

पात्रं न तापयति नैव मलं प्रसूते
स्नेहं न संहरति नैव गुणान् क्षिणोति ॥
द्रव्यावसानसमये चलतां न धत्ते
सत्पुत्र एव कुलसद्मनि कोऽपि दीपः ॥

ઉત્તમ દીપક જેમ પાત્રને ( કોડીઆ વિગેરેને ) તપાવતો નથી, મેસને ઉત્પન્ન કરતો નથી, તૈલ વિગેરે સ્નેહનો નાશ કરતો નથી, વાટરૂપી ગુણોને બાળી દેતો નથી અને એ સર્વ સામગ્રી નાશ પામવા છતાં ચલાયમાન થતો નથી તેમ જે પાત્ર વ્યક્તિને સંતાપ આપતો નથી, પાપ કરતો નથી, સ્નેહને ટકાવી રાખે છે, ગુણોનો ત્યાગ કરતો નથી અને દ્રવ્યનો નાશ થયા છતાં ચલાયમાન ન થતાં ધૈર્ય ધારણ કરે છે તેવો સત્પુત્ર પણ કુળરૂપી ઘરને વિષે એક ઉત્તમ દીવારૂપજ છે.

"गृहे जानुचरः केल्यां मुग्धस्मितमुखाम्बुजः॥ पुत्रः पुण्यवतामेव पात्रीभवति नेत्रयोः॥ ઘરને વિષે રમવામાં ઘુંટણીઆં કાઢતો અને જેનું મુખ મધુર હાસ્યથી ભરપૂર છે એવો પુત્ર તો કોઇ પુણ્યવાળાં મનુષ્યોના નેત્રોનેજ પાત્ર થાય છે. અર્થાત્ તેવાઓનેજ મળે છે.

જન્મ, વિદ્યાભ્યાસ અને સંસ્કારિતા.

આ પ્રમાણે જગા લાધા ( જગજીવનદાસ લાધાભાઇના ) નામને ઉજ્વળ કરનાર શેઠ હરગોવિંદદાસને ત્યાં અંબાબાઇથી મગનલાલ શેઠનો જન્મ પૂર્વમાં કહ્યા પ્રમાણે સંવત્ ૧૯૨૨ ના ભાદરવા વદ છઠ્ઠને દિવસે થયો. હરગોવિંદદાસ શેઠને લલ્લુભાઇ વિગેરે આગલી પત્નીના પુત્રો

તથા અન્ય પ્રજા તો હતી છતાં પણ આ બાળકના જન્મ પછી તેમને એને જોતા માત્રમાંજ એમ લાગતું કે ભગવાન્ શ્રી કૃષ્ણ પરમાત્માનું "शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥ કોઇ યોગભ્રષ્ટ પુરુષ પવિત્ર એવા શ્રીમંતોને ઘેર અથવા તો બુદ્ધિમાન્ એવા કર્મયોગી કે જ્ઞાનયોગીઓને ત્યાંજ જન્મે છે" એ વચન સત્ય છે. એમની આકૃતિજ એમ કહી આપતી કે આ પુત્ર એક કુલના દીપક તરીકે વંશની કીર્તિને ઉજ્વલ કરી જનસમાજમાં પણ પ્રસિધ્ધિ મેળવશે. તેમાં પણ એમના જન્મ પછી એમના પિતા હરગોવિંદદાસની જો કે પૂર્વમાં સ્થિતિ ઉત્તમ જ હતી છતાં પણ વચમાં જે અર્ધપતિત જેવી જરા શોચનીય સ્થિતિ આવેલી તેમાંથી તેઓ પાછા ઉધ્ધત થઇ શકયા હતા અને એમની મમકક્ષાના વ્યાપારીઓમાં સંકુચિત થએલી પ્રતિષ્ઠાને તેઓ પુનઃ વિકસિત કરી શકયા હતા. આથી કહો કે એમની સ્વાભાવિક ચિત્તાકર્ષક દેહ યષ્ટિથી કહો પણ એમના પર માતાપિતાનો અથાગ પ્રેમ હતો એટલુંજ નહિ પણ ઓરમાન ભાઇ બહેનોનો પણ પ્રેમ એમના તરફ પ્રશંસનીય હતો. કેટલાંક બાળકો જેમ બાલ્યાવસ્થામાં માતાપિતાને કંટાળો આપનારા થઇ પોતે પણ પોતાના પૂર્વજન્મના સંસ્કારોને આધારે દુઃખી થાય છે તેવું આમનું ન હતું. આ તો પ્રથમથીજ આનંદી સ્વભાવના હતા. માતા જમીન પર સુવાડે તો પણ જેમ એક બ્રહ્મજ્ઞાની પુરુષ આ જગત્ની લીલાનું દિગ્દર્શન કરતો જગત્ના મિથ્યાત્વના જ્ઞાનથી હાસ્ય કરી આનંદ ભોગવતો હોય તેમ આ બાળક પણ પોતાનાં પ્રફુલ્લિત નેત્રોને વધારે વિકસાવી આકાશમાં દૃષ્ટિપાત કરતો જ્યારેને ત્યારે આનંદથી હાસ્ય કરતોજ જોવામાં આવતો. આવા એક મધુર બાળક પર કોઇપણ વ્યક્તિને પ્રેમ ઉત્પન્ન થાય તો જન્મદાતા માતાપિતાને થાય એમાં શું આશ્ચર્ય ? મગનલાલ શેઠની ઉમ્મર આ પ્રમાણે પિતાને ત્યાં વૃદ્ધિંગત થવા લાગી. અનેક જાતની બાળ ક્રીડાઓ કરતાં કરતાં જ્યારે એમને લગભગ સાતમા વર્ષની શરૂઆત થઇ ત્યારે એમને ભૂલેશ્વર મ્યુનિસીપાલીટી સ્કુલમાં ભણવા માટે મૂકવામાં આવ્યા. ભણવામાં બાલ્યાવસ્થાથીજ એઓ હોશીઆર હતા

અને તેમાં પણ એમના તે વખતના અધ્યાપક માસ્તર માણેકજી કે જેઓ એક શિક્ષક તરીકે આદર્શભૂત ગણાતા હતા તેમના હાથ નીચેજ એમને અધ્યયન કરવાનો વખત આવ્યો એટલે સ્વાભાવિક રીતેજ શિક્ષણ સારૂં મળે એમાં નવાઈ નહિ. આ પ્રમાણે તેઓના અધ્યયનની શરૂઆત થઈ. નિશાળમાં પોતાની સમાન વયના બાળકો સાથે તેઓ બાળક્રીડા કરતા, પરંતુ તેમાં પણ કુલવાન બાળકોની જેમજ ક્રીડા કરી તેઓ આનંદ ભોગવતા. ગાળાગાળી કરવી કે એવી બીજી અનુચિત બાબતોમાં કદી પણ તેમનું લક્ષ જતું નહિ અથવા તો કોઈ બાળક કવચિત્ તેવો જોવામાં આવે તો તેઓ નાની ઉમ્મરના છતાં પણ જેમ એક શિક્ષક પોતાના વિદ્યાર્થીને નીતિનો ઉપદેશ આપે તે પ્રમાણે અયોગ્ય વર્તણુક ન કરવાની શિખામણ આપતા અને "જો આપણે ખરાબ શબ્દ બોલીએ અને ગાળાગાળી કરીએ કે મોટાઓનું અપમાન કરીએ તો ભગવાન્ આપણને શિક્ષા કરે" એમ વારંવાર સમજાવતા. બાળકોની ચંચળ વૃત્તિ પ્રમાણે કવચિત્ પોતે પણ તોફાન પર ચઢે તો પણ તેમાં પોતાના શિક્ષકનો અથવા વડીલોનો પોતાના તરફ અભાવ થાય એવું વર્તન કરતા નહિ. એમની એ અવસ્થામાંજ એટલે લગભગ પાંચ વર્ષની ઉમ્મરથીજ એમના પૂર્વજન્મના સંસ્કારોને આધારે એમની વૃત્તિ ધર્મમય તો હતીજ છતાં પણ માતાપિતા તરફથી પણ તેમને પ્રાચીન સંસ્કૃતિનાં "धर्मान्न प्रमदितव्यम्. सत्यान्न प्रमदितव्यम्॥ ધર્મથી ચલાયમાન થવું નહિ, સત્યથી ચલાયમાન થવું નહિ" આવાં તેમજ "मातृदेवो भव, पितृदेवो भव, अतिथिदेवो भव॥ માતાનો ભક્ત થા, પિતાનો ભક્ત થા, અતિથિનો ભક્ત થા," વિગેરે અનેક વાક્યો દ્વારા ધર્મમાર્ગ તરફ, ભવિષ્યમાં પણ એમનું વલણ રહે એ પ્રમાણેના સંસ્કાર પાડવામાં આવતા હતા. અને એજ સંસ્કારોને આધારે એમનામાં નાનપણથીજ વિનય, વિવેક, શ્રદ્ધા, સદ્ભાવ, આદર વિગેરે સદ્ગુણો સ્થિત થએલા હતા.

### આધુનિક ધાર્મિક અવનતિનુ કારણ.

પ્રાચીન સમયમાં માતાપિતાજ ઘરમાં બાલપણથી પોતાની પ્રજાને ધાર્મિક શિક્ષાવાક્યો સમજાવી સુશિક્ષિત કરતી હતી અને ત્યાર

પછીજ તેને બહાર મોકલતી કે જેથી તે સુસંસ્કૃત થતાં પોતાનું જીવન ચારે પુરુષાર્થથી દેદીપ્યમાન બનાવી શકે. પરંતુ આધુનિક સમયમાં તો પિતા ૧૮ કલાક પૈસા મેળવવાની ધમાચકડીમાં પડેલા હોય તેમ ૬ કલાકની નિદ્રામાં પણ સંપત્તિનાં સ્વપ્ન સેવતા હોય. અને માતા મળેલી સંપત્તિનો ટાપટીપમાં કેમ વ્યય થાય તેનીજ તદબીર રચતાં હોય ત્યાં પોતાનાં બાળકોને બાલ્યાવસ્થામાં સારા સંસ્કાર પાડવાની ફુરસદ ક્યાંથી લાવી શકે? અને તેથીજ બાળકોને બાલ્યાવસ્થામાંથી માતાપિતાના સુસંસ્કારોનો અભાવ અને પછી મોટી ઉમ્મરમાં થતા પાશ્ચાત્ય સંસ્કારોનું વિષમય બીજારોપણ આ બંનેના પ્રતાપથી એ પ્રજા કેવળ અર્થાદિ સિવાય ધર્મમાર્ગનું અવલમ્બન કરી જીવનની વિશિષ્ટતા પ્રાપ્ત કરવા ક્યાંથી સમર્થ થાય? નજ થાય.

પરંતુ મગનલાલ શેઠને તેમ ન હતું. એમને તો પૂર્વમાં કહ્યા પ્રમાણે બાલ્યાવસ્થામાંથીજ સંસ્કારયુક્ત બનાવેલા હોવાથી તેઓની તો અર્થાદિ પુરુષાર્થ પ્રાપ્ત કરવા સાથે ધર્મ તરફ પણ એક અવિચળ શ્રદ્ધા હતી અને તે તેમના જીવનના અન્તિમ સમય સુધી પણ તેમણે અનેક વાદળાંથી ઘેરાએલા હોવા છતાં પણ અવિચળજ રાખી હતી એમ કહેવું પડે.

## વિદ્યાભ્યાસમાં વિઘ્નો.

એમના પિતા હરગોવિંદદાસની એવી ઇચ્છા હતી કે, " મારો આ પુત્ર બાલ્યાવસ્થામાંજ સંસ્કારયુક્ત હોવાથી એની આર્થિક ઉન્નતિ સાથે સામાજિક ઉન્નતિ પણ થાય અને સંસારમાં તે એક વિશેષ નામાંકિત થાય, પરંતુ "मनसा चिन्तितं किंचित् दैवमन्यद्धि चिंतयेत् આપણા મનથી કંઇક વિચાર કર્યો હોય તેને માટે દૈવ વળી બીજુંજ ચિંતવન કરે છે! અર્થાત્ મનુષ્યની ધારેલી ઇચ્છા ફળીભૂત થતી નથી " એ પ્રમાણે મગનલાલ શેઠના વિદ્યાભ્યાસના આરંભસમયમાંજ એમનું શિરચ્છત્ર હરગોવિંદદાસ શેઠ મનમાં ઉદ્દભવેલી અનુપમ આશાને મનમાંજ પુનઃ લય કરતા પૂર્વમાં કહ્યા પ્રમાણે રૂની ગાંસડી પરથી લપસી પડતાં થોરો સમય બીમાર રહી આ નાના બાળકને હવે

પછીનો જીવનક્રમ પોતાને હાથેજ ચલાવી લેવાનો માર્ગ સમજાવતા હોય તેમ બહોળા કુટુંબને શોચનીય સ્થિતિમાં મુકી સ્વર્ગવાસી થયા.

મગનલાલ શેઠને આમ આરંભમાંજ "प्रथमग्रासे मक्षिकापातः-પહેલેજ કોળીએ માખી" ના જેવું થયું. જો કે પિતાની સંપત્તિ વિપુલ હતી છતાં પણ ઓરમાન ભાંડુઓ અને વિધવા માતાની છાયા નીચેજ એમને એમનું પોતાનું સાતમા વરસ પછીનું જીવન વ્યતીત કરવાનું રહ્યું. વિદ્યાભ્યાસ તો ચાલુજ રહ્યો. પરંતુ જેમ એક કવિએ કહ્યું છે કે, "एकस्य दुःखस्य न यावदन्तं गच्छाम्यहं पारमिवार्णवस्य ॥ तावद्द्वितीयं समुपस्थितं मे छिद्रेष्वनर्था बहुलीभवन्ति-હું એક દુઃખરૂપી સમુદ્રના પારને જ્યાં નથી પહોંચતો તેટલામાં બીજું આવીને ઉભુંજ રહે છે. ખરેખર છે કે દુઃખોના સમૂહમાંજ બીજાં અનેક દુઃખો આવી પડે છે." એ પ્રમાણે પિતાનું મૃત્યુ થવારૂપ દુઃખની સાથે એમની તબીઅત પણ દિવસે દિવસે બગડવા લાગી અને તેથી અભ્યાસમાં અડચણ આવવા લાગી. થોડો વખત તબીઅત બગડે અને થોડો વખત સુધરે એ પ્રમાણે એમનો અભ્યાસક્રમ એક રગસીયા ગાડાની માફક ચાલવા લાગ્યો છતાં પણ નાનપણથીજ વિદ્યાભ્યાસની ચીવટને લીધે તેઓ પોતાના અભ્યાસને આગળ વધારતા ગયા.

## કૌટુંબિક વિઘ્ન છતાં વિદ્યાભ્યાસ.

વચમાં તેજ સમયે એટલે હરગોવિંદદાસ શેઠના મૃત્યુ બાદ એમને નાની ઉમરમાં એક બીજી પણ આપત્તિ આવી અને તે એ કે, એમનું ઓરમાન કુટુંબ કે જેઓનો એમનાપર મારો ભાવ હતો તેજ કુટુંબ તરફથી એમના પિતાની મિલકત બાબતમાં એમનાં વિધવા માતા પર કેસ મંડાયો, કે જે ઘણો લાંબો સમય ચાલતાં છેવટે એમની સર્વ કેશ સરકારે હસ્તગત કરી અને તેની વ્યવસ્થા સરકાર પોતે કરવા લાગી અને એમની ગૃહવ્યવસ્થા એમનાં માતાજી પોતેજ કરવા લાગ્યાં. આ પણ એમને તો બાલ્યાવસ્થામાંજ પોતાના જીવનની ઉન્નતિને માટે વિઘ્નરૂપજ થયું. આ સમયે એમની માતા અંબાબાઇ પોતાના સ્વામી સ્વર્ગવાસી થએલા અને પોતાનાં ત્રણ બાળકો નાનાં

હતાં તેથી કોઇ પણ જાતની ક્લેશમય પ્રવૃત્તિ કરવા રાજી નહતાં અને તેથી શાંતતા રાખી કુટુંબક્લેશ ન થાય તેને માટેજ યત્ન કર્યા કરતાં હતાં, અને પોતાની જ્ઞાતિમાં અથવા અન્યત્ર પણ પોતાના સ્વામીની કીર્તિ કલંકિત ન થાય તે પ્રમાણે પરિસ્થિતિ જોવાજ રાજી રહેતાં. છતાં પણ ક્લેશ થયો, કેસ ચાલ્યો અને પરિણામ પ્રભુઇચ્છા પ્રમાણે આવ્યું. આ કેસ લગભગ ૭ વરસ જેટલો સમય ચાલેલો હોવાથી કોઇ પણ કહી શકે કે મગનલાલ શેઠના વિદ્યાભ્યાસના જીવનમાં આ પ્રવૃત્તિ ખરેખર વિઘ્નરૂપજ હતી. આ કેસમાં મગનલાલ શેઠનાં ઓરમાન બહેન **જીવીબાહેને** તથા તેમના સ્વામી **ભાણજીભાઇ રામજી** વિગેરેએ એમને સારી મદદ કરી હતી.

આ પ્રમાણે એક તરફથી કેસ અને બીજી બાજુ તબીયતની વિપરીતતાને અંગે વિદ્યાભ્યાસ ડગુમગુ ચાલવા લાગ્યો છતાં પણ એઓએ સમયોચિત પ્રયત્નથી લગભગ ૬ વરસમાં એટલે એમની બાર વર્ષની ઉમ્મર સુધીમાં ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો. એમના ગુજરાતી વિદ્યાના અભ્યાસક્રમમાં એમની ગેરવર્તણુકની ફરીઆદ કદી કોઇ તરફથી આવી નથી, પરંતુ ક્વચિત્ ક્વચિત્ એમના સદ્ગુણોનો અનુભવ કરનાર એમના શિક્ષક તરફથી એમને માટે સદવર્તણુકનુંજ સર્ટીફીકેટ સાંભળવામાં આવતું. પિતાના મૃત્યુ બાદ બાળક હોવા છતાં પણ માતાના અન્તઃકરણને એમણે કદી દુભવ્યું નથી, પરંતુ "पुण्यक्षेत्रे कृत येन तपः क्वाप्यतिदुष्करम् ॥ तस्य पुत्रो भवेद्वश्यः समृद्धो धार्मिकः सुधीः ॥ જે મનુષ્યે પવિત્ર ક્ષેત્રમાં રહી મહા તપ કર્યું હોય તેવાજ પુરૂષનો-પુત્ર માતાપિતાને આધીન, સમૃદ્ધિમાન, ધર્મનિષ્ઠ અને બુદ્ધિશાળી થાય છે." એ નીતિસૂત્રાનુસાર નિરંતર પોતાની સત્પુત્રતાનુંજ દર્શન કરાવ્યું હતું. આથી એમની માતા પોતાના પુત્રની આવી વિશાળ ભાવનાઓ જોઇ પ્રસન્ન રહેતાં અને એમનું ઓજસ્વિ મુખ જોઇ પોતાના સ્વામીના વિયોગનું દુઃખ ભૂલી જતાં.

આ વિચક્ષણ બાળક મગનલાલ આ પ્રમાણે નાની ઉંમરમાં, પિતાના અભાવે માતાની મીઠી છાયામાં પણ વ્યવહારની લીલી સુકીનો

અનુભવ કરતા અને તડકા છાંયડાની વિક્ષિપ્ત સ્થિતિ ભોગવતા ગુર્જર વિદ્યાનાં અધ્યયનની સમાપ્તિનું સર્વોત્તમ સર્ટિફીકેટ મેળવી પાશ્ચાત્ય વિદ્યાના વિદ્યાગૃહમાં પેઠા.

બાલ્યાવસ્થામાં અસંસ્કૃત રહેલા બાળકોમાં અંગ્રેજી વિદ્યાનાં વિશેષ પડતાં અથવા આછા પણ અધ્યયનથી આવતી નાસ્તિકતાનો ઉપભોગ એમના પ્રારબ્ધમાં લખાયલો ન હોવાથી એમના પર મંડાયલા કેશની સમાપ્તિએજ લગભગ ઇંગ્લીશ ત્રણ ચોપડીનો અભ્યાસ થતાંજ પરમાત્માએ તેમાંથી એમને મુક્ત થવાની ફરજ પાડી અને તેથી પોતાના ઘરની વ્યવસ્થા પોતાનાં માતુશ્રી ચલાવતા છતાં પણ પોતાની ઘરની સુવ્યવસ્થા જાળવવાનું સુકાન એમણે પોતાના હાથમાં લીધું. અથવા કહો કે પ્રભુની પ્રેરણાથી ન છુટકે પણ તેમણે એ વ્યવસ્થાનો ભાર હાથ પર ઝીલવાની હિંમત કરી અને ત્યારથીજ એમના પોતાના કૌટુમ્બિક જીવનવૃક્ષનું બીજ રોપાયું.

એમના પૂર્વના પુણ્યોને આધારે કહો કે ગમે તેમ કહો પરંતુ બાલ્યાવસ્થામાંજ એમનાં માતા તેમના માતાપિતાના સુસંસ્કારોને આધારે ધર્મનિષ્ઠ હોવાથી તેમની સાથે તીર્થયાત્રાનો પ્રસંગ પણ એમને મળેલો અને તેથી એમણે બાલ્યાવસ્થામાં અનેક તીર્થોની યાત્રા કરી પોતાની શુદ્ધ બુદ્ધિને પણ વિશેષ વિશુદ્ધ બનાવી હતી.

આ પ્રમાણે ઘેર કે બહાર પણ બાલ્યાવસ્થામાં મગનલાલ શેઠે પોતાના સાત્વિક ગુણોથી માતાપિતા, સગાંસ્નેહી તથા શિક્ષક વિગેરેનાં અન્તઃકરણોને પોતાના તરફ આકર્ષ્યાં હતાં અને તેઓએ આપેલા ઉત્તમ માર્ગેજ નિરંતર પ્રયાણ કરતાં વિદ્યાભ્યાસ કર્યો હતો. એ જીવનમાં પણ એઓ સાંસારિક વિષયોની કસોટીમાં આવી પડયા હતા પરંતુ તેમાં તેમણે પોતાની નાની ઉમ્મર છતાં પણ વિશુધ્ધતા મેળવી હતી.

બાલ્યાવસ્થાની આવી વિશુધ્ધતાજ મનુષ્યને પાછળથી તેના સાંસારિક જીવનમાં સરળતાથી પ્રયાણ કરવા માટે શક્તિમાન્ કરે છે અને તેજ પ્રમાણે મગનલાલ શેઠે પણ એ પ્રમાણેજ પોતાનું બાલ્ય-જીવન વીતાવી શકય તેટલો વિદ્યાભ્યાસ પ્રાપ્ત કરી પોતાના ૧૪ મે વર્ષે પોતાનાં વ્યાવહારિક જીવનની શરુઆત કરી લીધી.

## માતૃપ્રેમની પરિસીમા.

મગનલાલ શેઠનું નામ બાલ્યાવસ્થામાં "વનમાળી–વનમાલીદાસ" હતું, પરંતુ તેઓ નિરંતર મગનમાં એટલે આનંદમાંજ રહેતા હોવાથી અને માતાને એ એકના એક લાડકવાયા પુત્ર હોવાથી એમનું નામ ઓલામણા તરીકે "મગનલાલ" રાખવામાં આવ્યું હતું.

અહીંઆં એક એમની માતૃભક્તિ અથવા વિનયનું દ્રષ્ટાંત આપીએ તો તે ઉચિતજ જણાશે.

મગનલાલ કરતાં વનમાલીદાસ એ નામ ઉત્તમ હોવા છતાં પણ પોતાનું એ નામ માતાના વાત્સલ્યભાવને બતાવતું હોવા સાથે માતાએ પ્રેમપૂર્વક તે રાખેલું હોવાથી એ મગનલાલ નામજ ઉત્તમ માની, એજ નામનો એમણે પોતાના જીવનની સમાપ્તિ સુધી વ્યવહાર કર્યો હતો કે જે હજી સુધી પણ સાંભળવામાં આવે છે.

પુત્રના જન્મ પછી "મારો પુત્ર કયારે મોટો થશે? એ કયારે ચાલશે? એના મીઠા બોલ હું કયારે સાંભળીશ? એ કયારે ભણેલો થશે." વિગેરે અનેક માતૃભાવની વાત્સલ્યતાપૂર્ણ ઉર્મિઓનું સેવન કરતી પ્રાચીન આર્ય સન્નારીઓ જ્યારે પોતાના પુત્રને તેથી વિપરીત દશામાં જુએ ત્યારે તેના હૃદયમાં કેટલો આઘાત થતો હશે! પુત્ર કરતાં પાપાણુ કેમ ન જન્મ્યો આવી કઠોર કલ્પનાથી તેનું હૃદય કેવું છિન્નવિચ્છિન્ન થતું હશે એની કલ્પના કોણ કરી શકે? પરંતુ જ્યારે એજ માતાની એજ ભાવનાઓ જ્યારે ફલીભૂત થાય ત્યારે ખરેખર તેના આનંદનો પણ કેટલો અવધિ હશે! મગનલાલ શેઠ બાલ્યાવસ્થામાં માતાની ઉપરોક્ત વાત્સલ્યોર્મિને તરંગરૂપે નહિ પરંતુ સત્ય સંસેવન કરાવનાર બાળક હતા, એમ એમના બાલ્યજીવન પરથીજ જોવામાં આવે છે. સામાન્ય રીતે એમનું બાલ્યજીવન દરેક બાળકને અનુકરણીય હતું એમાં સંશય નથી.

આપણે એમના બાલ્યજીવનની આછી રૂપરેખા દોરી હવે એમના સાંસારિક જીવનનું દિગ્દર્શન કરીએ.

## પ્રકરણ ૩ જું.

## સાંસારિક જીવન અને સ્વભાવદર્શન.

સંસાર અમૃતમય કે વિષમય?

> क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितं
> क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहः ॥
> क्वचिद्रामा रम्याः क्वचिदपि गलत्कुष्ठवपुषो
> न जाने संसारः किममृतमयः किं विषमयः ॥

કોઇ ઠેકાણે વીણાઓનો મધુર નાદ થાય છે તો કોઇ ઠેકાણે હાહાકારથી રુદન થતું જોવામાં આવે છે, કોઇ ઠેકાણે જ્ઞાની મનુષ્યોનો સુંદર વાર્તાલાપ થાય છે તો કોઇ ઠેકાણે મદિરાપાનથી મત્ત થએલા પુરુષોનો કજીઓ જોવામાં આવે છે. કોઇ ઠેકાણે મનોહર સ્ત્રીઓ જોવામાં આવે છે તો કોઇ ઠેકાણે જેમના શરીર પર ગળતકોઢ નીકળેલો હોય એવાં મનુષ્યો પણ જણાય છે અને તેથી હું સમજી શકતો નથી કે સંસાર અમૃતમય છે કે વિષમય છે!

આ કોઇ અનુભવી કવિની ઉકત્યનુસાર ખરેખર સંસાર સંસાર છે કે અસાર તે સમજી શકાય તેમ નથી તો પણ એટલું તો નિર્વિવાદ છે કે રંક હોય કે રાય હોય તો પણ જેનું સાંસારિક જીવન સુખી તેજ ખરો સુખી છે એમ માની શકાય. ગરીબની ઝુંપડીમાં થતા નિરાંતના કૌટુમ્બિક સુખદુઃખના શાંત વાર્તાલાપનો આનંદ ઘોડાગાડી કે મોટરમાં બેસનાર અને ચોવીસ કલાક પૈસા મેળવવાની હાયમાં જીવનને વ્યતીત કરનાર ધનિક મેળવી શકતો નથી અને તેથી સાંસારિક સુખનો અનુભવ તો પૂર્વનો પુણ્યશાળી જીવાત્માજ મેળવી શકે!

સાંસારિક જીવન-પ્રથમ લગ્ન.

મગનલાલ શેઠની ૧૪ વર્ષની ઉમ્મર સુધીનો વૃત્તાન્ત આપણે આગળ જોઇ ગયા છીએ. ત્યાર પછીથી એમના સાંસારિક જીવનની શરુઆત થાય છે. એમની જ્યારે ૧૬ વર્ષની ઉમ્મર થઇ ત્યારે એમનાં પ્રથમ લગ્ન મૂળ ભાવનગરના વતની પણ તે સમયના મુંબાઇવાસી શેઠ રામજી શાહુકારને ત્યાં તેમનાં પુત્રી કસ્તુરબાઇની સાથે લગભગ સંવત ૧૯૩૮ ની સાલમાં થયાં હતાં. આ એમના લગ્નપ્રસંગની સર્વ વ્યવસ્થા એમના કાકા કાલિદાસ મેઘજીએ કરી હતી. કાલિદાસ શેઠને એમના પર એવો અથાગ પ્રેમ હતો કે, પોતાનો એકનો એક પુત્ર મરી ગએલો હોવાથી પોતે શ્વેત પાઘડી પહેરતા છતાં તે પાઘડીનો તેમણે ત્યાગ કરી "મગનનું લગ્ન એટલે મારો સ્વર્ગીય આનંદ" એમ માની પોતાના મિત્રના મસ્તકપરની રક્ત પાઘડી તેમણે પહેરી લીધી હતી. પ્રેમની પરિસીમા આથી બીજી વિશેષ શી હોઇ શકે! એમનાં એ લગ્ન અને એમના ભત્રીજા શેઠ જમનાદાસનાં લગ્ન એકી સાથેજ કરવામાં આવ્યાં હતાં. એમનાં એ લગ્ન પ્રસંગે કાલિદાસ શેઠે એક મહાન મહોત્સવની માફક ધામધૂમથી ઘણો ખર્ચ કર્યો હતો અને જમાં લાધાની તથા હરગોવિંદદાસ શેઠની કીર્તિ ઉજ્વલ રહે તે પ્રમાણેની સર્વ વ્યવસ્થા રાખી હતી. અનેક સ્નેહી સગાંઓને બોલાવી તે સર્વ પ્રસન્ન રહે તે પ્રમાણે ઉચિત ગોઠવણીથી એ લગ્ન કરવામાં આવ્યાં હતાં. અંબાબાઇ પોતાના પુત્રનો આ લગ્નસમારંભ જોઇ નવદંપતીને આશિષ આપતાં પરમ આનંદ પામી જાણે સ્વર્ગીય સુખ પોતે ભોગવતાં હોય તેવાં બની ગયાં હતાં.

મગનલાલ શેઠ આ પ્રમાણે પોતાનું આ લગ્ન કરી પોતાનો ગૃહસ્થાશ્રમ સુખરૂપે ચલાવતા હતા. એમાં એમણે માતાની મર્યાદાને કદી પણ ઓળંગી નથી. અથવા તો ઓછત થઇ માતાનું અપમાન કરવાનો અપરાધ કદી કર્યો નથી.

મનુષ્યાદિકની સદોષતા.

આ પ્રમાણે મગનલાલ શેઠનું સાંસારિક જીવન સુખરૂપ ચાલતું હતું, તો પણ ઇશ્વરી સૃષ્ટિજ એવી છે કે જગતમાં કોઇપણ વ્યક્તિ નિર્દોષ રહી શકતીજ નથી કારણ કે ઇશ્વરે નિર્દોષતા એ પોતાને માટે સ્વાધીન રાખેલી વસ્તુ છે અને તેથી ઇન્દ્ર જેવો દેવ પણ અહલ્યા સાથના અનાચારથી ગૌતમના શાપ દ્વારા સહસ્ર છિદ્રવાળો પાપનિષ્ઠ થયો, ચન્દ્ર પણ ગુરુપત્ની સાથના મહાન્ દોષથી ક્ષયરોગી અને કલંકિત થયો. અને વિશ્વામિત્ર જેવા રાજર્ષિ પણ મેનકાના સહવાસથી હજારો વર્ષનું તપ ખોઇ બેસી બ્રહ્મચર્યરહિત થઇ દોષિત ઠર્યા. આ પ્રમાણે દેવ અથવા મહર્ષિઓ પણ અપવાદરૂપે દોષિત થયા તો મનુષ્ય દોષિત થાય એમાં શું આશ્ચર્ય? અને તેમાં પણ "अभिनवयौवनत्वम्, अप्रतिमरूपत्वम्, अमानुषिशक्तित्वं चेत्यनर्थपरम्पराः सर्वाः" એ વચનાનુસાર નવીન યુવાવસ્થા, શરીરની સુંદરતા અને ઐશ્વર્ય એ ત્રણે અનિષ્ટકારક વસ્તુ ભેળી થાય તો મનુષ્યનું અધઃપતન થાય એમાં શી નવાઇ? મગનલાલ શેઠને પણ એમના સુખરૂપ જીવનમાં એ પ્રમાણે સજ્જનોની દૃષ્ટિએ અથવા લૌકિક દૃષ્ટિએ પણ કાલુષ્યનો ડાઘ પડવા જેવા પ્રસંગનો કોઈ એક સમય આવી પહોંચ્યો હતો અને તેને પણ એમના આ જીવનવૃત્તાન્તમાં સત્યતાની ખાતર આપણે વિસારી શકીએ નહિ.

અત્યાર સુધી એમની મિલકત સરકારને હસ્તક હોવાથી તેમાંથી મળતી ઉચિત રકમ પ્રમાણેજ તેમનો સર્વ કાર્યભાર ચાલતો હતો, પરંતુ જ્યારે એમની યોગ્ય ઉમ્મર થઇ તે સમયે સરકાર તરફથી એમની મીલકત એમને સોંપવામાં આવી. જ્યારે એ મીલકત એમને સોંપવામાં આવી તે સમયે હાઇકોર્ટના વડા જજ નામદાર જસ્ટીસ બેલીએ એમને કહ્યું કે, "છોકરા! આજ તને તારી આ જે દોલત સોંપવામાં આવે છે તે એક ઝેરના ટુકડા જેવી છે, એમ તું સમજ, કારણ કે જો તું એને સારી રીતે સાચવી શકીશ તો તે તને અમૃત-

સમાન સુખ આપશે પણ જો તું તેમ નહિ કરે તો એ તને ઝેર સમાન ખરાબ કરશે."

## વિલાસી જીવન અને અનુચિત માર્ગ.

મગનલાલ શેઠે પોતાની એ દોલતનો ઉપયોગ નામદાર જસ્ટીસ બેલીના કહેવા પ્રમાણેજ જીંદગી સુધી કર્યો હતો તો પણ થોડા વખતને માટે તે જ્ઞાનને તેઓ સ્વચ્છંદી સહચારીઓના યોગે વિસરી ગયા હતા, અને ઉપર જેમ કહ્યું તેમ યુવાવસ્થા, સુંદરતા અને ઐશ્વર્ય એ ત્રણે ભેગાં થાય એટલે સુદૃઢ પુરુષ સિવાય અધઃપતનના માર્ગમાંથી બચવા કોઇકજ સમર્થ થઈ શકે, તો પછી મગનલાલ શેઠ તેમાંથી કેમ મુક્ત રહે!

મગનલાલ શેઠના આ એકાદ ચન્દ્રના કલંક જેવા અગણ્ય દોષને સત્યતાની ખાતર કવચિત્ એમના જીવનવૃત્તાન્તમાં ઉતારીએ તો પણ તેટલીજ સત્યતા ખાતર તેની પહેલાં એટલું પણ જણાવવું ઉચિત થઇ પડશે કે તેમનો તે દોષ ઇન્દ્ર કે ચન્દ્ર જેવો પરદારોપગમન સમાન એમને મહાન્ પાપી બનાવનાર અને કલંકિત કરનાર ન હતો પરંતુ માત્ર વિશ્વામિત્રની માફક એમના પુણ્યનો નાશ કરનાર અને બ્રહ્મચર્યપાલનના ઉત્કૃષ્ટ માર્ગમાંથી એમને ભ્રષ્ટ કરનારજ હતો.

સંપત્તિ મળ્યા પહેલાં પણ મગનલાલ શેઠ સ્વાભાવિકજ વિલાસી અને મોજશોખ ભોગવવાની વૃત્તિવાળા તથા સંગીતના પરમ શોખીન હતા એ ભૂલવું જોઇતું નથી અને જે સંગીત વ્યાધને હાથે મૃગલાનો વિનાશ કરે છે તેજ સંગીત સ્વચ્છંદી મિત્રોના સહચારથી એમના જીવનને પણ કિંચિત્ સદોષ કરવા સમર્થ થયું.

સંગીતનો શોખ એમનો અપૂર્વ હોવાથી અનેક સ્થાનોમાં એઓ સંગીત સાંભળવા જતા, પરંતુ જ્યાં સુધી તેમને સન્મિત્રોનો સહવાસ હતો ત્યાં સુધી તેમનો તે શોખ કલંકિત થયો ન હતો, પરંતુ કેટલોક સમય જતાં એમના પૂર્વના કોઇ પાપના યોગબળે સ્વૈરાચાર મિત્રોનો સહવાસ થયો અને તેથી સંગીતના શોખની સાથે તેમનો વિલાસમય અનુચિત શોખ પણ વધતો ગયો, અને દિવસે દિવસે તેણે

વિશેષતાનું રૂપ પકડ્યું. તો પણ તેમાં તેઓ માતાની મર્યાદા ઓળંગી ગયા હોય અથવા તો તેમણે પૈસાની બરબાદી હોય તેવું જાણવામાં આવ્યું નથી

આ પ્રમાણે તેમનો વિલાસમય શોખ વધી પડતાં તે એટલે સુધી વધી પડયો કે જ્યારે એમનાં બહેન મોતીબહેન બીમાર પડી પથારીમાં હતાં તે સમયે પણ તેમને તેમના સંગીતના નિયમિત સ્થાનમાંથી બોલાવી મંગાવવા પડયા હતા.

મનુષ્ય જેમ પાપના યોગે અધઃપતિત થાય છે તેમ કોઇ પુણ્યોદયની ઘડી પણ જ્યારે તેની આવી જાય છે ત્યારે તેમાંથી તે ઉધ્ધૃત થઇ સદાને માટે સન્માર્ગગામી પણ થાય છે અને તેની સન્માર્ગસરણિ એટલે સુધી સુધરી જાય છે કે તે પોતાનાં પૂર્વનાં કાર્યોને ઘૃણાની દૃષ્ટિથી જોઇ આજીવન પર્યંત ભક્તરાજ બિલ્વમંગળની માફક સદાચારી થઇ જાય છે.

## ૬૬ સંકલ્પ અને જીવનની પુનઃ ઉત્કૃષ્ટતા.

મગનલાલ શેઠના પુણ્યનો પણ ઉદય થવાનોજ એટલે જ્યારે બહેનની બીમારી સમયે એમને બોલાવી મંગાવવામાં આવ્યા તે સમયે પાસે બેઠેલાં પોતાની માતાને જોઈ તેમનું મુખ લજ્જામય બની ગયું. આ સમયે એમનાં માતા અંબાબાઇ પણ પોતાના પૂર્વના જેવા પુત્રપ્રેમને ભૂલી ગયાં અને સાક્ષાત્ અંબિકા હોય તેમ આવેશમાં આવી મગનલાલ શેઠને કટાક્ષરૂપે કહેવા લાગ્યાં કે, "મગન! મનુષ્યોને ત્યાં જો સત્પુત્ર ઉત્પન્ન થાય તો તેજ પુત્ર ખરેખર પુત્રધર્મ બજાવવાને માટે અને કુળનો ઉદ્ધાર કરવાને માટે ઉપયોગી થાય છે, પરંતુ જો મનુષ્યને ત્યાં કુપુત્ર પાકે અને તેનો જો કંઇ સદુપયોગ ન થઇ શકતો હોય તો તેવો પુત્ર તો મનુષ્ય જન્મ કરતાં જો પાષાણરૂપે જન્મ પામ્યો હોય તો ખરેખર રજકને ઘેર પ્રક્ષાલન કર્મમાં ઉપયોગી થઇ પછી લોકોનાં વસ્ત્રોના મેલરૂપ પાપને ધોઇને પણ પોતાના જીવનનું સાર્થક્ય કરી શક્યો હોય! આથી વધારે શું કહું!"

અંબામાતાના આ વાકયોએ ચિંતામણિનાં વાકયોએ જેમ બિલ્વમંગળનો ઉદ્ધાર કર્યો તેમ મગનલાલ શેઠના થોડા વખતથી થએલા દોષિત જીવનનું પરિવર્તન કરી નાખ્યું. મગનલાલ શેઠરૂપ સુવર્ણમાં અસન્મિત્રોના સહવાસથી આવેલી મલિનતા એમનાં માતાના વાકયરૂપ અગ્નિથી નાશ પામી અને સુવર્ણ શુધ્ધ સુવર્ણ બની ગયું. માતાનાં વાકયોએ એમના હૃદયમાં સચોટ અસર કરી. એમનાં નેત્રો પર રહેલા અજ્ઞાનના પડદા ઉઘડી ગયા અને તેમને દિવ્ય ચક્ષુ દ્વારા સત્ય ભાન થવા લાગ્યું. ક્ષણવાર જાણે અત્યાર સુધી પોતે કોઇ અંધકારમાં રહી જીવનને વ્યર્થ ગુમાવ્યું હોય તેમ તેમનો અન્તરાત્મા તેમને ડંખવા લાગ્યો. તેમને થોડો સમય જાણે અંધારાં આવ્યાં હોય તેમ થઇ ગયું. થોડી વારે તેઓ સ્વસ્થ થયા અને આંખમાંથી ચોધાર આંસુ પાડતા માતાના ખોળામાં મસ્તક રાખી બાળકની માફક ધ્રુસકે ધ્રુસકે રડી પડયા. શેઠના જીવનની સ્ફટિકસમાન સ્વચ્છ પરિસ્થિતિનો પુનઃ આજ ઘડીથી આરંભ થઇ ચુકયો.

થોડીવારે રડવું શાંત પાડી જાણે પોતે કોઇ ગહન વિચારમાં પડયા હોય તેમ રહી પછીથી એકાએક તેઓ પોતાની માતાને કહેવા લાગ્યા કે, "મા! તમે મારાં માતા હોવાથી તમારો મારા પ્રત્યે અત્યાર સુધી નૈસર્ગિક પુત્રવાત્સલ્ય પ્રેમ હતો. તમે ગમે તે ભોગે પણ મારું અન્તઃકરણ દુભવ્યું નથી, તેમ દુભવવા તમે રાજી પણ નથી; છતાં તમારી મારા પ્રત્યેની આજની આ ઉગ્રતા તે તમારી નથી પરંતુ મારા અત્યારસુધીના થોડા સમયના પણ થએલા અધઃપાતમાંથી મને ઉગારવાને માટે સાક્ષાત્ જગજ્જનની અંબિકાએજ તમારામાં પ્રવેશ કરેલો હોય અને જાણે તેઓજ આ અગ્નિસમાન પ્રચંડ તપ્ત વાકયોદ્વારા મારી આન્તરિક મલિનતાને બાળી નાખી મને વિશુધ્ધ બનાવી સંસારમાં સુખી કરવા ઇચ્છતાં હોયની તેમ જણાય છે. અને તેથી આ હાથમાં જલ લઇને તમારી પાસે હું દૃઢ પ્રતિજ્ઞા કરું છું કે, "અત્યારના આ કાળથી આરંભી સંગીત અને વિલાસની પ્રિયતાના ભોગે પણ મારી અથવા મારા પૂર્વજોની કીર્તિ કલંકિત થાય તેવું આચરણ કદી પણ હું કરીશ નહિ."

અંબામાતા શાંત થયાં અને "મારા મગનની માતાજી સદાને માટે વિશુધ્ધ બુદ્ધિ રાખે" એવી અંતરમાં શુભ વાંછના કરવા લાગ્યાં. માતાજીએ ત્યારપછી મગનલાલ શેઠને કદી પણ કટુવચન કહ્યું નથી અને મગનલાલ શેઠે પણ થયું તે થયું સમજી ત્યારપછીથી સંસાર-સાગરમાં ધર્મના માર્ગમાં પ્રયાણ કરતી પરંતુ સન્નિચર મિત્રોના વાવાઝોડાથી અધઃપતનના માર્ગે જવાની તૈયારી કરતી પોતાની જીવનનૌકાને પાછી પોતાની માતા પાસેની સત્ય પ્રતિજ્ઞારૂપ સુકાનથી સીધી કરી દીધી.

સાંભળવા પ્રમાણે ત્યારપછી મગનલાલ શેઠ સંગીતના શોખને અંગે વિલાસમય જીવન ગુજારતા હતા ખરા, પરંતુ મર્યાદામાં રહીને અને પોતાની કીર્તિને સાચવીનેજ પરંતુ તેને જરાપણ ડાઘ લાગે તેવી રીતે નહિ.

આ પ્રમાણે મગનલાલ શેઠનું સાંસારિક જીવન સુખમય ધાર્મિક માર્ગમાંથી કિંચિત્ દોષયુક્ત થઇ પાછું તેમાંથી મુક્ત થઇ પુનઃ જગત્‌માં તેઓ સ્વર્ગીય સુખ ભોગવતા હોય તેમ ધર્મને માર્ગેજ સુખમય રીતે ચાલવા લાગ્યું.

માતાનું મૃત્યુ અને પુત્રતા.

લગભગ આ અરસામાંજ એક બે વર્ષના સમયમાં મગનલાલ શેઠનાં માતુશ્રી અંબાબાઇ સ્વર્ગવાસી થયાં અને એઓ સદાને માટે વડિલરૂપ છત્રરહિત અને માતૃપ્રેમથી વંચિત થયા માતાના મૃત્યુથી એમના હૃદયને ઘણોજ આઘાત થયો અને "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी-માતા અને જન્મભૂમિ એ સ્વર્ગથી પણ અત્યંત શ્રેષ્ઠ છે" એ વાક્યનો સત્ય આશય એ સમયે એમને સમજાયો. માતૃ-પ્રેમની અનેક ઉર્મિઓનું સ્મરણ થતાં એમનાં નેત્રોમાંથી અશ્રુ-પ્રવાહ વહેવા લાગ્યો અને એઓ મોટી ઉમ્મરના થઇ ગયા છતાં જેમ એક બાળક રડે તેની માફક "મારો મગન !" એવું પ્રેમપૂર્ણ સંબોધન કરી મારા સુખદુઃખને હવે કોણ સંભારશે? મારા અનેક અપરાધોને પુત્રવાત્સલ્ય પ્રેમથી સહન કરી મારા સાંસારિક જીવનને સુખમય

જોવાની અભિલાષા હવે કોણ રાખશે? જેના એકજ વાક્યે મારા જીવનની દિશાને ઉલટાવી નાખી એ ગુણોની ખાણ રૂપ માતા હવે સંસારમાં મને કયાં મળશે? ખરેખર અસંભવ!" આમ અનેક વિચારો કરી રડવા લાગ્યા.

અંબા સમાન અંબાબાઈ આ પ્રમાણે પોતાનાં શુભાશુભ કર્મોનો ઉપભોગ કરવા લોકાન્તરમાં ચાલ્યાં ગયાં અને માતૃવિહોણા મગનલાલ શેઠ માતા વિનાના શૂન્ય થઈ પડેલા પોતાના ઘરમાં પોતાનો સંસાર ચલાવવા લાગ્યા.

માતાની પાછળ તેમણે પોતાના પુત્રધર્મ પ્રમાણે તેમની ઉત્તર ક્રિયા કરી અને વ્યાવહારિક દૃષ્ટિએ પણ પોતાને જ્ઞાતિભોજન વિગેરે જે કંઈ કરાવવાનું હતું તે કરાવ્યું. આ બાબતમાં તેમણે પોતાના કુળની મર્યાદા પ્રમાણે જરા પણ ખામી આવવા દીધી નથી.

## પત્નીનો સ્વર્ગવાસ.

મગનલાલ શેઠ પ્રકૃતિથીજ વિલાસી અને આનંદી હોવાથી તેઓનો ગૃહસ્થાશ્રમ યથાર્યોચત સુંદર રીતે ચાલવા લાગ્યો, પરંતુ કાળને કંઈ થોડીજ કોઈની દયા હોય છે? એમના સાંસારિક સુખનો પ્રવાહ આ પ્રમાણે વહેતો હતો તેટલામાં તો ટુંકા સમયમાંજ એ નિર્દય કાલે એમનાં પત્ની કસ્તુરબાઈને પોતાને આધીન કરી લીધાં અને મગનલાલ શેઠનું જીવન એકલું અટુલું રહ્યું મનુષ્યધર્મ પ્રમાણે; લગભગ ૮ વર્ષ પત્નીના સહવાસનું સુખ ભોગવેલું હોવાથી એઓ શોકગ્રસ્ત થયા, છતાં પણ એ સહન કર્યા સિવાય છુટકો નહિ-એટલે તેઓ એ પત્નીવિયોગના દુઃખને સહેવા લાગ્યા. "परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम्" એ ન્યાયે કહો અથવા વ્યાવહારિક દૃષ્ટિએ કે સ્નેહદૃષ્ટિએ કહો પણ અનેક મિત્રો, સ્નેહીઓ, સગાંઓ એમને એ સમયે દીલાસો આપવા લાગ્યાં. પણ મગનલાલ શેઠ તે બદલ તેમનો ઉપકાર માની મનમાં સર્વ સમજી શાંત રહેતા. એમને એમનાં આ પત્નીથી થએલાં બે બાળકો બાલ્યાવસ્થામાંજ મૃત થએલાં હોવાથી નિરંતરના સ્મારક રૂપ કોઈ પણ પ્રજા હતી નહિ એટલે મનુષ્યધર્મ પ્રમાણે ચાર-

પછી દિવસે દિવસે તેઓનો શોક વિસારે પડતો ગયો અને પછી કેટલોક વખત જતાં તેમણે પોતાનું બીજું લગ્ન કર્યું.

## દ્વિતીય લગ્ન અને આદર્શ પત્ની.

એમનું આ બીજું લગ્ન મૂળ જાફરાબાદના નિવાસી પણ મુંબાઇમાં રહેતા શેઠ પરસોતમ ડોસાભાઇને ત્યાં તેમનાં પુત્રી નવલબાઇ સાથે સંવત્ ૧૯૫૨ ના માઘ વદ ૫ ને રોજ થયું. એમનું આ લગ્ન પણ પૂર્વની માફક ધામધુમથીજ કરવામાં આવ્યું હતું.

એમનાં આ દ્વિતીય પત્ની નવલબાઇ સુશીલ, શાંત, ધર્મનિષ્ઠ, સદાચારી અને વડિલોનું સન્માન સાચવવા સાથે પ્રાચીન રીતિ પ્રમાણે પતિનાં પૂજક હતાં. ગૃહિણીધર્મના આદર્શો તેમને તેમનાં માતપિતા તરફથીજ અર્પણ કરવામાં આવ્યા હતા, અને તેથી લગ્ન કરી મગનલાલ શેઠને ત્યાં આવતાંજ તેઓ પોતાના પિયરીઆંની પ્રતિષ્ઠાને ઉજ્વલ કરનાર આદર્શોનું સેવન કરતાં હતાં અને પોતાનું સાંસારિક જીવન ઉત્તમ રીતએ કેમ વ્યતીત થાય તેનીજ કાળજી તેઓ નિરંતર રાખતાં હતાં. એટલુંજ નહિ પરંતુ પોતાનાં વડિલ તથા પતિને પ્રતિદિન પ્રસન્ન રાખી તેમની પ્રીતિ સંપાદન કરવામાંજ નિરંતર પ્રયત્નશીલ રહેતાં.

મગનલાલ શેઠના એ સુખી સંસારમાં નવલબાઇથી એમને એક પુત્રી થઇ અને તેને વિદ્યાભ્યાસ કરાવી યોગ્ય ઉમર થતાં ધામધુમથી તેનાં લગ્ન કર્યાં અને "पुत्रीति जाता महतीह चिन्ता कस्मै प्रदेयेति महान् वितर्कः–પુત્રી ઉત્પન્ન થાય એટલે પિતાને એક મોટી ચિંતા ઉત્પન્ન થાય છે કે મારે આ પુત્રી કોને આપવી?" એ પ્રકારની ચિંતામાંથી તેઓ મુક્ત થયા.

નવલબાઇથી મગનલાલ શેઠને એક પુત્રી સિવાય બીજી પ્રજા હયાત ન હતી અને લગભગ મગનલાલ શેઠની ૪૦–૪૫ વર્ષ ની ઉમર થવા આવી છતાં પોતાને ત્યાં પુત્ર નહિ એથી એમનાં પત્ની નવલબાઇને વિશેષ લાગી આવતું. મગનલાલ શેઠને પણ સ્વાભાવિક મનુષ્યપ્રકૃતિ પ્રમાણે પુત્રની ઇચ્છા રહે, પરંતુ એ વસ્તુ ઇશ્વરાધીન હોવાથી એનો

સન ૧૯૦૨



સૌ. નવલબાઈ મગનલાલ શ્રોફ.

ધી ઇન્ડીયન આર્ટ પ્રીં. પ્રેસ, નરનારાયણના મંદિર સામે

તેઓ પ્રસંગોપાત વાતચિત સિવાય બીજો વિચાર કદાપિ કરતા નહિ. સાધ્વી નવલબાઇ પતિની ભાવના સમજી જતાં અને તેથી પોતાને પુત્ર પ્રજા નહિ એટલે સ્વાભાવિક રીતે કોઇક વખત ચિંતાતુર થતાં આ પ્રમાણે ઘણો સમય જતાં નવલબાઇએ પોતેજ પોતાના સ્વામીને પુત્રના હેતુથી પોતાની હયાતીમાંજ બીજું લગ્ન કરવા પ્રેરણા કરી કારણ કે પોતાને શરીરને વિષે કંઇક ઉષ્ણતાનો વ્યાધિ હોવાથી ભવિષ્યમાં પ્રજા થાય કે કેમ તેનો નિશ્ચય ન હોવાથી અર્થાત્ બહુધા પોતાને પ્રજા થવાનો સંભવ ઓછો છે એમ તેઓ સમજતાં હોવાથીજ તેમણે ઉપર પ્રમાણે પ્રેરણા કરી હતી. આ ઉપરથી નવલબાઇની પ્રકૃતિ કેટલી વિશુધ્ધ પતિપ્રેમવાળી હશે તે કોઇપણ સમજી શકશે. કારણ કે અપવાદ બાદ કરતાં પ્રજા ન હોય તો પણ પોતાના સ્વામીને બીજી પત્ની કરવા માટેની પ્રેરણા પોતાની હયાતીમાં કરનાર પત્ની તો ભાગ્યેજ હોઇ શકે! નવલબાઇની વૃત્તિ જરાપણ ઇર્ષ્યક ન હોવાથી સાથે પતિનું સુખ એજ પોતાનું સુખ એમ તેઓ માનતાં હોવાથીજ તેમણે પોતાના સ્વામીને લગ્ન કરવાની પ્રેરણા કરી હતી મગનલાલ શેઠની ઇચ્છા એક પત્નીની હયાતીમાં, પુત્ર થવો એ ઇશ્વરાધીન હોવાથી પુત્ર માટેજ દ્વિતીય લગ્ન કરવું અને કાયમને માટે ઘરમાં કંકાસ ઉભો કરવો એવી ન હતી છતાં પણ પોતાની પત્ની નવલબાઇની સદ્વૃત્તિને તેઓ ઓળખતા હોવાથીજ તેઓના અત્યાગ્રહે તેમણે તેમની હયાતીમાંજ પોતાનું ત્રીજું લગ્ન કરવાની ઇચ્છા રાખી અને ત્યાર પછી "सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ॥ वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः–સાહસ કરીને મનુષ્યે કોઇ પણ કાર્ય કરવું નહિ કારણ કે વિચાર કર્યા સિવાય વિવેકરહિત થઇ કાર્ય કરવાથી મહાન્ આપત્તિઓ આવવાનો સંભવ રહે છે અને તેથી જે મનુષ્ય સાહસ ન કરતાં વિચાર કરીને કાર્ય કરે છે તેને ગુણમાં આસક્ત એવી સંપત્તિઓ એની મેળેજ આવીને પ્રાપ્ત થાય છે" આ પ્રમાણે દીર્ઘ વિચાર કરી પોતે પોતાનું ત્રીજું લગ્ન પોતાની ૪૫ વર્ષની ઉમ્મરે એટલે લગભગ સંવત્ ૧૯૬૯ ની સાલમાં કર્યું.

એમનું આ ત્રીજું લગ્ન મહુવામાં મહુવાના રહીશ શેઠ જગજીવનદાસ રામજી વીરજી પારેખ કે જેઓ ત્યાંની કપોળ બે ધારી નાતના શેઠ તથા ઉપપ્રમુખ તરીકે પ્રસિધ્ધ અને કુળવાન્ ગણાતા હતા તેમને ત્યાં તેમનાં સુશીલ પુત્રી તાપીબાઇ સાથે થયાં.

એમનાં આ લગ્ન વખતે મુંબાઇથી અનેક વ્યક્તિઓ મગનલાલ શેઠના એ માંગલિક પ્રસંગમાં ભાગ લેવા મહુવે ગઈ હતી, અને એમનો એ મહોત્સવ સારી રીતે ઉજવ્યો હતો. મગનલાલ શેઠે એ સમયે પોતાના કુળની કીર્તિ અનુસાર બે જ્ઞાતિભોજન તથા છોકરાઓને ઇનામ આપવાનું વિગેરે કર્યું હતું અને પોતાની કુળપરપરાગત ખાનદાનીને બતાવી આપી હતી. એમના લગ્ન પ્રસંગે ત્યાં એમનો જ્ઞાતિ તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો હતો, અને તેમને ત્યાં એક માનપત્ર પણ અર્પણ કરવામાં આવ્યું હતું.

મગનલાલ શેઠ લગ્ન કરી જ્યારે મુંબાઇ આવવા માટે પાછા ફર્યા તે સમયે અનેક સ્ટેશનોએ એમના મિત્રો તરફથી એમને હારતોરા અર્પણ કરવામાં આવ્યા હતા. જેમાં વડોદરા સ્ટેશને એમના પરમ-સ્નેહી શ્રીમાન્ સંપતરાવ ગાયકવાડ તરફથી તથા બીજા પણ સયાજી વિજયના એડીટર રા માણેકલાલ વિગેરે સ્નેહીઓ તરફથી થએલો સત્કાર એમના જીવનને માટે વિશેષ પ્રશંસનીય અને સ્મરણીય રહે તેવો હતો.

આ પ્રમાણે મગનલાલ શેઠ લગ્ન કરી પોતાનાં પત્નીસહિત મુંબાઇ આવ્યા અને ત્યાં પણ એ નવદંપતીને આશિર્વાદ આપવા માટે અનેક સ્નેહિવર્ગ ઉલટી પડયો. મગનલાલ શેઠે એ સર્વનો ઉચિત સત્કાર કર્યો અને પોતાના એ લગ્નપ્રસંગે મુંબઇમાં આવીને પણ ઉપહાર વિગેરે અર્પણ કર્યા.

નવલબાઈ પોતાના પતિના આ લગ્નથી પ્રસન્ન થયાં અને સૌ. તાપીબાઇને પોતાની નાની બહેન સમાન સમજી લેવાજ પ્રેમથી તેમની સાથે વર્તવા લાગ્યાં. સૌ. તાપીબાઈ પણ નવલબાઇને પોતાનાં મોટી બહેન જેવાં માનવા લાગ્યાં અને એ રીતે પરસ્પરના સહકારથી

ચાલતી ગૃહવ્યવસ્થા જોઈ મગનલાલ શેઠ આનંદ પામવા લાગ્યા, એટ-લુંજ નહિં પરંતુ પોતાની બંને પત્નીઓના અન્તઃકરણની એ વિશુદ્ધતા જોઇ કવચિત્ આશ્ચર્યચકિત પણ જણાતા હતા.

આ પ્રમાણે મગનલાલ શેઠનું સાંસારિક જીવન સુખમય રીતે ચાલવા લાગ્યું. યુવાવસ્થાના આરંભકાળની સ્વચ્છંદતા એમનામાંથી સરી ગઇ હતી અને હવે તો ગાંભીર્યયુક્ત સ્વાતંત્ર્યની સહવાસિની નૈસર્ગિક નિમંળતા સદાને માટે એમનામાં નિવાસ કરી ગઇ હતી. અંબામાતાના એ પવિત્ર પુત્ર હવે સાંસારિક જીવનના સુખની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા.

એમના એ સુખી જીવનમાં એમના હૃદયને આઘાત કરનાર એકાદ બે પ્રસંગો બનવા પામ્યા હતા, પરંતુ પહેલાં કરતાં સાંસારિક ટપલાઓથી ઘડાઇ ગએલા મગનલાલ શેઠ શંકરના વિષપાનની સમાન તેને સહનશીલ વૃત્તિથી સહી ગયા હતા અને સુખદુઃખ, ઉદયઅસ્ત વિગેરે સંસારમાં ચાલ્યાજ કરે છે એવી દૃઢતર ભાવનાથી પોતાના જીવનને વ્યતીત કરી રહ્યા હતા અને તેમાં દેવીગીતાના અધ્યાત્મજ્ઞાનથી તેઓ એમ સમજી શકયા હતા કે મનુષ્યમાત્રને તેમનાં પ્રાક્તન અથવા વર્તમાન કર્મને અંગે પણ સુખદુઃખ તથા ઉન્નતિ અવનતિ પ્રાપ્ત થાય છે, અને તે દેવોને પણ થાય તો મનુષ્યોને તો થાયજ એમાં સંશય જેવું નથી.

નવલબાઇએ પોતાના સ્વામીને ત્રીજું લગ્ન કરાવ્યા પછી પુત્ર થવાની ઇચ્છાથી બહુચરાજીમાં કંઈ અગીઆર દિવસના પ્રયોગથી અનુષ્ઠાન કરાવ્યું હતું કે જેનું ફલ પ્રત્યક્ષ જોવામાં આવ્યું છેજ. આવી વિશુધ્ધ ભાવવાળી પત્ની જગતમાં દુર્લભજ છે એમાં સંશય નથી

નવલબાઇનું અવસાન

કેટલોક સમય જતાં સં. ૧૯૭૯ ના વૈશાખ શુદ ૫ ને રોજ નવલબાઇ પંઢરપુર યાત્રામાં ગયાં હતાં ત્યાં પોતાની સંતતિરૂપે એક

પુત્રી કુસુમાવતીને મૂકી પ્રભુશરણ થયાં અને સંસારમાં પોતાની ભલમનસાઇ, સાદાઇ, સરળતા અને પતિભક્તિ વિગેરે સદગુણોનો અનુપમ વારસો પોતાની નાની બ્હેનસમાન સૌ. તાપીબાઇને સોંપી પતિ વિગેરેના હૃદયમાં ચિરકાળનું પોતાનું સંસ્મરણ રાખતાં ગયાં.

મગનલાલ શેઠે એમના મરણ પછી એ દિવ્ય ગુણોનાં આદર્શભૂત પત્નીની યથાયોગ્ય ક્રિયા વિગેરે કર્યું અને તેનું સંસ્મરણ કરતા કેટલોક સમય શોકગ્રસ્ત સ્થિતિમાં રહ્યા. સમય જતાં શોક વિસારે પડયો, પરંતુ અન્તિમ સમય સુધી તે દૈવી ગુણોના ભંડારરૂપ પત્નીની પવિત્ર મૂર્તિને તેઓ હૃદયમાંથી ખસેડી શકયા નહિ.

પતિપત્નીના આ પવિત્ર પ્રેમનું દૃષ્ટાંત આથી બીજાું કયું હોઇ શકે ? મનુષ્યનો સ્થૂલ દેહ નાશ પામે છે, પરંતુ તેના વિશુધ્ધગુણોની બનેલી એક તેજોમય સંસ્મરણરૂપ મૂર્તિ તો ચિરકાળ માટે તેના પ્રેમીઓના હૃદયમાં નિવાસ કરીજ રહે છે અને જો તે વિશુદ્ધતાથી વધારે દૃઢ હોય તો જન્માન્તરમાં પણ તેમનું એકીકરણ કરાવ્યા સિવાય રહેતી નથી.

## સૌ. તાપીબાઇ, સદ્દગુણશીલતા અને સંસ્કારી સંતતિ.

મગનલાલશેઠને એમનાં ત્રીજી પત્ની સૌ. તાપીબાઇથી નવલબાઇની હયાતીમાંજ એક સદ્દગુણી પુત્રી હીરગંગા થઇ હતી અને પછી બે એક વર્ષે પિતાના મૂર્તિમાન સદ્દગુણરૂપ એક પુત્રરત્ન પણ પ્રાપ્ત થયું હતું. પુત્રીની યોગ્ય ઉમ્મર થતાં મગનલાલ શેઠે તેને વિદ્યાભ્યાસ વિગેરે કરાવી ધાર્મિક દૃષ્ટિએ પણ સુસંસ્કાર યુક્ત કરી અને સમયે મુંબાઇની કપોળ જ્ઞાતિના અગ્રેસર શેઠ સુંદરજી ગિરધરના પુત્ર જગમોહનદાસની સાથે અપૂર્વ ધામધૂમથી તેનાં લગ્ન કર્યાં. એ સુશીલ પુત્રી અત્યારે પોતાનાં માતાપિતાના આદર્શમય ગુણોનો સ્વીકાર કરી પોતાના શ્વશુરકુળ અને પિતૃકુળ એ બંનેને પોતાની સૌજન્યશીલતાથી શોભાવી રહી છે.

મગનલાલ શેઠને એ પુત્રી પછી જે પુત્રરત્ન પ્રાપ્ત થયું તેનું નામ નામસંસ્કાર કરી કીસનદાસ એ પ્રમાણે રાખવામાં આવ્યું અને તે પુત્રથી મગનલાલ શેઠ પોતાના ઉત્તર જીવનમાં એ પ્રાપ્ત થવાથી પરમ આનંદ ભોગવવા લાગ્યા અને તેમાં પણ પોતાના કુળનો અને ઉમરશનો ધર્મ સચવાયો એમ માનવા સાથે પોતાની સાધ્વી પત્ની નવલબાઇની ઇચ્છા પણ પૂર્ણ થઇ એમ માની મહામાયા જગદમ્બિકાની પરમ કૃપા સમજવા લાગ્યા.

મગનલાલ શેઠનાં તૃતીય પત્ની સૌ. તાપીબાઇ પણ પોતાના સ્વામીની સાથે પોતાના જીવનને સુખમય ગુજારવા લાગ્યાં અને પોતાનાં આ બે બાળકોને જોઇ વાત્સલ્યપ્રેમથી ઉભરાઇ પોતાની જીંદગીને સફળ સમજવા લાગ્યાં.

મગનલાલ શેઠ પોતાનાં એ ત્રીજાં પત્ની સૌ. તાપીબાઇ પણ સુશીલ, ધર્મનિષ્ઠ, ઉદાર અને પતિભક્તિ જેવા સર્વોત્તમ ગુણોથી યુક્ત હોવાથી પોતાના સાંસારિક જીવનને ઉત્તરાવસ્થામાં પણ સુખી માનવા લાગ્યા.

વળી મગનલાલ શેઠે પોતાના પુત્રના પણ ઉત્તમ સંસ્કારો કરી જીવનની ઉત્કૃષ્ટતા સાધનાર ઉપનયન જેવા ઉત્તમ સંસ્કારથી તેને અલંકૃત કરેલો છે, અને પોતાનો પુત્ર સંસ્કારી કેમ રહે તે માટેનો પ્રયત્ન કરી પોતાના સાંસારિક જીવનની સફળતા સાધી છે. મગનલાલ શેઠના એ સંસ્કારી પુત્ર ચિ. બાબાશેઠ કિસનદાસ પણ પિતાએ આપેલા સંસ્કારોને, વિનય, વિવેક વગેરે અનેક સદ્ગુણોને આધારે વિકસિત કરી ધાર્મિક અને નીતિમય જીવન ગુજારતાં પિતાની કીર્તિને ઉજ્વલ કરી રહેલા છે.

## અંતિમ અભિલાષા.

એકંદર મગનલાલ શેઠના પોતાના જીવનમાંના એકાદ બે આઘાતકારક પ્રસંગો બાદ કરતાં તેમનું સાંસારિક જીવન કટુતાભર્યું પસાર થયું નથી પરંતુ બહુધા શાંતિથી સુખમયજ વ્યતીત થયું છે.

ખરી રીતે જો માનવામાં આવે તો સંસારમાં સર્વ રીતે સુખી તો ભાગ્યેજ કોઇ મહાન્ પુણ્યશાલી સિવાય હોતો હશે અને તે પ્રમાણે મગનલાલના શાંતિકારક સુખમય જીવનમાં પણ જો તેમને કંઇ પણ અન્તિમ ઉણપ જણાઇ હોય તો તે માત્ર પોતાના અન્તિમ સમયમાં પોતાના પુત્રને લગ્નગ્રંથિથી જોડી સંસાર સમુદ્રનું ઉત્તરણ કરાવી પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કરવાની પ્રબળ આકાંક્ષા! આનું નામજ મનુષ્યત્વ! ઇશ્વર સર્વનું સાંસારિક જીવન સુખી રાખે એજ આપણી તો અભિલાષા!

## સ્વાભાવિક પ્રકૃતિ.

મગનલાલ શેઠને બાલ્યાવસ્થામાંથી આપવામાં આવેલા સંસ્કારને આધારે એમનો સ્વભાવ બહુજ કોમળ અને દયાળુ હતો. કોઇ પણ મનુષ્યનું ખરાબ કરવા માટે તેઓ જરા જેટલો પણ પ્રયત્ન કરતા નહિ, પરંતુ "उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः॥ अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥ ઉપકાર કરનાર મનુષ્ય પ્રત્યે જે સજ્જનતા બતાવે તેમાં તેની શી સજ્જનતા છે? પરંતુ જે અપકાર કરનાર મનુષ્ય તરફ પણ સજ્જનતા બતાવે તેનેજ સાધુ પુરુષો સજ્જન કહે છે." એ પ્રમાણે પોતાને અપકાર કરનારને પણ ઉપકાર કરવાની વૃત્તિવાળા હતા સંસારમાં ગમે તેવા પ્રસંગો આવે તો પણ તેઓ પોતે દૃઢ મનથી સહન કરી લેતા હતા અને નવીન જમાનાના તથા જુના જમાનાના પણ અનેક અનુભવ લીધેલા હોવાથી રીઢા સ્વભાવના થઇ ગયા હતા. નિરંતર આનંદી સ્વભાવ રાખીનેજ પોતાનું જીવન ચલાવતા હતા. મળતીઆ સ્વભાવથી તેઓ અનેક મિત્રો અને સ્નેહીઓ કરી શકયા હતા. અને તેમાં પણ પોતાના કોઇ પણ સ્નેહી અથવા મિત્રોની સાથે વિરોધ જેવો પ્રસંગ આવે અને તેમાં જો પોતાનું અન્તઃકરણ પોતાના સિદ્ધાન્તની દૃઢતાને માટે સત્ય કબુલાત આપતું હોય તો તેઓ પોતાના સિદ્ધાન્તની વિરુધ્ધ જતા નહિ અર્થાત્ દૃઢ નિશ્ચયી રહેતા, અને જો પોતાની વિરુધ્ધમાં હોય અને પોતાના સ્નેહી અથવા મિત્રની વાત સત્ય હોય તો ખોટો દુરાગ્રહ પણ ન રાખતાં

શ્રી. મગનલાલ શેઠના ધર્મિષ્ઠ પુત્ર



દેવીગીતાના પ્રકાશક

શેઠ કિશનદાસ મગનલાલ શ્રોફ.

ધી ઈન્ડીયન આર્ટ પ્રેસ, મુંબઈ ૨.

"बालादपि सुभाषितं ग्राह्यम्-બાળકનું કથન પણ જો ઉત્તમ હોય તો તેનો સ્વીકાર કરવો." એ ન્યાયે કેઇની પણ સાથે કજીઓ કંકાસ ન કરતાં જો શાંતિથી જીવન વ્યતીત થતું હોય તો તે માર્ગેજ ચાલવાના સ્વભાવવાળા હતા.

## શોખીન સ્વભાવ.

વળી કુદરતી એમનો સ્વભાવ શોખીન હતો સાદાઇ રાખવા સાથે સ્વચ્છતાને તેઓ વધારે ચાહતા હતા. તે સાથે વિલાસી જીવન ગાળી સંગીત તથા ચિત્ર વિગેરેના પણ શોખીન હતા. તો પણ તેમાં પૈસાનો ખોટો દુરુપયોગ કરી મોજશોખ ભોગવવાની પ્રકૃતિવાળા ન હતા. શિલ્પકળાના પણ તે તેટલાજ શોખીન હતા અને તેમાં એમણે પૈસાનો ઘણો વ્યય કર્યો જોવામાં આવે છે. એમની એ શોખીન પ્રકૃતિને અંગે એમણે જ્યારે સંવત્ ૧૯૬૬ ની સાલમાં પોતાના નિવાસને માટે પોતાનો વાલકેશ્વરનો બંગલો બંધાવ્યો તે સમયે તેના ત્રીજા માળ પર બનાવવામાં આવેલા રાસમંડલની છતના લગભગ ૪૦૦૦૦) હજાર રૂપીઆ ખરચ્યા હતા. એમ સાંભળવામાં આવ્યું છે. અત્યારે પણ જો એને પુનઃ રંગીત કરવામાં આવે તો પણ તેનો હજારો રૂપીઆ ખરચ થાય તેમ છે. તો તેના પ્રમાણમાં તેટલો ખરચ થયો હશે એમ સંભવિત લાગે છે. એમાં રાસમંડળની આજુબાજુ દરેક ખુણાઓમાં આપેલા અનેક દેખાવોનાં પથ્થરની કારીગરીના મોલો તે સાથે શ્રીનાથજી તથા શેષશાયી, શંકર, બ્રહ્મા વિગેરેની મૂર્તિઓ પણ એમની શોખીન પ્રકૃતિનું સૂચન કરાવે છે. અલબત અત્યારે એને જોતાં કોઇને બહારથી તેનો રંગ વિગેરે આછાં આછાં નાશ પામવાથી અતિશયોક્તિ જેવું લાગે તો પણ તેની પૂર્વાવસ્થામાં તો તે તદ્દનજ વિશિષ્ટ કિંમતનું અને ભાવનાવાળુ રાસમંડળ હશે એમાં સંશય નથી આ તો એક દૃષ્ટાંત રૂપ છે પરંતુ એવી અનેક જાતનો એમને શોખ હતો.

આ પ્રમાણે જેમ વિલાસ, વૈભવ, સંગીત વિગેરેમાં એમની પ્રકૃતિ શોખીન હતી તે પ્રમાણે પ્રવાસયાત્રા વિગેરે કરવાનો તથા ધાર્મિક કાર્યો કરવાનો પણ એમને સ્વાભાવિકજ શોખ હતો. અને એ શોખને

આધારે એમણે અનેક શહેરોનો જેવો કે કાશી, કલકત્તા, લાહોર, સીમલા, દીલ્હી, મદ્રાસ વિગેરે અનેક સ્થળોનો પ્રવાસ કરેલો હતો અને તેજ પ્રમાણે સિધ્ધપુર, ડાકોર, પંઢરપુર, કાશી, અયોધ્યા, મથુરા, ગયા, જગન્નાથ, રામેશ્વર, દ્વારકા, હરદ્વાર, પ્રયાગ, નાથદ્વારા, શિવકાંચી, વિષ્ણુકાંચી, વિગેરે પ્રસિધ્ધ પ્રસિધ્ધ યાત્રાનાં સ્થળોએ પોતાના કુટુંબ સાથે જઇ તીર્થયાત્રા પણ કરી હતી. આવું ધાર્મિક માર્ગ તરફનું પણ એમનું વલણ સ્વાભાવિકજ હતું.

નિખાલસ, સત્યવાદી અને શાંત સ્વભાવ.

પોતાના ઘરમાં અને બહાર પોતાના વ્યાવહારિક કાર્યમાં પણ તેઓનો સ્વભાવ નિખાલસ જ રહેતો, અને એમની એ પ્રકૃતિને અંગે સર્વ એમને આનંદીજ માનતા વ્યાપારાદિકમાં પણ ખોટ જાય કે નફો થાય તો પણ તેમાં તેઓ વિશેષ શોક કે હર્ષને હૃદયમાં સ્થાન આપતા નહિ, પરંતુ પ્રભુ ઇચ્છા પ્રમાણે સર્વ થાય છે અને આપણે તો માત્ર ભગવાન્ શ્રી કૃષ્ણના "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" એ વચનાનુસાર કર્મના અધિકારી એમ માનવાના સ્વભાવવાળા હતા. પોતાની સર્વ સંપત્તિની વ્યવસ્થા ઉત્તમ કેમ રહે તેવા વિચારવાળા હતા. તે સાથે જ્યારે જ્યારે જેવી જેવી રીતે પોતાની સંપત્તિનો સદુપયોગ થાય તેવી રીતે તેનો ઉપયોગ કરવામાં ઉદાર ચિત્તવૃત્તિવાળા હતા. એમની એ ઉદાર પ્રકૃતિમાં ધાર્મિક કાર્યને માટે એમણે જે ઉદારતા બતાવી છે તે ભવિષ્યમાં ધાર્મિક પ્રકરણમાં આવવાની છે એટલે તે વાંચવા પરથીજ ખાત્રી થશે. એમની એ ઉદાર પ્રકૃતિને અંગે લાખો રૂપીઆ એમણે ખરચી નાખ્યા છે એમ જણાય છે. કેટલાકના કહેવા પરથી જ્યારે એમનું ત્રીજું લગ્ન થયું અને પુત્રપ્રાપ્તિ થઇ ત્યારથી તેઓ એ લગ્નની પહેલાં જેવા ઉદાર સ્વભાવના હતા તેવા રહ્યા ન હતા એમ જણવામાં આવ્યું છે તો પણ અનેક રીતિએ દૃષ્ટિપાત કરતાં તેમનો ઉદાર સ્વભાવ જણાઇ આવ્યા સિવાય રહેતો નથી. કદી પણ અસત્ય બોલવા તરફ તેમનું અંતર પ્રેરાયું નથી, પરંતુ પોતાની પ્રકૃતિ પ્રમાણે દરેકને તેઓ સત્યજ કહેતા, એટલુંજ નહિ પરંતુ

પોતાના નોકર ચાકર સ્ત્રી, પુત્ર કે પુત્રી દરેકને સત્યને માર્ગે ચાલવાનો ઉપદેશ આપતા. પોતાના પુત્રને પણ તેમણે તેમની બાલ્યાવસ્થામાં સત્ય અને ધર્મને માર્ગે ચાલવાનોજ ઉપદેશ આપેલો છે. વ્યાપારી વૃત્તિમાં પણ તેમણે અસત્યનો સ્વીકાર કર્યો નથી. એટલુંજ નહિ પરંતુ તેમાં એ દરેકની સાથે મળતાવળાપણું રાખવાનીજ પ્રકૃતિ રાખતા. એમના ઉત્તમ સ્વભાવને અંગે એમના દરેક સ્નેહી, મિત્ર એમની પ્રશંસા કરતા અને એમના ઉદાર ગુણોનું કથન પરસ્પર કરતા. પોતાના નોકર ચાકર વિગેરેનો જો અપરાધ થાય તો પણ તેઓની ઉપર ક્રોધાવેશ ન કરતાં શાંતિથી તેને સમજાવી ફરીથી તેમ ન કરવાની સૂચના કરતા. છતાં પણ કવચિત્ જો પોતાને ક્રોધ કે આવેશ આવે તો થોડા વખત પછી પાછા શાંત થઈ પોતાને થએલા ક્રોધને માટે તેઓ પશ્ચાત્તાપ કરતા. આ પ્રમાણે તેમનું હૃદય અત્યંત કોમળ અને દયાળુ હતું આને માટે એક ટુકું દષ્ટાંત જાણવા જેવું હોવાથી અહીં આપવામાં આવ્યું છે.

અન્તઃકરણની કોમળતા અને દયાળુપણું.

મગનલાલ શેઠના એક સિધ્ધપુરના આશ્રિત બ્રાહ્મણ કે જેઓ એમને બંગલેજ ઘણીવાર આવી નિવાસ કરતા અને જેઓ એક સારા શ્રૌતસ્માર્તકર્મનિષ્ઠ છે. તેઓને સાથે લઇ શેઠ પોતે એક વખત મુંબાઇથી મહારુદ્ર કરાવવા ચાંણોદ ગયા, પરંતુ વૈદિક મહારુદ્ર માટે ત્યાંના બ્રાહ્મણોએ વિરોધ ઉઠાવવાથી એ ભૂદેવનું મન પણ પોતાની જ્ઞાતિ આ બાબતમાં પોતાનો વિરોધ કરે એમ માની પોતે મહારુદ્રનું કર્મ કરાવવાનો નિષેધ કર્યો. ઉપરાંત બ્રાહ્મણોની વિરોધતાને અંગે ત્યાં ન કરાવતાં બીજા સ્થાનમાં યજ્ઞ કરવો એમ પણ આ બાબતમાં પોતે શેઠને કહ્યું. પરંતુ શેઠ પોતે પોતાના સંકલ્પમાં દઢ રહ્યા. આથી ભૂદેવે પોતે મહારુદ્રમાં ત્યાં ન રહેતાં પોતાને ગામ જવાની ઇચ્છા દર્શાવી. તાત્કાલિક શેઠે તેમને જવાની પરવાનગી આપી અને તે ભૂદેવે પણ સ્ટેશન પર જઇ ટીકીટ લીધી.

ભૂદેવ ગયાં તો ખરા અને શેઠે રજા પણ આપી, પરંતુ તે ગયા પછી જેમ એક મનુષ્ય પોતાના સહચર વિના શૂન્ય જેવો થઇ પડે તેમ શેઠ શૂન્ય જેવા થઇ ગયા એટલુંજ નહિ પરંતુ પોતાના આશ્રિત પવિત્ર બ્રાહ્મણને અહીંથી જવા દેવા બદલ એમનું અન્તઃકરણ એમને ડંખવા લાગ્યું. અને તેથી પોતાનાં કુટુંબીઓને તેમણે પોતાની ભૂલ જણાવી, એટલુંજ નહિ પણ તત્કાળ સ્ટેશન પર માણસ દોડાવી કોઇપણ રીતે તેમને પાછા લાવવા માટે સૂચવ્યું ટીકીટ લીધી હોય તો પાછી આપવી અથવા રદ જવા દેવી પરંતુ કોઇપણ પ્રકારે તેમને પાછા લાવવા એમ તેમણે નોકરને સૂચના કરી. નોકર સ્ટેશન પર ગયો અને ટ્રેન ઉપડવાને થોડોજ સમય હતો એટલામાં ગાડીમાં બેઠેલા ભૂદેવને પાછા ઉતાર્યા. ટીકીટ પાછી આપી અને તેમને પાછા ગામમાં લાવ્યા બંને સ્નેહીઓ પાછા મળ્યા, એકેકનું હૃદય દ્રવીગયું અને શેઠ પોતાની થયેલી ભૂલ માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને તેઓ યજ્ઞ ન કરાવે તો કંઇ નહિ પણ પોતાની પાસે યજ્ઞના દિવસ પર્યંત રહે અથવા યજ્ઞની માત્ર વ્યવસ્થાજ જાળવે એમ જણાવ્યું. ભૂદેવ પણ સૌમ્ય પ્રકૃતિના એટલે તેમણે તે વાત સ્વીકારી અને ત્યાર પછી સુરેટીથી આચાર્યને બોલાવી વિવિધ પ્રકારના મહોત્સવ સાથે મહારુદ્રનો આરંભ કરી વિધિ પ્રમાણે તે પૂર્ણ કર્યો. (ધર્મભાવના અને ધાર્મિક કૃત્યોનું પ્રકરણ જુઓ.)

## સ્વાભાવિક ચિરંજીવિતા.

આ પરથી મગનલાલ શેઠનું હૃદય કેટલું કોમળ, નિખાલસ અને ધર્મની વિશુદ્ધ ભાવનાવાળું હશે તે કોઇપણ સમજી શકશે. આ વૃધ્ધ ભૂદેવ મગનલાલ શેઠના અવસાન સુધી પણ એમને ત્યાં સમયે આવીને રહેતા હતા અને મગનલાલ શેઠ પણ તેમનો ઉચિત સત્કાર સમયે સમયે કરતા હતા એમના અવસાન પછી પણ મગનલાલ શેઠનું કુટુંબ એમને યોગ્ય સમયે પોતાને ત્યાં બોલાવી આશ્રય આપે છે અને વરસના અર્ધ વિભાગ જેટલો સમય પોતાને ત્યાં રાખી તેમનું સન્માન સાચવે

છે અને તે વૃધ્ધ ભૂદેવ પણ પોતાના કુટુંબ પ્રમાણેજ એમને ત્યાં સમયે આવી નિવાસ કરે છે.

એકંદર રીતે જોતાં મગનલાલ શેઠનો સ્વભાવ શાંત, નિખાલસ, દયાળુ, ઉદાર અને ગુણગ્રાહી હતો અને એવા સ્વભાવને અંગેજ તેઓ અનેક વ્યક્તિઓના પ્રીતિપાત્ર થયા હતા.

મનુષ્ય વિનાશ પામે છે, પરંતુ તેના સ્વભાવની શ્રેષ્ઠતા વિનાશ પામતી નથી. તેના સ્વભાવની મધુરતાનો મીઠો સુવાસ જો સર્વત્ર પ્રસરેલો હોય છે તો તેજ એનું ચિરંજીવપણું છે. મગનલાલ શેઠનો સ્થૂલ દેહ આ સંસારમાંથી ચાલ્યો ગયો છે, પરંતુ તેમનું પ્રાકૃતિક સ્વાભાવિક શરીર તેઓ ચિરકાળને માટે રાખી ગયા છે એજ મનુષ્યનું સ્વાભાવિક દર્શન!



# પ્રકરણ ૪ થું.

## ધર્મભાવના અને ધાર્મિક કૃત્યો.

### ધર્મની વૈશેષિક મહત્તા.

आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् ॥
धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः ॥ १ ॥

આહાર, નિદ્રા, ભય અને વિષયોપભોગ એ પશુઓને અને મનુષ્યોને સરખાંજ હોય છે, પરંતુ મનુષ્યોમાં ધર્મ એ વિશેષ વસ્તુ છે અને તેથી જે મનુષ્યો ધર્મ વિનાના છે તે પશુઓની સમાનજ છે. ૧

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ॥
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ २ ॥

મૃત્યુ પામેલા શરીરને લાકડાની અથવા માટીના ઢેફાની સમાન પૃથ્વીપર નાખી દઇને સગાંવહાલાંઓ (સ્મશાનમાંથી) પાછાં ચાલ્યાં જાય છે પરંતુ એક માત્ર ધર્મજ તે (મનુષ્ય) ની સાથે જાય છે. ૨

परलोकसहायार्थं पिता माता न तिष्ठतः ॥
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ ३ ॥

મનુષ્ય જ્યારે મૃત્યુ પામે છે ત્યારે પરલોકમાં સહાય કરવાને માટે પિતા કે માતા ઉભાં રહેતાં નથી તેમ પુત્ર; સ્ત્રી કે જ્ઞાતિ પણ ઉભી રહેતી નથી પરંતુ કેવળ ધર્મ એકજ તેને સહાય કરવાને તેની સાથે ઉભો રહે છે. ૩

આ નીતિવચનાનુસાર મનુષ્યજીવનનું સાર્થકય ધર્મમય જીવન ગાળવામાંજ રહેલું છે. ધર્મવિનાનું જીવન લંગડા મનુષ્ય જેવું છે. જે મનુષ્યો વિચારશીલ છે તેઓ એમ સ્પષ્ટ સમજે છે કે, અનેક પ્રાણીઓમાં પરમાત્માએ પોતાને મનુષ્યદેહની ઉત્કૃષ્ટતા આપી તે

પોતાના પૂર્વજન્મના ધાર્મિક કૃત્યોનુંજ પરિણામ છે અને તેથી આ જન્મમાં પણ તેઓ શકય તેટલી ધાર્મિક પ્રવૃત્તિ કરવા ચુકતા નથી. ધર્મની વ્યાખ્યાઓ શાસ્ત્રકારોએ અનેક પ્રકારની કરેલી છે, પરંતુ અત્યારે આ પ્રસંગે તે બધાનું વિવેચન કરવું એ અસ્થાને ગણાવા જેવું હોવાથી તે સંબંધમાં કંઇ પણ ન કહેતાં પ્રસ્તુત વિષયમાં એટલુંજ જણાવવું યોગ્ય થઇ પડશે કે સ્વ. મગનલાલ શેઠે અથવા તેમના પિતા વિગેરેએ આ સંસારમાં મનુષ્ય તરીકે જન્મ ધારણ કરી પોતાના વર્ણાદિધર્મનું પરિપાલન કરવા સાથે ધર્મમૂલક અર્થનીજ પ્રાપ્તિ કરી તે અર્થનો પણ ધાર્મિક સરણિએજ વિતરણ કરવામાં સદુપયોગ કર્યો છે અને સમયે સમયે અનેક ધાર્મિક કૃત્યો કરી પોતાના મનુષ્યજન્મની સફળતા સાધી છે.

## માતાપિતાની અભેદ ભાવના અને માતાની વાંછના.

મગનલાલ શેઠની ધર્મભાવનાને તેઓમાં ઓતપ્રોત કરનાર તેમના પિતા હરગોવિંદદાસ તથા માતા અંબાબાઇજ હતાં એ આગળ આપણે જોઈ ગયા છીએ. હરગોવિંદદાસ શેઠ તથા તેમનાં પત્ની અંબાબાઇ પોતાના કુળપરંપરાગત વૈષ્ણવ ધર્મને માનનારાં હતાં પરંતુ તે સાથે અન્ય દેવોને ન માની તેમનો તિરસ્કાર કરવારૂપ ખોટા દુરાગ્રહવાળાં ન હતાં. પ્રભુને માનવા પરંતુ શક્તિ વિના પ્રભુએ કામ કરી શકતા નથી એમ માની તેઓ શક્તિની ઉપાસના પણ કરતા હતા. અન્ય દેવોનો પણ તેઓ કદી તિરસ્કાર કરતા નહિ, પરંતુ તેમની પણ તેમના સમયે સમયે યથોચિત ભક્તિ કરતાં. મહાદેવ અમંગળ કે વિષ્ણુ મંગળરૂપ અને દેવી કંઇ નહિ વિગેરે મિથ્યા દ્વૈતભાવનાઓ તેઓમાં ન હતી અને તેથી તેઓ પોતાના મુખ્ય પ્રધાન દેવ વિષ્ણુને માનીને પણ શુદ્ધ ભાવનાથી અન્ય દેવોનું પણ પૂજન કરવા ચૂકતાં નહિ. એમાં પણ શક્તિ તરફ એમની ભાવના કંઇક કારણસર વિશેષ પડતી થઇ અને તેથી તેઓ તે શક્તિનું આરાધન પાછળથી આવશ્યક ભક્તિ તરીકે કરતા થયા.

કારણ એમ બન્યું કે હરગોવિંદદાસ શેઠને આગલાં પત્ની મંછાબાઇની પ્રજા હયાત હોવા છતાં એમણે પોતાનું બીજીવારનું લગ્ન મગનલાલ શેઠનાં માતા અંબાબાઇ સાથે કર્યું. ત્યાર પછી તેમને એક કન્યા ઉત્પન્ન થઇ. સ્ત્રીઓની ભાવનાઓને સંસારમાં કોણ સમજી શકે તેમ છે? પ્રાચીન આર્યમહિલાઓ પવિત્ર હૃદયની આન્તરિક ભાવનાથી જો એક વખત મેરુને ચલાયમાન કરવો હોય કે સૂર્યને સ્તંભિત કરવો હોય તો પણ તે પ્રમાણે કરવા માટે તે શક્તિમતી હતી. અને તેજ ભાવનાઓથી આજે તેઓ પોતાનું વન્દનીય ગૌરવ જગત્‌માં જનસમાજની સામે ચિરસ્મરણીય કરતી ગઇ છે. એવી સાધ્વી માતાના ઉદરથી જન્મ લેવો એ તો જો પૂર્વની પુણ્યશાળી અથવા સચ્ચરિત વ્યક્તિ હોય તોજ સંભવિત હોઇ શકે.

## મગનલાલ શેઠના જન્મનું કારણ.

અંબાબાઇને આ પ્રમાણે પુત્રી હોવા છતાં હજી સુધી પુત્ર થએલો ન હોવાથી અને તેમાં પણ તેમને તેમના જેવીજ કોઇ સદ્વર્તનશીલ પ્રાચીન સંસ્કૃતિવાળી ભક્તિયુક્ત સ્ત્રીવ્યક્તિ મળી જવાથી તેના કથનાનુસાર જુના જમાનાના માણસો જેને બાધા કહે છે તે અંબાજી માતાની બાધાને માટે "જગદમ્બિકા અંબા જો મારે ત્યાં પુત્રની પ્રાપ્તિ કરશે તો હું અંબાજીના પવિત્ર તેજોમય દીપકમાંથી મારે ત્યાં દીપકની જ્યોત લાવી નૂતનદીપકનું સ્થાપન કરીશ." એવી માનસિક ભાવના ઉત્પન્ન થઇ અને તે પ્રમાણે તેમણે બાધા લીધી પણ ખરી.

વીસમી સદીની કેટલીક આધુનિક ક્ષુલ્લક હૃદયની નાસ્તિકવાદના પ્રબળ વિષથી શરીરમાં રગેરગે વ્યાપ્ત થએલી ભાવનાહીન વ્યક્તિઓને આ વાત અત્યારે હાસ્યજનક જણાશે, પરંતુ પ્રાચીનતત્ત્વોના અભ્યાસ વિનાની અને જ્ઞાનશૂન્ય એવી તે વ્યક્તિઓ અત્યારે એ પ્રાચીન તત્ત્વોને ભલે હસે તો પણ જ્યારે, જેને ત્યાં કોઇનો પણ પક્ષપાત નથી, સત્યે ન્યાયથીજ સર્વ કાર્યભાર ચાલે છે અને જેણે એ જગતની સર્વ વ્યક્તિઓને જન્મ આપ્યો છે તે પરમાત્માની સાન્નિધ્યમાં તે નાસ્તિકોને મનુષ્યજન્મની તેમની સાર્થકતાનો પ્રશ્ન પૂછવામાં આવશે તે સમયે

મગનલાલ શેઠનાં પુત્રી



સૌ. બહેન હરિગંગા.

The Art P n

હાસ્ય કરનાર એજ વ્યક્તિઓના ટાંટીયા થરથરતા હશે અને ત્યારેજ તે હાસ્ય રૂદનના રૂપમાં પરિણામ પામશે. પરંતુ એ વાત તો પ્રત્યક્ષા-પ્રત્યક્ષના ચક્રવાતમાં પડેલી હોવાથી એનો નિર્ણય તે પરમાત્મા સિવાય અથવા અનુભવ સિવાય કોઇપણ કરી શકે તેમ નથી. કાળરૂપ પરમાત્મા દરેકને તે વાત સમયે સમજાવે છે એટલે એ બાબતમાં વધારે ઉંડા ન ઉતરતાં "बुद्धिः कर्मानुसारिणी" એ વચનનો સ્વીકાર કરી આપણે આગળ ચાલીશું.

ઉપર પ્રમાણે સાધ્વી અંબાબાઇની પુત્ર માટેની અંબિકાની ભાવના દિનપ્રતિદિન વિશિષ્ટ રીતે તીવ્ર થતી થઇ અને તેજ અંકુરિત થએલી ભાવનાના ફળરૂપે અંબિકાજીની કૃપાથી અંબાબાઇને આ આપણા પ્રાક્તન વનમાલીદાસ પરંતુ પાછળના માતૃભક્ત મગનલાલ તરીકે મગનલાલ શેઠ પુત્રરૂપે પ્રાપ્ત થયા.

અંબાબાઇએ પોતાની વિશિષ્ટ ભાવના પોતાના સ્વામી હરગોવિંદદાસ શેઠને પણ પહેલાં સમજાવેલી હોવાથી તેઓ પણ એ વાતથી બહુ પ્રસન્ન થએલા અને "જો તમારી એવી ભાવના હશે અને માતાજીની કૃપાથી તમારી ઇચ્છા પરિપૂર્ણ થશે તો અવશ્ય આપણે માતાજીની જ્યોત લાવી દીપક સ્થાપીશું" એમ કહી તેમની અવિચળ શ્રદ્ધા માટે પોતાના અન્તરમાં તેઓ આનંદ પણ પામતા હતા.

જ્યારે ઉપર પ્રમાણે અંબાજીની કૃપાથી મગનલાલ શેઠનો જન્મ થયો ત્યારે માતાપિતા બહુ આનંદિત થયાં અને પોતાની ઇચ્છા પરિપૂર્ણ થએલી હોવાથી ઇચ્છાને પૂર્ણ કરનાર માતાજીના દીપકનું હવે સમયે સત્વર સ્થાપન કરવું જોઇએ એ વિચાર દિનપ્રતિદિન તેમના અન્તરમાં ઘોળાવા લાગ્યો.

મગનલાલ શેઠના ૧૯૨૨ ની સાલના જન્મ પછી લગભગ સવા વરસ જેટલો સમય વ્યતીત થઇ ગયો અને ત્યાં સુધીમાં કેટલાંક સબળ કારણોને અંગે હરગોવિંદદાસ શેઠ તથા અંબાબાઇ માતાજીની દીપકજ્યોત લાવી શકયાં નહિ, પરંતુ ત્યાર પછી એકાએક જેમ કોઇ એક દૈવી આજ્ઞા થઇ હોય તે પ્રમાણે તેઓની ઉર્મિ અંબાજી

જવા માટે ઉછળી આવી અને હવે આ દૈવી કાર્ય જેમ બને તેમ સત્વર કરવું જોઇએ એમ માની તેઓ સંવત્ ૧૯૨૪ માં અંબાજી ગયાં અને પોતાનું ઐચ્છિક ફળ આપનાર માતાજીનાં દર્શન કરી કૃતાર્થ થયાં.

અંબાજીનુ પવિત્ર સ્થાન.

અંબાજીનું પવિત્ર સ્થાન, ત્યાંનું વિશુધ્ધ વાતાવરણ અને અંબામાતાની અલૌકિક દિવ્યમૂર્તિ, આ સર્વનું જ્યાં એકીકરણ થયું હોય ત્યાં ગમે તેવો પાપાત્મા પણ જો પોતાના પૂર્વના કોઈ પુણ્યોને યોગે ગયો હોય તો તેવાનું પણ અંતર પવિત્ર થઈ તે પુનિત થાય તો જે ભાવિક ભક્તો હૃદયની અવિચળ શ્રધ્ધાથી ગયા હોય તેઓ તો પવિત્ર થાય એમાં શું આશ્ચર્ય ? અને આવા હેતુથીજ અનેક મનુષ્યોની ઐહિક ઇચ્છાઓને પરિપૂર્ણ કરનાર એ જગજ્જનની અંબિકાજીના દર્શનની પવિત્ર અભિલાષાથી તેનાં હજારો સ્રીપુરુષ બાળકો પોતાનાં જીવનને સફળ કરવા માટે એ મહાશક્તિના ઉત્સઙ્ગમાં આવી વિનમ્રભાવે આળોટે છે, અને એ જગદમ્બિકાની પાસે પોતાનાં અનેક જ્ઞાતાજ્ઞાત પાપોની ક્ષમા યાચી આંખમાંથી અશ્રુધારાનું વહન કરતાં વારંવાર પોતાનું કલ્યાણ કરવાની પ્રબળ યાચના ભાવભીના હૃદયથી કરે છે. એ સાક્ષાત્ પ્રત્યક્ષરૂપે રહેલાં મહાશક્તિ અંબિકા પણ પોતાના "कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति-પુત્ર કવચિત્ દુષ્ટ થાય પણ માતા દુષ્ટ થતી નથી" એ ન્યાયે પોતાનાં તે ભાવભક્ત બાળકોને, સેંકડો કોશથી પ્રયાણ કરી આવતાં થએલા તેમના શ્રમને સફળ કરતાં તેમનાં અનેક પાપોનો વિનાશ કરી, અન્તઃકરણોને પવિત્ર બનાવી, પોતાની અવિચળ ભક્તિ અર્પણ કરી ઐહલૌકિક અને પારલૌકિક કલ્યાણ કરી જગત્‌માં તેમનો ઉધ્ધાર કરે છે ખરેખર કોણ ભાગ્યવિહીન વ્યકિત આ અલૌકિક શક્તિદેવીની ઉપાસનાથી વંચિત થઇ પોતાની અધોગતિ કરવાની ઇચ્છા રાખી શકે ? કોઇ પણ નહિ અને તેથીજ આપણે પણ હવે તેજ મહાશક્તિનું શરણ સ્વીકારી આપણા પ્રસ્તુત વિષયમાં આગળ વધીએ.

માતાજીના દીપકની સ્થાપના.

હરગોવિંદદાસ શેઠ તથા અંબાબાઇ આ પ્રમાણે પોતાની માનસિક ભાવનાની સંપૂર્ણતા માટે અંબાજી ગયાં અને લગભગ એકાદ માસ જેટલો સમય અંબાજીના આશ્રયમાં વ્યતીત કરી ત્યાંના મુખ્ય પૂજારી વિગેરેને મળી યોગ્ય ઉપહાર માતાજીને અર્પણ કરી માતાજીના અખંડ દીપકની જ્યોતિમાંથી બીજી એક જ્યોત સળગાવી ઘેર પાછા ફરતી વખતે લાવીને પોતાને ત્યાં તેની સ્થાપના કરી. આ સમયે રેલવેનું સાધન ન હતું, માત્ર ગાડા રસ્તે લોકો આવતા જતા હતા અથવા કવચિત્ રેલવેનું સાધન હશે તો પણ એ ઉભય દંપતીની માતાજી તરફ તથા તેમના દીપક તરફની અસ્ખલિત શ્રદ્ધાને અંગે તેઓએ એ દીપકને પગરસ્તે ચાલીનેજ શિવશંકર નામા મુડેટીના બ્રાહ્મણ પાસે મંગાવ્યો હતો અને સ્થાપના કરી હતી. આ પ્રમાણે મગનલાલ શેઠના પિતા હરગોવિંદદાસના વખતથીજ અંબાબાઇની અનુપમશ્રધ્ધાથી એમના ઘરમાં સંવત્ ૧૯૨૪ ની સાલથી માતાજીના દીપકની પ્રતિષ્ઠાપૂર્વક પૂજાનો આરંભ થયો.

પાંચેક વર્ષે પિતા હરગોવિંદદાસ શેઠનું અવસાન થયું એટલે ત્યારથી મગનલાલ શેઠ પોતાની ઉમ્મર નાની છતાં, પોતાના જન્મનું કારણ એ દીપક છે એમ સમજી માતાની આજ્ઞાથી એનું દૃઢ ભક્તિ અને શ્રદ્ધાથી નિરંતર પૂજન કરવા લાગ્યા અને જ્યારે કવચિત્ પ્રસંગોપાત પોતાનાથી પૂજન ન થાય તો બ્રાહ્મણ દ્વારા પણ એનું પૂજન કરાવવા તેઓ ચુકતા નહિ અને પોતાની શ્રદ્ધાને જરાપણ સ્ખલિત થવા દેતા નહિ.

માતાજીની કૃપાથી મગનલાલ શેઠની પણ દિન પ્રતિદિન અભિવૃદ્ધિ થવા લાગી અને તેથી તેમને તથા તેમનાં માતુશ્રીને નિરંતર માતાજીની ભક્તિથી તથા બીજાં પણ તીર્થાદિનું સેવન કરીને પોતાના અન્તરાત્માને પવિત્ર કરવાની આકાંક્ષા તીવ્ર રીતે વધવા લાગી તથા પોતાના પૈસાનો કયે માર્ગે સદુપયોગ થાય એનોજ વિચાર તેઓ

નિરંતર કરવા લાગ્યાં અને તે પ્રમાણે સમયે સમયે અનેક ધાર્મિક કાર્યોમાં પોતાની સંપત્તિનો વ્યય કરવાનો તેમણે આરંભ કર્યો.

વચમાં લગભગ બાર વરસ જેટલો સમય સામાન્ય રીતે નાનાં નાનાં પ્રચલિત ધાર્મિક કૃત્યોમાંજ એમનો ચાલ્યો ગયો હતો, પરંતુ ત્યાર પછી જ્યારે મગનલાલ શેઠની લગભગ ૧૯-૨૦ વર્ષની ઉમ્મર થવા આવી ત્યારથી તેમણે એવાં પ્રસિધ્ધ અને બહારનાં દેવસ્થાનોમાં જઇ મોટાં મોટાં ધાર્મિક કૃત્યો કરવાનો આરંભ કર્યો.

## બહુચરાજીમાં સહસ્રચંડીનો પ્રયોગ.

સોલમે વર્ષે મગનલાલ શેઠનું પ્રથમ લગ્ન થઇ ગયું હતું એ વાત પાછળ આપણે જોઇ ગયા છીએ એટલે એઓ પોતાનાં માતા તથા પત્ની વિગેરેની સાથે સંવત્ ૧૯૪૨ માં બહુચરાજીના દર્શનાર્થે ગયા અને ત્યાં પોતાની માતાજીની ઇચ્છાથી કહો કે પોતાની કે પોતાનાં પત્નીની ઇચ્છાથી કહો પણ સિદ્ધપુર વિગેરે પવિત્ર સ્થાનોમાંથી ઉત્તમ ૪૦ બ્રાહ્મણોને બોલાવી વરસાદના દિવસો છતાં ઉત્તમ મંડપની તૈયારી કરી સહસ્રચંડીનો મહાન્ પ્રયોગ તેમણે કર્યો.

આ સમયે આચાર્ય ગણુદેવીના સુપ્રસિધ્ધ નરોત્તમ શુકલ હતા અને તે ઉત્તમ સ્નાતક આચાર્યને હાથેજ આ વિધિ કરાવવામાં આવ્યો હતો, અને વ્યવસ્થાપક તરીકે મગનલાલ શેઠના સુપરિચિત સિધ્ધપુરના શિવશંકરભાઇ હતા. તે સમયની ત્યાંની વ્યવસ્થા સુંદર રાખવામાં આવી હતી. બ્રાહ્મણોની નિયમિતતા, શેઠની શ્રધ્ધા, ભોજન વિગેરેનો પ્રબંધ, અતિથિઓનો સત્કાર, અને પ્રયોગની વિશિષ્ટતા એ જોતાં કોઇ પણ વ્યક્તિની એવું ઉત્તમ કર્મ કરવા તરફ શ્રધ્ધા ઉત્પન્ન થઇ શકે તેમ હતું. આ પ્રયોગની પ્રસિદ્ધિથી અનેક ભાવિક ભક્તો ત્યાં દર્શ કરવા માટે બહારગામથી પણ આવતાં હતાં અને તેમાં શેઠના તરફથી દરેકનો ઉચિત સત્કાર પણ કરવામાં આવતો હતો. આ પ્રમાણેની પ્રયોગની સમાપ્તિ કરી કર્મને અંગે વિશેષ બ્રહ્મભોજનની ઇચ્છાથી સિધ્ધપુર જઇ તેમણે ચોર્યાસી પણ કરી હતી.

આ પ્રમાણે મગનલાલ શેઠે પોતાના જીવનમાં સર્વોત્તમ ધર્મનાં અનેક સોપાનોમાં આ પ્રથમ સોપાન પર પગ મૂકયો અને ક્રમે ક્રમે તેઓ બીજાં અનેક કાર્યો કરી ધાર્મિક સોપાનપથના અન્તિમ પગથીએ પણ અન્તિમ સમય સુધીમાં પહોંચ્યા હતા અને તે આગળ ઉપર આપણને સમજાશે.

## અંબાબાઇની ભાવના અને પુત્રની પુત્રતા.

ત્યાર પછી સંવત્ ૧૯૪૪ માં એમનાં માતાજી અંબાબાઇને પોતાની શક્તિ પ્રમાણે શ્રી નાથજીને પોષાક ધરાવવા તથા સાત ધજા ચઢાવવાની ભાવના થઇ આવી અને તેથી તેઓએ મગનલાલ શેઠને કહ્યું કે, "મગન! પરમાત્માએ આપણને લક્ષ્મી આપી તો આપણા પૂર્વજો વૈષ્ણવ ધર્મને માનનારા હતા તો આપણે આપણી શક્ત્યનુસાર એ માર્ગમાં પણ આપણા દ્રવ્યનો સદુપયોગ કરવો એવી મારી ઇચ્છા છે અને તેમાં જો તારી સંમતિ હોય તો શ્રીનાથદ્વારામાં શ્રીનાથજીને પોષાક ધરાવીએ અને ધજાઓ ચઢાવીએ." માતૃભક્ત મગનલાલ શેઠને આમાં વિચાર કરવાનો થોડોજ હતો? એ તો પુંડરીક કે શ્રવણના માર્ગને અનુસાર પુત્ર એટલે માતાની આજ્ઞા એ બ્રહ્માનું વાક્ય એમ સમજી તત્કાળ પોતાની માતાની ઇચ્છા પ્રમાણેજ કરવા તૈયાર થયા. તેમણે કહ્યું: "મા! તમારી ઇચ્છા હોય તો પછી હું એમાં અટકાયત કરૂં અથવા તમારા અન્તઃકરણને દુભાવું એવો કઠોર હૃદયનો પુત્ર નથી! સંપત્તિ મારા પિતાની એટલે તમારીજ છે. એમાં મને પૂછવાનું હોઇ શકેજ નહિ. મને તો માત્ર તમારો આદેશજ હોય, અને તેથી જ્યારે તમારી ઇચ્છા હોય ત્યારે અને જેટલી તમારી ઇચ્છા હોય તેટલી રકમનો પોષાક શ્રીનાથજીને તમારે ધરાવવો. તેમ જ્યારે તમારી આજ્ઞા થશે ત્યારે હું તમારી સાથે આવવા પણ તૈયારજ છું."

ખરેખર પતિ વિનાની થઇ પડવાથી સંસારના સાથી રહિત કઇ સ્ત્રીના હૃદયને પોતાના પુત્રનાં આવાં ભાવભીનાં અને ભક્તિયુક્ત મધુર વચનો દ્રવિત ન કરે? અવશ્ય કરે! મગનલાલ શેઠનાં આ

વચનોએ એમની માતાને હૃદયને દ્રવિત કરી નાખ્યું અને તે સૌજન્ય-શીલ સાધ્વી માતાના નેત્રોમાંથી પુત્રવાત્સલ્યપ્રેમનાં બે અશ્રુ ટપકી પડયાં અને તેમણે તે સમયે 'માતાજી મારા મગનને અનેક રીતે સુખી રાખે અને એનું કલ્યાણ કરે' એવો અન્તઃકરણથી આશિર્વાદ આપ્યો.

શ્રીનાથજી પ્રયાણ.

આ પ્રમાણે મગનલાલ શેઠ પોતાની માતાની ઇચ્છાને આધીન થઇ પૂર્વમાં કહ્યા પ્રમાણે સંવત્ ૧૯૪૪માં સકુટુંબ શ્રીનાથજી ગયા. એમના પિતાની સુપ્રસિધ્ધિને અંગે એમનું ત્યાં શ્રી નાથદ્વારમાં ટિલકાયત મહારાજશ્રી તરફથી સારું સન્માન કરવામાં આવ્યું અને એમને માટે ત્યાં રહેવા વિગેરે સર્વ પ્રકારની ઉચિત વ્યવસ્થા કરવામાં આવી. મહારાજશ્રીને ત્યાર પછી એમણે પોતાની માતાની ઇચ્છા જણાવી, એટલે તેઓ એમની માતાની તથા એમની શ્રી નાથજીને પોષાક ધરાવવાની ભાવનાથી પ્રસન્ન થયા અને એમને તે પ્રમાણે કરવાની આજ્ઞા આપી અને તે માટેની સર્વ વ્યવસ્થા પણ કરાવી આપી.

મગનલાલ શેઠ પોતાનાં માતા વિગેરેની સાથે એ નિમિત્તે લગભગ એક માસ જેટલો સમય ત્યાં રહ્યા અને તેટલામાં શ્રી નાથજીને ધરાવવાનો પોષાક વિગેરે સર્વ વસ્તુઓ તેમણે તૈયાર કરાવી.

એઓ શ્રીનાથદ્વારમાં જેટલો સમય રહ્યા તે અરસામાં સમયે સમયે શ્રી એકલિંગજીનાં પણ દર્શન કરવાનું ભૂલતા નહિં તથા કાંકરોલીમાં દ્વારકાનાથનાં દર્શન કરવાનું તથા રાયસાગર સરોવર અને બીજાં સ્થળોનું તેમ ત્યાં આજુબાજુનાં નાનાં નાનાં ગામડાં અથવા પહાડોમાં પણ કવચિત્ ફરીને ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય જોવાનું પણ વિસરી શકયા નથી.

શ્રીનાથજીની સેવા.

વૈષ્ણવોનું પરમ ધામ શ્રીનાથદ્વારા અને તેમના પરમ ઉપાસ્ય દેવ શ્રીનાથજી એટલે એમાં વર્ણન કરવાનું શું હોઇ શકે ! ભકતોનાં

હૃદય કાં તો ભગવાન્ અથવા ભક્તોજ સમજી શકે! એટલે શ્રીનાથજીનો અપૂર્વ મહિમા તો વૈષ્ણવોજ સમજેને! ત્યાંની નિત્ય લીલામાંની મંગળા, શૃંગાર, ગ્વાલ કે રાજભોગનાં દર્શનની ઝાંખી અને બપોરપછીનાં પણ ઉત્થાપન, ભોગ, આરતી અને શયનની નિત્યક્રિયાના વિધિની નિયમિતતાનું શું કહેવું હોય! અને તેમાંએ દરેક ઋતુને અનુસરતી ભગવાન્‌ની સેવાના પ્રકારનાં દર્શનનો લાભ તો ભાવિક વૈષ્ણવોના ભાગ્યમાંજ સરજાયલો હોય? અને શ્રીનાથજીની એ દરેક વખતે વિવિધ પ્રકારની સેવાથી સેવાતી અલૌકિક મૂર્તિ! જોતાં વૈષ્ણવોનાં મન ઠરે! અને હૃદયમાં ભગવાન્‌ની ભક્તિનો ભાવ સ્ફૂરે!

મગનલાલ શેઠ અને તેમનાં માતા અંબાબાઇ વિગેરે એ દિવ્ય મૂર્તિનાં એક માસ સુધી નિત્ય દર્શન કરી કૃતાર્થ થયાં અને ત્યારપછી જે હેતુથી પોતે આવેલાં હતાં તે હેતુની સિધ્ધિને માટેનો એક દિવસ મહારાજશ્રીને મળી તેમણે નક્કી કર્યો. પ્રભુકૃપાથી અને સાથે મહારાજશ્રીની પણ અનુકમ્પાથી એક ઉત્સવનો દિવસજ તેમને હાથ લાગ્યો અને તેજ દિવસે મગનલાલ શેઠનાં માતુશ્રીએ ખધું મળીને લગભગ ૧૦૦૦૦) દશહજાર જેટલી રકમ ખરચી તૈયાર કરાવેલો પોષાક વિગેરે શ્રીનાથજીને અર્પણ કર્યું અને સાત ધજા ચઢાવી, તેમ તે આખા દિવસના નેક ભોગનો ખર્ચ પણ અર્પણ કર્યો. જે દિવસે એઓએ અર્પણ કરેલો પોષાક વિગેરે ભગવાન્‌ને ધરાવવા આવ્યું તે સમય ભગવાન્‌ની તે અલૌકિક મૂર્તિનું દર્શન કરી ખરેખર સર્વ પ્રસન્ન થયાં અને મગનલાલ શેઠ તથા એમનાં માતા વિગેરે સર્વને એમ લાગ્યું કે જગત્‌માં પરમાત્માનું કોઇ અલૌકિક તેજ વ્યાપ્ત છે અને તે ખાસ કરી આવી પ્રતિષ્ઠિત મૂર્તિમાંજ સમાયલું છે એમાં સંશય નથી, માત્ર ભક્તોનાં ભાવિક ચક્ષુઓજ તેનું દર્શન કરી શકે છે, પરંતુ ભક્તિવિહીન મનુષ્યોમાં સ્થૂલ ચક્ષુઓ તેને જોવા સમર્થ થઇ શકતાં નથી. આ ઉપરાંત પોતાના દ્રવ્યનો થોડો અંશ પણ ભગવાન્‌ને અર્પણ કરવાથી પોતાનું એ દ્રવ્ય સન્માર્ગમાં વપરાયું છે એવી દૃઢ શ્રધ્ધાથી પણ તેઓ આનંદિત થયાં.

આ પ્રમાણે શ્રીનાથજીને લગભગ ૧૦૦૦૦ હજારનો પોષાક, વિગેરે અર્પણ કરી ત્યાંની દર્શનની નિત્ય લીલાનો અપૂર્વ લાભ મેળવી લગભગ માસ સવા માસ જેટલો સમય વ્યતીત કરી પાછી સંસારની સંગ્રહિત માયાનો સ્વીકાર કરવાને માટે પાછાં એ સર્વ આ મુમ્બાપુરીને ચરણે પોતાને ત્યાં આવ્યાં.

## ધાર્મિક રસાસ્વાદ.

સંસારમાં રસાસ્વાદ એવી વસ્તુ છે કે જો તે આસ્વાદ એક વખત પણ લેવામાં આવ્યો કે પુનઃ તેની ઇચ્છા તેના અનુભવજન્ય અભ્યાસને અંગે વારંવાર થવાનીજ, પછી તે રસાસ્વાદ ચાહ્ય તો ધર્મ-મૂલક હો, અર્થમૂલક હો, કામમૂલક હો, કે મોક્ષમૂલક હો, પરંતુ મનુષ્ય તે વારંવાર મેળવવાને માટે યત્ન કરવાનો. આ પ્રમાણે જે મનુષ્યોએ એક વખત ધાર્મિક કૃત્યો કરવાનો રસાસ્વાદ લીધો તો તેઓ પ્રસંગે વારંવાર તે કાર્યો કરવાનાજ એમાં સંશય નહિ. શિબિએ અને દધીચિએ પ્રાણાર્પણ કર્યું, રઘુ રાજા યજ્ઞ કરી, સર્વ સમૃદ્ધિ અર્પણ કરી, મૃત્તિકા પાત્ર જેને અવશિષ્ટ છે એવો રહ્યો અને હરિશ્ચંદ્રે પણ ચાંડાલને ત્યાં આત્મવિક્રય કર્યો. આ બધું ધર્મને માટેજ. જો તેઓ ધર્મથી જરા પણ ડગ્યા હોત તો તેઓ જગતની દૃષ્ટિએ સમૃદ્ધિમાન રહ્યા હોત પરંતુ તેઓ એ ધર્મવિહોણી સમૃધ્ધિની ઇચ્છા રાખનારા ન હતા અને તેથીજ આજે તેઓ પોતાની ધર્મમૂલક ઉજ્વલ કીર્તિ દિગન્ત સુધી વિસ્તારી ગયા છે.

## અંબાજીમાં સહસ્રચંડીનો પ્રયોગ.

મગનલાલ શેઠની પણ આ પ્રમાણે પ્રતિદિન ધાર્મિક કૃત્યો કરવા તરફ અભિરુચિ વધવા લાગી અને તેઓને એવી ઇચ્છા થઇ કે "જે માતાજીની કૃપાથી મારો જન્મ થયો છે તે માતાજીના પવિત્ર સ્થાનમાં જઇ યથાશક્તિ સહસ્રચંડીનો પ્રયોગ પણ મારે કરાવવો." પોતાની ઇચ્છા તેઓએ પોતાનાં માતાને તથા "गृहिणी सचिवः सखी मिथ. प्रियशिष्या ललिते कलाविधौ" એ કાલિદાસ કવિની ઉકિત પ્રમાણે પોતાનાં પ્રધાનરૂપ પત્નીને પણ જણાવી. આ ધાર્મિક કૃત્યમાં

સન ૧૯૦૯



શેઠ મગનલાલ　　બ્હેન કુસુમાવતી　　સૌ. નવલબાઈ.

Printed by :— The Indian Art P. Press, 234, Kalbadevi Road, Bombay 2

તેઓએ અનુમતિ આપી અને તેથી તે સર્વને સાથે લઇ મગનલાલ શેઠ સંવત્ ૧૯૪૫ની સાલમાં એ સહસ્રચંડીનો પ્રયોગ કરાવવા પોતે અંબાજીના પવિત્ર સ્થાનમાં ગયા અને ત્યાં સર્વ પ્રકારની વ્યવસ્થા કરી એમણે એ પ્રયોગ કરાવવાનો આરંભ કર્યો.

અંબાજી જેવા સ્થાનમાં અજાણ્યા માણસને એકાએક સર્વ વ્યવસ્થા કરવી મુશ્કેલ થઇ પડે પરંતુ મગનલાલ શેઠને તેમ બન્યું ન હતું, કારણ કે અંબાજીનું સ્થાન દાંતા દરબારના તાબામાં છે અને દાંતાના દરબારને ને મગનલાલ શેઠના પિતાશ્રીને સ્નેહદૃષ્ટિએ ઘણો ગાઢો સંબંધ હતો એટલે મગનલાલશેઠને દરબારે પોતેજ પોતાના તરફથી ઉત્તમ સન્માન આપી તેમની સર્વ વ્યવસ્થા કરાવી આપી હતી અને તેમના એ ધાર્મિક કૃત્યમાં જોઇતી સર્વ પ્રકારની સુવ્યવસ્થા જાળવાવી હતી. તે વખતના દાંતાના દરબાર મહારાણા શ્રી જશવંતસિંહજી હતા અને તેમને મગનલાલ શેઠની સાથે પણ તેમના પિતાને અંગે સારો સ્નેહ થએલો હતો એટલે ત્યાંની વ્યવસ્થામાં કોઇ પણ પ્રકારથી ખામી આવી ન હતી.

અંબાજી જેવું નિરંતર હજારો લોકો દર્શન કરવા આવે એવું ચોવીસે કલાક જાગ્રત અવસ્થા ભોગવતું રમણીય સ્થાન અને તેમાં સહસ્રચંડીનો પ્રયોગ, મગનલાલ શેઠ જેવા ઉદાર દીલના શ્રદ્ધાળુ સદ્‌ગૃહસ્થ, પવિત્ર બ્રાહ્મણો અને ખાસ કરી ત્યાંના મહારાણા શ્રી તરફનીજ સર્વ સુવ્યવસ્થા એટલે એ સહસ્રચંડીના પ્રયોગવિધિનું શું કહેવું હોય? *ભૂદેવોનો આકાશગામી પવિત્ર કર્મધ્વનિ* અને અલૌકિક પૂજાવિધિની નિત્યની પરિપાટી એ પ્રમાણે સર્વ વસ્તુની જ્યાં મનોહરતા ત્યાં ભાવિક ભકતોની ભીડ દર્શન માટે થાયજ એ સ્વાભાવિક છે. છતાંએ તે ભકતોનાં અન્તઃકરણોને મગનલાલ શેઠની ઉદારતાએ પ્રસન્ન કર્યાં અને તેથી “ મુંબાઇના કોઇ મગનલાલ શેઠે આવી સહસ્રચંડી કરાવી અતિથિઓનો અપૂર્વ સત્કાર કર્યો ” એ પ્રમાણેનો કીર્તિકારક ધ્વનિ ચારે તરફ સંભળાવા લાગ્યો. પરંતુ *મગનલાલ શેઠ કાંઇ કીર્તિના ભૂખ્યા થોડાજ હતા? એ તો માત્ર માતાના*

ઉદ્દેશથી ધર્મકૃત્ય કરવું એટલીજ ભાવનાવાળા હતા અને તે ધર્મકૃત્ય નિર્વિઘ્ન પરિસમાપ્ત થયું એટલે મનમાં પ્રસન્ન, અને તેથીજ પ્રયોગની સમાપ્તિએ પોતે પ્રસન્ન થયા, બ્રાહ્મણોને પણ ઉત્તમ દક્ષિણાથી પ્રસન્ન કર્યા અને તેમની અપૂર્વ આશિષ મેળવી જગજીવન લાધાભાઇના કુળની અપૂર્વ કીર્તિને વધારી વિસ્તૃત કરી.

સહસ્રચંડીનો પ્રયોગ સમાપ્ત થયા પછી મહારાણા તરફથી થોડો વખત એમની મહેમાનગીરી કરવામાં આવી અને ઉત્તમ રીતથી એમનું સહકુટુંબ સન્માન કરવામાં આવ્યું, અને પોષાક આપવામાં આવ્યો.

## અંબાબાઇનો સ્વર્ગવાસ અને કાળચક્રનું દાન.

ત્યાર પછી લગભગ ચારેક વર્ષે એમનાં માતુશ્રી અંબાબાઇ શ્રીજીને શરણ થયાં અને તેમને કેટલોક વખત ગયો. એટલામાં એટલે લગભગ એને એજ વર્ષમાં સંવત્ ૧૯૪૯–૫૦ માં મગનલાલ શેઠની પોતાની તબીઅત પણ લથડી પડી અને તેણે પ્રતિદિન વિશેષતાનું સ્વરૂપ પકડયું. આ સમયે કોઇ બ્રાહ્મણ તરફથી એમને એવી સૂચના કરવામાં આવી કે "જેમ પેશ્વા સરકારે કર્યું હતું તેમ જો તમે "કાળપુરુષ"નું દાન કરો તો તમારો સર્વ મહાવ્યાધિ નાશ પામે." શ્રધ્ધાળુ મગનલાલ શેઠને દેખીતી રીતેજ દેદીપ્યમાન એવા એ બ્રાહ્મણનું આ વચન સત્ય લાગ્યું અને તેથી તેઓ ગમે તેટલે ખરચે પણ કાળપુરુષનું દાન આપવા તૈયાર થયા, પરંતુ તે વખતે એક નવી પરિસ્થિતિ ઉભી થઇ અને તે એ કે એ દાન લેવાને માટે કોઇ મહાતપસ્વી અને કર્મનિષ્ઠ બ્રાહ્મણ જોઇએ એમ એમને કહેવામાં આવ્યું. આ બાબતમાં મગનલાલ શેઠે તેવા બ્રાહ્મણની તપાસ કરાવી પરંતુ તેમાં તેઓ નાસીપાસ થયા, કારણ કે જે તપસ્વી અને ઉત્તમ કર્મનિષ્ઠ બ્રાહ્મણ હોય તે એ દાન ગમે તેટલી દક્ષણાએ પણ લેવા રાજી ન હતો અને બીજાને તે આપી શકાય તેમ ન હતું. આથી અનેક રીતે તપાસ કરવા છતાં પણ સુપાત્ર બ્રાહ્મણને અભાવે એ કાળપુરુષના દાનનો વિચાર તેમને માંડી વાળવો પડયો. અને શરીરનો વ્યાધિવિનાશક કોઇ

બીજો ઉપાય જો મલી આવે તો તે કરવો એમ તેમણે સંકલ્પ કર્યો. પુનઃ તે બ્રાહ્મણને અન્ય ઉપાય સંબંધમાં પૂછવામાં આવ્યું તો તેણે કાળપુરુષના દાનના અભાવે 'કાળચક્ર'નું દાન કરવાની સલાહ આપી.

જીવનની આશા.

સંસારમાં જીવનની આશા કોને હોતી નથી? કોઇ પણ પ્રાણી સ્વેચ્છાએ મરવાને માટે અપવાદ સિવાય તૈયાર થયું હોય એમ સાંભળવામાં કે જોવામાં આવ્યું નથી. અને તે સત્યજ છે કે, "जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यतः–જીવવાની આશા અને ધનની આશા એ બે તો ઘરડા થતા મનુષ્યની પણ ઘરડી ઓછી થતી નથી" તો મગનલાલ શેઠ પણ એક ઇશ્વરનીજ સૃષ્ટિ એટલે એમને પણ જીવવાની આશા તો હોયજ એટલે એઓ બ્રાહ્મણના કહેવા પ્રમાણે "કાળચક્ર"નું દાન આપવા તૈયાર થયા. અને તેનો સર્વ વિધિ બ્રાહ્મણ-દ્વારા સમજી લઇ તે બ્રાહ્મણદ્વારાજ સુવર્ણનું "કાળચક્ર" બનાવી લગભગ ૧૦ થી ૧૨ હજાર જેટલા રૂપીઆનો વ્યય કરી તે કાળચક્રનું દાન તેમણે તેવા કોઇ વિશિષ્ટ બ્રાહ્મણને આપ્યું.

સાંભળવા પ્રમાણે દાન લેતામાંજ બ્રાહ્મણનું શરીર કૃષ્ણવર્ણ થઇ ગયું. આથી તે બ્રાહ્મણે કાશી જઇ ગાયત્રીનું લગભગ ૧૨ વરસ પુરશ્ચરણ કર્યું એટલે પાછો મૂળ સ્વરૂપે થઇ ગયો હતો. પરંતુ જેટલા ભાગમાં હાથમાં કાળચક્ર મૂકવામાં આવ્યું હતું તેટલો ભાગ તો તેનો કાળોજ રહ્યો હતો

૫ સહસ્રચંડીનો સંકલ્પ.

આ પ્રમાણે વિધિપુરઃસર આ કાલચક્રનું દાન કરવાથી અને સાથે સાથે ઔષધોપચાર કરવાથી પણ એમની તબીઅત દિનપ્રતિદિન સુધારા તરફ આવવા લાગી. કેટલાક સમયમાં મહાભયંકર બીમારી-માંથી એઓ બેઠા થયા અને પરમકૃપાળુ પરમાત્માની પોતાને આરામ કરવા બદલ તેઓ પ્રાર્થના કરવા લાગ્યા.

આ પ્રમાણે પ્રભુકૃપાએ એમની તબીઅત સારી થઇ એટલે લગભગ પાંચ છ માસ પછી એમના હૃદયમાં એક એવી ભાવના ઉત્પન્ન

થઈ કે "संमीलने नयनयोर्नहि किंचिदस्ति–નેત્રો મીંચાઇ ગયાં એટલે મૃત્યુ થયું કે આ જગન્‌માં (મનુષ્યનું) કંઇપણ નથી." એ વચનાનુસાર "મારી બીમારીના સમયમાં જો કદાચિત્ મારો આ આન્તરિક દીપક બુઝાઈ ગયો હોત તો ખરેખર આ સર્વ સંપત્તિમાં મારૂં કંઈપણ નહોત અને ન તો હું એને સાથે લઇ ગયો હોત અથવા તો ન તો એનો ઉપભોગ કરી શકયો હોત, પણ જેમ એક કવિએ કહ્યું છે કે, दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य॥ यो न ददाति न भुङ्क्ते तस्य तृतीया गतिर्भवति ॥ દ્રવ્યની દાન, ભોગ અને નાશ એ ત્રણ પ્રકારની સ્થિતિ થાય છે તેમાં જે મનુષ્ય પોતે દ્રવ્યનું દાન કરતો નથી અથવા જાતે તેનો ઉપભોગ કરતો નથી (તેને પારકા ખાઇ જાય એ રીતે) તેની નાશરૂપ ત્રીજી ગતિ થાય છે. તેમ મારા દ્રવ્યની પણ એજ સ્થિતિ થાત, તો માતાજીની કૃપાથી મને આરામ થયે તો મારે બહુચરાજીમાં જઇ પાંચ સહસ્રચંડી એક સાથે કરાવવી.

આ ભાવનાનુસાર "शुभं शीघ्रम्" એમ માનીને તત્કાળ સિદ્ધપુર જેવા પવિત્ર તીર્થમાંથી પોતાના જાણીતા સાત મુખ્ય બ્રાહ્મણોને બોલાવી અને બીજા પણ ઉત્તમ બ્રાહ્મણોને તેડાવી એકતંત્રથી એમણે પાંચ સહસ્રચંડી કરાવવાનો આરંભ કર્યો.

## ઉત્તમ આચાર્ય અને પાંચ સહસ્રચંડીનો પ્રયોગ.

જેમ એક સેનાનો સેનાધિપતિ સારો હોય તો આખી સેના સારી ગણાય છે અને ઉત્તમ પ્રકારનું યુદ્ધ કરે છે,પરંતુ જો સેનાધિપતિ નબળો હોય તો અથવા મૃત્યુ પામ્યો હોય તો સમજવું કે આખું સૈન્ય નબળું પડી જાય છે અથવા મૃત્યુ પામી જાય છે, તેજ પ્રમાણે કર્મમાં પણ જે કર્મનો આચાર્ય ઉત્તમ હોય તે કર્મ પણ વિધિ પ્રમાણે થતું હોવાથી ઉત્તમજ થાય અને જો આચાર્ય અભણ હોય તો તે કર્મ પણ બધું અનુચિત થતું હોવાથી મિથ્યાભૂત થએલા જેવુંજ ગણાય છે, અને તેથીજ મગનલાલ શેઠે સિધ્ધપુરવાળા ગણપતરામ મહારાજ અગ્નિહોત્રી કે જેમણે કાશીના વિદ્વાનો દ્વારા 'સોમયાગ' કર્યો હતો અને જેઓ જગદંબાના પરમ ઉપાસક હતા તેમને આ પોતાની પાંચ સહસ્રચંડીના

પ્રયોગને માટે વ્યવસ્થાપક રાખી, સિધ્ધપુરના મહાદેવ વિશ્વનાથ ઠાકર જેવા મહાન્ યાજ્ઞિકને આચાર્ય તરીકે બોલાવ્યા અને તેમના દ્વારા એ પાંચ સહસ્રચંડીનો ઉત્તમ પ્રયોગ સંપૂર્ણ કર્યો. આ પ્રયોગ પ્રથમ બ્રાહ્મણોદ્વારા ૪ માસ સુધી પાઠાત્મક ચાલ્યો હતો અને પછી તેનો દશાંશ હોમ એમણે કર્યો હતો. હોમને અંગે મગનલાલ શેઠે લગભગ ૧૦૦ મણ અથવા તેથી પણ વિશેષ ઘી અગ્નિમાં હોમી અગ્નિદેવને તૃપ્ત કર્યા હતા અને "अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते। आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ અગ્નિમાં વિધિપુરઃસર આપેલી આહુતિ આદિત્યને પ્રાપ્ત થાય છે, આદિત્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન પાકે છે અને અન્નથી પ્રજાઓ ઉત્પન્ન થાય છે" અથવા "अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः॥ यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ અન્નથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, વરસાદથી અન્ન પાકે છે, યજ્ઞ કરવાથી વરસાદ થાય છે અને યજ્ઞ એ કર્મથી ઉત્પન્ન થાય છે" એ ધર્મશાસ્ત્ર તથા ગીતાના વચનાનુસાર આત્મકલ્યાણ કરવા સાથે સમગ્ર જગતનું કલ્યાણ પણ સાધ્યું હતું.

આ સમયે મગનલાલ શેઠની સાથે તેમના અનેક સ્નેહીઓ પણ આ ધાર્મિક કૃત્યોમાં ભાગ લઇ પોતાના જીવનનો તેટલો સમય સફળ કરવાને માટે ત્યાં આવેલા હતા. તે સર્વ મગનલાલ શેઠની અપૂર્વશ્રદ્ધા, વિદ્વાન્ બ્રાહ્મણોનો સૌમ્યતાપૂર્વકનો કર્મકલાપ, બહુચરાજીના પવિત્ર સ્થાનનો મહિમા, જનસમૂહની દર્શન માટેની તીવ્ર આકાંક્ષા અને એવીજ બીજી ઉત્તમ પ્રકારની સર્વ વ્યવસ્થા જોઈ આનંદ પામતા હતા, અને અન્તઃકરણથી મગનલાલ શેઠને તેમના અનુપમ કૃત્ય માટે અનેકશઃ ધન્યવાદ આપતા હતા.

આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણો દ્વારા પોતાની કાર્યસિદ્ધિ કરતાં મગનલાલ શેઠે ત્યાં કર્મને અંગેનું વિશેષ બ્રહ્મભોજન પણ કરાવ્યું, વિવિધ દાનો આપ્યાં અને કર્મની સમાપ્તિએ સર્વને પ્રસન્ન કરી પોતાનું નિર્ધારિત કાર્ય સિદ્ધ કર્યું. તેમ પ્રયોગની સમાપ્તિ કરી માતાજીનાં દર્શન કરી કૃતકર્મની સંપૂર્ણતા યાચી આનંદભેર તેઓ સર્વની સાથે પુનઃ મુંબાઈ આવ્યા.

## ઉપનયનનો સ્વીકાર અને આધુનિક સ્થિતિ.

આ પ્રમાણે મગનલાલ શેઠનો સમય ધાર્મિક કૃત્યોમાંજ વ્યતીત થતો હતો એટલામાં સંવત્ ૧૯૪૯થી સંવત ૧૯૫૨ની સાલની અંદર કોઇ એક વર્ષમાં (ચોક્કસ સમય નિર્ણીત નથી) એમના અંતરમાં એવો વિચાર ઉદ્ભવ્યો કે પ્રાચીન કાલમાં વૈશ્યો ઉપનયનનો સ્વીકારી કરીને દ્વિજ ગણાતા અને પોતાનાં ધાર્મિક કાર્યો કરી કૃતકૃત્ય થતા તો મારે પણ જો ઉત્તમ આચાર્ય મળે તો તે દ્વારા ઉપનયન લેવું. આ વિચારમાં પોતે દૃઢ થતાં તેમણે કોઇ એક ગોસ્વામી આચાર્યની પાસે ઉપનયન લીધું, એમ સાંભળવામાં આવ્યું છે. અને ત્યાર પછી તેઓ સંધ્યાદિ દ્વિજોને ઉચિત નિત્ય કર્મ કરવામાં તત્પર રહેતા હતા. વળી ત્યારથી તેમને દ્વિજનાં કાર્યો કરવા તરફની શ્રધ્ધા વિશેષ દૃઢીભૂત થઇ હતી અનેક પેઢીઓથી ચાલી આવતી અદ્વિજત્વની તેમની પરંપરાને અંગે એમને વ્રાત્યપ્રાયશ્ચિત્ત કરાવવામાં આવ્યું હતું કે કેમ તે ચોક્કસ રીતે જાણવામાં આવ્યું નથી તો પણ એમ કહેવું પડે કે એઓ બહુધા વ્રાત્યપ્રાયશ્ચિત્ત કર્યા સિવાય ઉપનયન લે તેવા અશ્રદ્ધાળુ ન હતા પરંતુ વિધિપૂર્વકજ જનોઇ લે તેવા હતા.

આધુનિક સમયમાં જ્યારે બ્રાહ્મણો અથવા ક્ષત્રિયો કે જેઓને ગોત્રપરંપરાથી ઉપનયન આપવામાં આવે છે તેઓ આ કલિકાલને અંગે પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થઇ માત્ર ઉપનયન ધારણ કરવું એટલુંજ કર્તવ્ય સમજે છે અને નદી કે નળપર શરીરપરથી ઉપનયનને બહાર કાઢી પ્રક્ષાલન કરતાં વાર્તાદિકના અશિષ્ટ વ્યવહારમાં પ્રવર્તમાન થાય છે, એટલુંજ નહિ પરંતુ પોતાનું દ્વિજ તરીકેનું શું કર્તવ્ય છે તે સમજી શકતા પણ નથી અને એક ગાડરીઆ પ્રવાહ તરીકે માત્ર વરસ દિવસે બળેવપર જનોઇ બદલવું એટલુંજ સમજે છે, ત્યારે દિનપ્રતિદિન અનેક વર્ષોથી વ્રાત્ય થએલા વૈશ્યોને તે ઉપનયન પર શ્રધ્ધા થાય અને તેઓ ઉત્તમ કર્મ કરવા તરફ પ્રેરાય એ તેમને માટે કેટલું પ્રશંસનીય ગણાય! પરંતુ તેવીએ હજી આ જગતમાં થોડીજ વ્યક્તિ છે કે જે એનું સત્ય તત્ત્વ સમજી તે પ્રમાણે વર્તવાને તૈયાર થતી હોય.

મગનલાલશેઠ આ પ્રમાણે ઉપનયન લઇ નિરંતર પોતાના જીવનની ઉત્કૃષ્ટ પરિસ્થિતિ જોવા તત્પર રહેતા અને દ્વિજતાની સરણિનું યથાશક્ય પરિપાલન કરતા.

વચમાં એટલું જણાવવું યોગ્ય થઇ પડશે કે એમનાં પ્રથમ પત્નીનું આ અરસામાં અવસાન થવાથી તેમણે બીજું લગ્ન કર્યું હતું. પ્રથમ લગ્ન તથા દ્વિતીય લગ્ન કોની સાથે અને કયાં કર્યું હતું તે પાછળ એમના સાંસારિકજીવનના પ્રકરણમાં આવી ગયું છે એટલે અહીં એની પુનરુક્તિ કરવા જેવી નથી.

અંબાજીમાં અયુતચંડી.

ત્યાર પછી સંવત્ ૧૯૬૧ માં મગનલાલ શેઠને તેઓની માતાજી પરની અવિચળ શ્રધ્ધાને અંગે અંબાજીમાં જઇ લક્ષ ચંડી કરાવવાની ઇચ્છા થઇ, પરંતુ તે સમયે ગરમીની પ્રબળતાને અંગે કોલેરા જેવો ઉપદ્રવ થવાનો સંભવ હોવાથી અને તેવા પ્રસંગમાં લાંબો વખત બ્રાહ્મણોને રોકી પ્રયોગને લંબાવવો અનુચિત લાગવાથી એમણે લક્ષ ચંડીના પ્રયોગનો વિચાર માંડીવાળી અયુત ચંડીનો પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો અને પહેલાંની માફકજ ગણદેવીવાળા સુપ્રસિધ્ધ નરોત્તમ શુકલને બોલાવી તેમને આચાર્ય તરીકે રાખી બીજા પણ ઉત્તમ બ્રાહ્મણોને આમંત્રી હોમાત્મક અયુત ચંડીનો પ્રયોગ કર્યો. આ પ્રયોગ અતિ મોટો હોવાથી અને વધારે દિવસો પહોંચે તેમ હોવાથી અનેક લોકો ત્યાં દર્શન કરવા આવતા હતા અને આવો મોટો પ્રયોગ જોઇ માતાજીનાં દર્શન કરી પ્રસન્ન થતા હતા. આ પ્રયોગ વખતે સર્વ વ્યવસ્થા પૂર્વની માફક ઉત્તમ પ્રકારનીજ હતી એટલે એનું પિષ્ટપેષણ કરવું અનુચિતજ ગણાય.

મગનલાલ શેઠ, આવો મોટો પ્રયોગ હોવા છતાં અને ઉનાળાનો પ્રખર તાપ ચારે તરફ વ્યાપ્ત હોવા છતાં કોઇ પણ જાતનું વિઘ્ન ન આવ્યું અને પ્રયોગ પરિપૂર્ણ થયો એ માતાજીની કૃપાનુંજ ફળ છે એમ માનવા લાગ્યા અને જગદમ્બાની વારંવાર વિનીત ભાવે પ્રાર્થના કરવા લાગ્યા કે, **न मोक्षस्याकाङ्क्षा न च विभववाञ्छापि च न**

मे न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छापि न पुनः॥ अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै मृडानी रुद्राणी शिव शिव भवानीति जपतः॥
હે માતા! મને મોક્ષની ઇચ્છા નથી તેમ વૈભવની પણ અભિલાષા નથી, હે શશિમુખિ! મને વિજ્ઞાનની ઇચ્છા કે વળી સુખોની ઇચ્છા પણ નથી; પરંતુ હે જનનિ! આથી હું એટલુંજ તમારી પાસે માગું છું કે, "મૃડાની, રુદ્રાણી, શિવ, શિવ, ભવાની, એ પ્રમાણે જપ કરતાં કરતાં મારો જન્મ વ્યતીત થાઓ! અર્થાત્ આપનું સ્મરણ કરતાં કરતાંજ મારું જીવન સંપૂર્ણ થાઓ!"

આ પ્રમાણે અયુતચંડીનો પ્રયોગ સમાપ્ત કરી તેઓ મુંબઇ આવ્યા અને કેટલોક સમય પોતાના વ્યાવહારિક કાર્યમાં રોકાયા.

## શિવાલયનો જીર્ણોદ્ધાર.

ત્યાર પછી એજ સાલમાં એટલે સંવત ૧૯૬૧માંજ એમને શિવાલયમાં મહાદેવની પ્રતિષ્ઠા કરાવવાની ઇચ્છા થઇ અને તેથી તે સંબંધમાં કોઇ ઉત્તમ સ્થાન હોય તો ત્યાં પ્રતિષ્ઠા કરાવવી એવી અભિરુચિ થતાં તે બાબતમાં પોતાના નિત્યના પરિચિત એક બે બ્રાહ્મણોને તેમણે સલાહ પૂછી અને તેમાં "શીહોરમાં નદીને સામે કિનારે મહાદેવના પ્રાચીન શિવાલયનો જીર્ણોધ્ધાર કરવામાં જો આવે તો તે વધારે ઉત્તમ છે અને તો આપનું ઇચ્છિત કર્તવ્ય ફલીભૂત થાય અને દ્રવ્યનો પણ સદુપયોગ થયો કહેવાય," એવી સલાહ તેમના તરફથી આપવામાં આવી. વિચાર કરતાં સર્વાનુમતે ત્યાંજ શિવાલયમાં નૂતન મૂર્તિઓની સ્થાપના કરી જીર્ણોધ્ધાર કરવો એમ નકકી થયું. અને તેથી તે બાબતમાં મૂર્તિઓ શિવલિંગ વિગેરે જે કંઇ તૈયાર કરાવવાનું હતું તે તેમણે કરાવ્યું અને "न प्रतिष्ठासमो रिपुः" એ વાકયને બરાબર સમજનાર વિદ્વાન્ આચાર્યની પાસે તેમણે અનેક બ્રાહ્મણોનું વરણ કરીને અંગદેવતાઓ સહિત શિવલિંગની સ્થાપના કરાવી.

શિવલિંગની સ્થાપના પછી મગનલાલ શેઠ થોડો વખત ત્યાં રહ્યા અને નિત્ય શિવપૂજન કરી પોતે પોતાને કૃતાર્થ માનવા લાગ્યા

આ શિવાલયનો જીર્ણોધ્ધાર કરવાથી ત્યાંના લોકોને પ્રતિષ્ઠિત શિવપૂજન માટે અડચણ પડતી હતી તેઓની અડચણ દૂર થઇ, તેમની મનઃકામના પૂર્ણ થઇ અને તેઓ આવા આ સ્થાનમાં લોકોપયોગી શિવાલયનો જીર્ણોધ્ધાર કરવાના મગનલાલ શેઠના કાર્યથી બહુ પ્રસન્ન થયા તેમ જગતમાં હજી પણ આવા ધર્મનિષ્ઠ પડયા છે અને તેઓ પોતાની સંપત્તિનો સદુપયોગ કરે છે એમ માની તેમણે મગનલાલ શેઠને અનેક આશિર્વાદથી અભિષિક્ત કર્યા.

## યજમાન પુરોહિતનું ગૌરવ અને ઘરનું દાન.

પ્રાચીન કાળમાં બ્રાહ્મણો યજમાનોનું નિયમિત પુરોહિતપણું કરતા હતા એ વાત કોઇનાથી અજાણી નથી, કારણ કે એજ પ્રણાલિકા અદ્યાપિ પર્યંત પણ ચાલુજ છે, તેમ તે સમયે સમૃધ્ધ યજમાનો પણ પોતાના પુરોહિતોનો સર્વ નિત્યનો કૌટુમ્બિક ખર્ચ તથા લગ્નાદિકનો બાહ્ય ખરચ પણ ઉપાડી લેતા હતા અને તેથી પુરોહિતો યજમાનોનું અવિચ્છિન્ન કાર્ય કરનારા હતા, પરંતુ મૂર્ખ રહી બુભુક્ષિત વૃત્તિ કરનારા ન હતા. આધુનિક કાળ તો તેથી વિપરીત દશાને ભોગવે છે કારણ કે અપવાદ બાદ કરતાં બહુધા પુરોહિતો 'દેવાનાં પ્રિયઃ" જેવી સ્થિતિ ભોગવતા હોય છે અને યજમાનો પણ પોતાના વૈભવશાળી વિલાસી ખરચને અંગે પુરોહિતોનું પરિપાલન કરવા તરફ પુરતું ધ્યાન રાખતા નથી.

આમ હોવા છતાં પણ આપણા મગનલાલ શેઠે તે પ્રાચીન રૂઢિને અનુસરીને અને પરમાત્માએ સંપત્તિ આપેલી હોવાથી પોતાના ગોરને-પુરોહિતને એક ઉત્તમ ઘર ધાન્ય, વાસણ તથા ગૃહોપયોગી બીજી સર્વ વસ્તુઓ સહિત આપવું એવો વિચાર કર્યો અને ઘરમાં આપવા માટેની સર્વ સામગ્રી મંગાવી તેમણે એક ઘર ભાવનગરમાં વેચાતું લઇ તેમાં તે સર્વ સામગ્રી ભરી, પોતાના અનોપરામ નામના પુરોહિતને સર્વ રાચરચીલાથી ભરપૂર ઘર અર્પણ કર્યું. આ સમયે તેમણે પુરોહિતનાં પત્નીને પણ બોલાવી પુરોહિત તથા પુરોહિત પત્ની એમ બંને દંપતીને ઉત્તમ અલંકારો તથા રેશમી વસ્ત્રો વિગેરે પણ

આપ્યું, એટલુંજ નહિ પરંતુ તેમની નિરંતરની આજીવિકા માટે પુરોહિતની હયાતી સુધી ચાલુ માસિક વેતનની પણ બાંધી આપ્યું. અત્યારના આવા મહા ભયંકર કલિના સમયમાં પુરોહિતનું આટલું સન્માન સાચવનાર વ્યક્તિ 'बहुरत्ना वसुंधरा' પ્રમાણે હોય તો પણ કવચિત્‌જ નીકળે. એમના આ કાર્ય માટે એમની જ્ઞાતિનાં તથા અન્ય પણ મનુષ્યો એમને માટે પ્રશંસાનાજ ઉદ્‌ગારો કાઢતા હતા અને મોઢે પણ એમની પ્રશંસા કરતા હતા, છતાં મગનલાલ શેઠ પોતાના કર્તવ્ય સિવાય તેમાં કોઇ પણ પ્રકારની વિશેષતા ન માનતાં પરમાત્માએ આવાં ધાર્મિક કૃત્યો કરવા તરફ પોતાને પ્રેરણા કરી સમ્મતિ આપી તે માટે તે વિભુની અનેકશઃ અનુકમ્પા માનવા લાગ્યા.

પુરોહિતને આ ઘરનું દાન તેમણે સંવત્ ૧૯૬૪ ની સાલમાં આપ્યું હતું એમ એમનાં સહવાસીઓ કહે છે.

## સ્વ. જીવરામ શાસ્ત્રીજી.

આ પ્રમાણે મગનલાલ શેઠના પોતાના જીવનનો વિકાસ પ્રતિદિન પોતાનાં વ્યાવહારિક કાર્યો સાથે ધાર્મિક કૃત્યો તરફ પણ થવા લાગ્યો અને એ પ્રમાણેની તેમની ધર્મની અવિચળ ધગશને અંગે સારા સારા વિદ્વાનોના સમાગમ દ્વારા કંઇક આધ્યાત્મિક જ્ઞાન મેળવવાની પણ તેમને ઇચ્છા થઇ. પરમાત્માની કૃપાથી સજ્જનોની ઇચ્છા તત્કાલજ ફળીભૂત થાય છે તે પ્રમાણે એમને તે સમયે વડોદરા સ્ટેટના બ્રાહ્મણ ગામના રહીશ પરંતુ લાંબા વખતથી મુંબાઇમાં આવી માવાની ચાલીમાં નિવાસ કરતા સ્વર્ગવાસી **શાસ્ત્રીજી જીવરામ લલ્લુભાઇ** સાથે સમાગમ થયો અને શર્કરા સાથે મળેલા દુધની સમાન એ બંનેનું અનુપમ ઐક્ય થયું. બંનેના સ્વભાવ પરસ્પર મલી ગયા અને એમની આધ્યાત્મિક તત્ત્વની લેવડ દેવડનો વ્યવહાર શરુ થયો.

પ્રસંગોપાત્ત શાસ્ત્રીજીની પણ ઓળખાણ અત્ર આપેલી ઉચિત થઇ પડશે કે જેથી આપણને એમ જણવામાં આવે કે મગનલાલ શેઠને મળેલી એ મહાવિદ્વન્મૂર્તિ સામાન્ય ન હતી.

સ્વ. જીવરામ શાસ્ત્રીજી એટલે તે સમયના મુંબાઈના મહાન્ પંડિતોમાં પ્રથમ શ્રેણિના પંડિત, કાશીમાં એમણે અભ્યાસ કરેલો. વ્યાકરણ, ન્યાય, વેદાન્ત વિગેરે શાસ્ત્રોમાં નિષ્ણાત, અને તે વખતના હાઇકોર્ટના જજ સર ચંદાવરકર તથા ભાઇશંકર નાનાભાઇ સોલીસીટરના ધર્મશાસ્ત્ર તથા વેદાન્તના વિદ્યાગુરુ, તેમ ગોકુલદાસ તેજપાળ સંસ્કૃત કોલેજના મુખ્યાધ્યાપક. વળી સર વિઠ્ઠલદાસ, સર જગમોહનદાસ તથા એવીજ બીજી અનેક ઉચ્ચવ્યક્તિઓની માનનીય મૂર્તિ ઉપરાંત કર્મનિષ્ઠ અને દેવી ત્રિપુરસુંદરીના પરમ ઉપાસક. એમને નિરંતર ત્રિકાળ સપ્તશતીનો પાઠ કર્યા સિવાય ચાલેજ નહિ એવા દેવીભક્ત અને સામો મનુષ્ય અંજાઇ જાય એવા ઓજસ્વી અને વિદ્વાન્! આવા મહાપુરુષનો જેને સમાગમ થાય તેની મહત્તામાં શી ખામી રહે?

## દેવીગીતાનું જ્ઞાન અને પુસ્તકનું ધર્માર્થ વિતરણ.

આ પ્રમાણે ઉપર કહ્યું તેમ શાસ્ત્રીજીનો સમાગમ મગનલાલ શેઠને થયો અને બંને દેવી ભક્તોની એકતા જામી. બંને શક્તિના ભક્ત એટલે મગનલાલ શેઠને પ્રથમ તેમની પાસેથી દેવીગીતાનું જ્ઞાન મેળવવાની ઇચ્છા થઇ અને ક્રમશઃ તેમણે તેમની પાસેથી તે મેળવ્યું. એટલુંજ નહિ પણ "विनाश्रया न शोभन्ते पण्डिता वनिता लता" એ ન્યાયે શાસ્ત્રીજીને સ્વશક્ત્યનુસારનો આશ્રય હોવા છતાં પણ વિદ્વાન્‌ને આશ્રય આપવો એ પોતાનો ધર્મ સમજી તેમને ઉચિત આશ્રય પણ આપવા લાગ્યા. દેવીગીતાનું જ્ઞાન મેળવ્યા પછી તેની અંદર રહેલું જગદમ્બિકાનું શક્તિ તરીકેનું ઉત્તમ માહાત્મ્ય સમજીને "જો એ તત્ત્વનો જનસમાજમાં પ્રચાર થાય અને શક્તિનો અપૂર્વ મહિમા સ્વભાષામાં અન્ય મનુષ્યો પણ સમજે તો સારૂં" એમ માની પોતે શાસ્ત્રીજી પાસે, દેવીગીતાનું ગુજરાતી ભાષાંતર કરાવી તેને મૂળ સહિત છપાવી અધિકારીઓને પોતાનાં સ્વ. પત્નીના નિમિત્તે ધર્માર્થ વિતરણ કરવું એવી ઇચ્છા પ્રગટ કરી અને બને તો એમણે પોતેજ તે ભાષાંતર કરવું એવી પણ પ્રાર્થના કરી.

શાસ્ત્રીજીએ શેઠનો વિચાર પસંદ કર્યો અને પોતે પણ દેવીભક્ત હોવાથી પોતાનાથી પણ માતાજીની આ નિમિત્તે થોડી ઘણી સેવા થઇ ગણાય એમ માની મગનલાલ શેઠને તેમણે જે પ્રમાણે એ જ્ઞાન આપ્યું હતું તેજ પ્રમાણે મૂળરૂપે એનું ગુજરાતીમાં ભાષાંતર કરી આપ્યું. મગનલાલ શેઠ એ ભાષાંતર જોઇ ખુશ થયા અને પોતાની ધારેલી ઇચ્છાપૂર્ણ થઇ એમ માની પોતાના દ્રવ્યથી એને સારા કાગળ અને સારા અક્ષરોમાં છપાવી પાકું સોનેરી બાઇન્ડીંગ કરાવી ધર્માર્થ આપવા માટેનો પ્રબંધ તેમણે કર્યો. જે જે એમના જાણીતા અધિકારી હોય તેમને તો એમણે એ પુસ્તક ભેટરૂપે આપ્યું અને બીજા પણ કોઇ પોતાને ત્યાં આવે અને પોતાને જો અધિકારી જણાય તો તેને એ પુસ્તક વિના મૂલ્યે ધર્માર્થ આપવાનો નિયમ રાખ્યો.

આ પ્રમાણે મગનલાલ શેઠે શાસ્ત્રીજી જેવા વિદ્વાન પુરુષની પાસે સંવત્ ૧૯૬૩માં ભાષાંતર લખાવી તેને તેજ વર્ષમાં એને ધર્માર્થ આપવા માટે છપાવી પોતાના પૈસાનો સદુપયોગ કર્યો છે, એટલું નહિ પણ જગદમ્બિકા તરફની પોતાની અવિચળ ભક્તિનું દર્શન કરાવી આત્મકલ્યાણ સાધવા સાથે લોકકલ્યાણ પણ કર્યું છે.

કાલની ગતિ.

કાળના વિકરાળ બુભુક્ષિત મુખમાં અનેક પ્રાણીઓ હોમાયાં, હોમાય છે અને હોમાશે અને તેજ નિયમને અનુસરીને દેવીગીતાનું ભાષાંતર કરનાર સ્વ. **શાસ્ત્રીજી જીવરામ લલ્લુભાઇ** મૃત્યુ માટેજ કાશી નિવાસ કરી ત્યાં સ્વેચ્છા પ્રમાણે સ્વસ્વરૂપને પામ્યા છે. ( અને દેવીગીતાના છપાવનાર મગનલાલ શેઠ પણ પોતાની જ્વલંત કીર્તિ મૂકી પ્રભુશરણ થયા છે. )

સંવત્ ૧૯૬૯માં મગનલાલ શેઠનું ત્રીજું લગ્ન થયું હતું અને તેમને એક પુત્રી તથા સંવત્ ૧૯૭૨ માં માતાજીની કૃપાથી એક પુત્રરત્ન પણ પ્રાપ્ત થયું હતું. આ પ્રસંગોપાત અત્રે કહેવું જોઇએ, કારણ કે તેના ઉપનયન સમયમાં કરેલા ધાર્મિક કૃત્યનું કથન થોડા વખત પછીજ આવવાનું છે.

## જમનાદાસ શેઠ નિમિત્તે મહારુદ્ર.

સંવત્ ૧૯૭૪માં મગનલાલ શેઠે ચાણોદમાં શેઠ જમનાદાસના નિમિત્તે તેમના વિલ પ્રમાણે મહારુદ્ર માટેની પોતાની ઉત્કંઠા પોતાના કુટુંબીઓને જણાવી અને તે સર્વની સહાનુભૂતિથી તેઓ ચાણોદ મહારુદ્ર કરાવવા માટે ગયા. આ સમયે વૈદિક મહારુદ્ર કરાવવા માટે ત્યાંના તીર્થવાસી બ્રાહ્મણોએ કેટલોક વાંધો લીધો, પરંતુ મગનલાલ શેઠે વિધિ પ્રમાણે ઉપનયન લીધેલું હોવાથી અને પોતાના નિત્ય કર્મની સરણિનું બરાબર તેઓ પાલન કરતા હોવાથી સુરેટીથી બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા અને તેઓએ ત્યાં હોમાત્મક મહારુદ્ર વિધિ પ્રમાણે મગનલાલ શેઠને કરાવ્યો. આનો ખર્ચ શેઠ જમનાદાસના ફંડમાંથીજ કરવામાં આવ્યો હતો.

કેટલોક સમય જતાં મગનલાલ શેઠના અન્તરમાં એક વિશિષ્ટ ભાવના ઉત્પન્ન થઇ અને તે એ કે "પોતાના ઘરમાં પોતાના પિતાજી શ્રી હરગોવિંદદાસ શેઠે અંબાજીના દીપકની સ્થાપના કરી છે અને તેજ દીપક પોતાના જન્મના કારણભૂત છે તો જે માતાજીની કૃપાથી પોતાનો જન્મ થયો તે માતાજીની સ્થાપના પણ પોતે પોતાના ઘરમાં કરવી, કે જેથી પોતાને ત્યાં પણ પોતાના જેવીજ સત્પ્રજા ઉત્પન્ન થાય."

આવી ભાવનાથી તેઓ પોતાના એક તે વખતના નાશિકના ગોર ગોવિંદરામને મળ્યા, અને મૂર્તિઓ બાબતનું તેઓનું જ્ઞાન સારું હોવાથી તેમના દ્વારાજ તેમણે એક અંબાજીની દિવ્ય મૂર્તિ ઘડાવી. આ મૂર્તિમાં અંબાજીનું આવાહન કરવા માટે તેને તેઓ અંબાજીના મુખ્ય સ્થાનમાં લઇ ગયા અને અંબાજીમાતાની પીઠ પર મૂકી તેને ઘેર લાવી તેની પ્રાણપ્રતિષ્ઠા વિગેરે વિધિ કરી પોતાના ઘરને વિષે તેની સ્થાપના કરી. આ અંબાજીની મૂર્તિનું સ્થાપન કર્યા પછી તેનો પૂજાવિધિ બહુધા જે પ્રમાણે અંબાજીમાતામાં ચાલે છે તેજ પ્રમાણેનો પોતાના ઘરમાં પણ બ્રાહ્મણોદ્વારા કરવવાનો તેમણે આરંભ કર્યો અને દિનપ્રતિદિન પોતાની સેવાભાવના વિશેષ પ્રમાણમાં વિકસિત થાય

તેવો સેવાક્રમ કરાવવા માંડયો. આ સેવા પ્રકારમાં તેમનો માસિક ખર્ચ એક સામાન્ય વ્યકિતને પણ અતિશયોકિત લાગે તે પ્રમાણેનોજ આરંભથી અદ્યાપિ પર્યંતનો ચાલે છે એમ કહેવું જોઇએ.

વ્યાવહારિક અનેક અડચણો આવી પડી હોય, સાંસારિક ઉપાધિઓનું આભ તુટી પડયું હોય અથવા બીજી ગમે તેવી મુઝવણના પ્રસંગો આવ્યા હોય તો પણ તેઓએ માતાજીની સેવાપ્રકારના ખરચમાં જરા પણ કાપકુપ કરી હોય અથવા તો માતાજી તરફની પોતાની ભક્તિમાં જરા પણ ન્યૂનતા થવા દીધી હોય એમ જણાયું નથી માતાજીની દૃઢભક્તિ એમની રગોરગમાં વ્યાપ્ત થઇ ગઇ હતી અને તે એટલી તો વ્યાપક બની ગઇ હતી કે તેઓ જ્યારે માતાજીની પ્રાર્થનામાં એકચિત્ત થયા હોય ત્યારે સંસારના વિષમય જીવનનો પાશ તેમના હૃદયને સ્પર્શ કરી શકતો ન હતો અને ત્યારે તેઓ આન્તરિક દૃષ્ટિથી જગતની વસ્તુમાત્રને "सर्वं शक्तिमयं जगत्" એ રૂપે જોતા હતા

આજે પણ એ મંદિરમાં પ્રવેશ કરનારને એક તેજોમય દિવ્ય મંદિરનો ભાસ થયા સિવાય રહેતો નથી, અને મગનલાલ શેઠના અવસાન પછી એમના સત્પુત્ર પણ પિતાના એ માનનીય પગલે ચાલી શક્તિની ઉપાસનાની એ પિતૃપ્રણાલિકાનું યથાસ્થિત પરિપાલન કરી પુત્રધર્મનું દિગ્દર્શન કરાવતા પિતૃભક્તિનાં આંદોલનો પ્રગટાવી રહ્યા છે.

ત્યાર પછી મગનલાલ શેઠે ચાણોદમાં પોતાના અથવા પોતાની કૌટુમ્બિક વ્યક્તિઓના અરિષ્ટના વિનાશને માટે સવાલક્ષ મહામૃત્યુંજયનો વિધિપૂર્વક પ્રયોગ કરાવ્યો હતો. અને જગદુધ્ધારક ભગવાન્ શંકર પર અભિષેક કરાવી તીર્થમાં અનેક દાનપુણ્ય આપી પોતાના પ્રયોગની સમાપ્તિ કરી પોતાની મનઃકામના પૂર્ણ કરી હતી.

મગનલાલ શેઠે પોતે ઉપનયન લીધેલું હોવાથી અગાઉ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે તેમને ત્યાં થએલા પુત્રરત્ન ચિ. બાબા શેઠને પણ પોતાની પ્રજા ભવિષ્યમાં વ્રાત્ય ન રહે એવા હેતુથી ઉપનયન આપવાનો

વિચાર તેમણે કર્યો અને સંવત્ ૧૯૮૨ ના માઘ માસમાં તેમણે વિધિપૂર્વક તેનો ઉપનયન સંસ્કાર કરાવ્યો. આ સમયે તેમણે પોતાને ઘેર, પોતાને ત્યાં એકનો એક પુત્ર હોવાથી મહાન્ ઉત્સવ આદર્યો અને "સાપ ગયા અને લીસોટા રહ્યા" એ પ્રમાણે ન કરતાં શાસ્ત્રમાં કહેલા ઉચિત વિધિ પ્રમાણેજ તેનો ઉપનયન સંસ્કાર કરાવ્યો. પોતાના એ પુત્રના કેટલાક સંસ્કારો તો તેમણે જ્યારે જ્યારે જે જે સંસ્કારનો સમય હોય તે તે સમય પ્રમાણે અર્થાત્ યથાકાળેજ વિધિપુરઃ સર કરેલા હતા. આ સંસ્કાર પણ તેમણે તેજ પ્રમાણે કર્યો. આ સમયે તેમણે દ્વિજોની પરમ ઉપાસ્ય દેવી ગાયત્રી છે એમ માની ઉપનયનને અંગે ૬ લાખ ગાયત્રીના જપ પણ બ્રાહ્મણોદ્વારા કરાવ્યા હતા. અને તેજ પુણ્યપ્રતાપથી ઉપદેશ દ્વારા પોતાના પુત્રને એવો સંસ્કારી બનાવ્યો હતો કે જે ભવિષ્યમાં પોતાની શક્ત્યનુસાર પોતાનાં દ્વિજોચિત કર્મ કરતો કરતોજ પોતાનું જીવન વ્યતીત કરે. એમની એ ઉચ્ચ ભાવનાને અંગે એમના એ માતાપિતાના વાત્સલ્યપ્રેમની ભાવભીની દૃષ્ટિએ લાડકવાયાપણામાં ઉછરેલો પણ સત્પુત્ર પિતાની એ મનોવાંછિત ઇચ્છાને પરિપૂર્ણ કરવામાં કિંચિત્ પણ ક્ષતિ ન થવા દેતાં પોતાનાં એ દ્વિજોચિત કર્મનું યથાશક્તિ પરિપાલન કરે છે અને પોતાના પારલૌકિક સુખ ભોગવતા પિતાને પણ પરમ શાંતિ અર્પી તેમના અન્તરાત્માને ઠારી રહ્યો છે.

મગનલાલ શેઠને ત્યાર પછી એક સમયે નિષ્કામ ભક્તિથી વિષ્ણુયાગ કરાવવાની ઇચ્છા થઇ અને તેથી તેમણે સંવત્ ૧૯૮૨માં મુંબઇમાં વાલકેશ્વરમાંજ વિષ્ણુયાગ કરાવવાનો નિશ્ચય કર્યો. પોતાના પરિચિત પવિત્ર બ્રાહ્મણોને બોલાવવા ઉપરાંત બીજા પણ સુપાત્ર બ્રાહ્મણોને બોલાવી એક માસના પ્રયોગથી તેમણે ત્યાં વિષ્ણુયાગ કર્યો. આ યજ્ઞમાં તેમણે પોતાની શક્ત્યનુસાર જરા પણ કૃપણતા ન કરતાં અથવા અતિ ઉદારતા પણ ન દાખવતાં યોગ્ય રીતે સર્વ વ્યવસ્થા જળવાઇ રહે અને સર્વનાં મન પ્રસન્ન રહે તે પ્રમાણે પોતાના દ્રવ્યનો ઉપયોગ કર્યો હતો, અને લક્ષ્મી ચંચળ હોવાથી એનો સદુપયોગ થયો છે એમ માની પોતે સંતોષ માન્યો હતો. એમના આ યજ્ઞનો મહોત્સવ

પણ સારી રીતે ઉજવાયો હતો એમ એમના સહવાસીઓ કહે છે અને તેની સત્ય પ્રશંસા પણ કરે છે.

આ ઉપરાંત એમણે લગભગ એક હજાર ૧૦૦૦) રૂપીઆ ખરચી દામોદર નામના શુકલના કહેવાથી સુડેટી નામના ગુજરાતના એક ગામમાં શિવાલયનો જીર્ણોધ્ધાર કરાવી ત્યાં શિવલિંગ વગેરેની પુનઃ પ્રતિષ્ઠાનો પ્રયોગ પણ કરાવ્યો હતો આ ગામમાં બ્રાહ્મણોની વસતિ વધારે હોવાથી અને તેમાં પણ શંકરની ઉપાસનાના તેઓ અડગ શ્રધ્ધાળુ હોવાથી તેમણે સર્વેએ સાથે મળી આ કાર્યમાં સર્વોત્તમ ભાગ લીધો અને નૂતન શિવાલયનો સમારંભ જે રીતે દેદીપ્યમાન થાય તેવી રીતેજ આ જીર્ણોધ્ધારનો મહોત્સવ પણ તેમણે ઉજવ્યો. આ સમયે મગનલાલ શેઠે એ કર્મને અંગે ચોર્યાસી વિગેરે કરી બ્રહ્મભોજનનો પણ મોટો સમારંભ કર્યો હતો.

આવાં અનેક કૃત્ય કરતાં કરતાં મગનલાલ શેઠના શરીરને સમય ધર્મ પ્રમાણે જરાએ સ્વીકારવા માંડયું હતું. અને તેથી એઓને દિનપ્રતિદિન, "વરસે, બે વરસે કે પાંચ વરસે પણ હવે કાળ નજીક છે" એમ મૃત્યુનો ઘંટાનાદ સંભળાવા લાગ્યો હતો અને તેથી "હજીપણ જીવનની સમાપ્તિ સુધીમાં કંઇક એકાદ બે સત્કૃત્ય થાય તો માતાજીની કૃપા" એમ એમના અન્તઃકરણમાં ઉર્મિ આવ્યા કરતી હતી.

આ ઉર્મિઓના વિશુધ્ધ વાતાવરણને અંગે "જગજ્જનની અંબિકાના પવિત્ર ક્ષેત્રમાં હવે એકાદ અન્તિમ સહસ્રચંડી પણ હું કરાવું" એવી ભાવના તેમને ઉત્પન્ન થઇ અને તે ઉપરાંત ત્રણ વર્ષ સુધી તુટક તુટક સિંહસ્થનું વર્ષ આવતું હોવાથી તેમ ત્ર્યમ્બકેશ્વરનું માહાત્મ્ય તે સમયે વિશેષ પડતું શાસ્ત્રમાં જણાતું હોવા સાથે સર્વ દેવોનો નિવાસ તે સમયે ૧૩ માસ પર્યંત ત્યાંજ થતો હોવાથી જો શંકરની કૃપા હોય તો ત્યાં ત્ર્યમ્બકમાં પણ એકાદ હોમાત્મક મહારુદ્ર કરાવવો એવી પણ માનસિક ઇચ્છા તેમને ઉદ્ભવી.

હૃદયની વિશુદ્ધ ભાવનાઓ કદીપણ ફલીભૂત થયા સિવાય રહેતી નથી. એ પ્રમાણે મગનલાલ શેઠની પણ તે ઇચ્છાઓ પરિપૂર્ણ થવાનો પ્રસંગ આવ્યો. તેઓ સંવત્ ૧૯૮૯ માં પોતાની ભાવનાને ફળીભૂત કરવા માટે અંબાજી ગયા અને જાણે માતાજીના પવિત્ર દ્વારમાં પોતાનો આ પ્રયોગ છેલ્લો હોય તે પ્રમાણે પોતાનાં અનેક કુટુમ્બીઓ તથા સ્નેહીઓને એકત્ર કરી, શક્તિની પરમ ઉપાસનાના દિવ્ય આંદોલનો વચ્ચે "જયઅંબે જયઅંબે" ના પવિત્ર ધ્વનિથી જ્યાંનું આખુંય વાતાવરણ ગાજી રહેલું હોય છે તેવા તે સ્થાનમાં પવિત્રતા, શાંત, સૌમ્યતા વિગેરે અનેક યજમાનોચિત વિશુધ્ધ ગુણોને ધારણ કરી સહસ્રચંડીનો મહાન્ પ્રયોગ તેમણે ત્યાં કરાવ્યો.

આ સમયમાં પ્રયોગની મહત્તા ઉપરાંત મનુષ્યોનો સમુદાય વિશેષ પ્રમાણમાં હોવા છતાં પણ જેમ બૂઝાતો દીપક વધારે તેજસ્વી થાય છે. ખરતો તારો વધારે ઝળકે છે તેજ પ્રમાણે મગનલાલ શેઠની જગદમ્બિકા તરફની પ્રેમોર્મિઓ વધારે ઉછળવા લાગી અને પુનઃ જાણે આ જગદમ્બિકાનાં દર્શન પોતાના પ્રારબ્ધમાં લુપ્ત થવાનાં હોય તે પ્રમાણે તેમણે પ્રયોગની સમાપ્તિએ જગદમ્બિકાના ચરણોમાં પોતાના મસ્તકને ઝુકાવી દીધું અને વિનમ્રભાવે જાણે અનેક અન્તિમ પ્રાર્થના કરતા હોય તેમ માનસિક વૃત્તિથી તેઓ કહેવા લાગ્યા કે, "હે માતા! જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર તુંજ છે એમાં સંશય નથી. તારા વિનાના મહાન દેવો પણ લાકડાની પૂતળી સમાન ચૈતન્યહીન છે એમ હું માનું છું! હે દેવિ! चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो जटाधारी कंठे भुजगपतिहारी पशुपतिः । कपाली भूतेशो भजति जगदीशैकपदवीं भवानि त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥ હે માતા! શંકર પરમાત્મા ચિતાની ભસ્મને ચોળનારા, વિષને ખાનારા, દિશારૂપી વસ્ત્રવાળા, જટાને ધારણ કરનારા, કંઠમાં સર્પનો હાર પહેરનારા, નંદીની સ્વારીવાળા, હાથમાં ખોપરી રાખનારા, અને ભૂતાદિના સ્વામી છે છતાં, "જગત્‌ના ઇશ્વર" એ જેએક મહાપદવીને ભોગવે છે તે તો હે ભવાનિ! તમારા

પાણિગ્રહણના પ્રભાવનું જ ફળ છે એમ હું માનું છું." જ્યારે શંકર જેવાની મહત્તા પણ આપનાથી છે તો પછી મારા જેવાની તો તમારાથી હોયજ એમાં શું કહેવાનું હોય? મારો જન્મ એ તમારા તેજોમય દીપકનોજ પ્રભાવ છે અને મારી સંસારયાત્રાની સ્થિતિ પણ તમારાથીજ સુપ્રતિષ્ઠિત રીતે ચાલી રહી છે. હે જગજ્જનનિ! હવે જો સંસારના પ્રબળ પ્રવાહમાં વહન થતાં મારો વિલય થવાનો સમય આવે તો હું યાચું છું કે, મારો વિશુદ્ધ આત્મા તમારા તેજોમય સ્વરૂપમાં લય પામે! હે દેવિ! તમારાં સ્થૂળ દર્શન મારા જીવનમાં અન્તિમ છે એમ મને મારો અન્તરાત્મા સૂચવે છે તો હે માતા! મારા જીવનભરમાં થએલા અનેક અપરાધોને ક્ષમા કરી તમારી દિવ્ય દૃષ્ટિથી તમારા આ અપરાધી બાળક પર અમીના જળનું સિંચન કરતાં તમે જ્યારે પણ મારું અવસાન થાય ત્યારે મારી વિશુધ્ધ ભાવનાનું સ્મરણ કરી તમારા પવિત્ર જ્યોતિની સાથે મારા આત્મજ્યોતિનું એકીકરણ કરજો! આથી વિશેષ પ્રાર્થના હું તમારી શી કરી શકું?"

ગદ્‌ગદ્‌કંઠે આ પ્રમાણે માતાજીની એકચિત્તે પ્રાર્થના કરી તેઓ શાંત થયા અને ત્યાર પછી થોડા દિવસ રહી પોતાના ત્યાંના કર્તવ્યને સમેટી પાછા સકુટુંબ તેઓ પોતાના સ્થાન મુંબાપુરીમાં આવ્યા.

હજી એમનું સંકલ્પિત એક કાર્ય કરવાનું એમના જીવનમાં એમને માટે બાકી હતું અને તે પૂર્વમાં કહ્યા પ્રમાણે શ્રીત્ર્યમ્બકક્ષેત્રમાં કરવાનો મહારુદ્ર.

અનેક પાપી જીવાત્માઓને પુનિત કરનાર એ ગોદાવરી અને ત્ર્યમ્બકેશ્વરનો સિંહસ્થનો સમય આવી પહોંચ્યો અને તેજ પવિત્ર કાળમાં મગનલાલ શેઠે પોતાનો સંકલ્પ સિધ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

આ સમયે લગભગ કેટલાંક વર્ષથી મગનલાલ શેઠના અંતરંગરૂપે બ્રાહ્મણદૃષ્ટિથી નહિ, પરંતુ સ્નેહદૃષ્ટિથી પરિચિત થએલા અને પ્રસંગોપાત્ત તેમને ત્યાં નિઃસ્વાર્થ વૃત્તિની વિશુદ્ધ ભાવનાથી ધાર્મિક કૃત્યો કરાવવામાં ઉચિત ભાગ લેતા વે શા. સં. શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજીને તેમણે આ બાબત કહી અને પછી બન્નેની એક સાથની

અનુમતિ અને અનુકૂલતા પ્રમાણે સંવત્ ૧૯૮૯ ના કાર્તિક માસમાં મગનલાલ શેઠ તેમને સાથે લઇ ત્ર્યમ્બકક્ષેત્રમાં મહારુદ્ર કરાવવા માટે ગયા. આ સમયે ત્યાંના ત્ર્યમ્બકેશ્વરનાજ રહીશ "ચિંતામણિ" નામના સારા યાજ્ઞિકને આચાર્ય બનાવી શ્રી. શાસ્ત્રીજી મોતીરામભાઇની અધ્યક્ષતા નીચેજ તેમણે એ હોમાત્મક મહારુદ્ર વિધિ પ્રમાણે પુરો કર્યો. શ્રી મોતીરામ શાસ્ત્રીજી પણ એક શાસ્ત્રવેત્તા ઉપરાંત સારા યાજ્ઞિક હોવાથી તેમને આચાર્ય પદ લેવા માટે મગનલાલ શેઠે કહ્યું, છતાં પણ સ્નેહદ્રષ્ટિથી તેમણે તેનો સ્વીકાર આત્મીય ભાવથી કર્યો ન હતો, એટલુંજ નહિં પણ કોઇપણ જાતની સ્વાર્થતા વિના મગનલાલ શેઠના એ મહારુદ્રની વ્યવસ્થા ઉત્તમ રીતથી રાખી યજ્ઞની સમાપ્તિ કરાવી હતી. જેમને ત્યાં આવા ઉદાર ભાવનાવાળા નિઃસ્વાર્થ વૃત્તિના પંડિતોનું આવાગમન હોય તેવા સદ્‌ગૃહસ્થનું કલ્યાણ થવું અસંભવિત કેમ હોઇ શકે? મગનલાલ શેઠે આ મહારુદ્ર પોતાનો પુત્ર પણ ભવિષ્યમાં આવાં સત્કાર્ય કરે એવા હેતુથી પોતે દૃષ્ટિક્ષેપ માત્ર રાખી તેની પાસેજ કરાવ્યો હતો. આજ પિતૃધર્મનો પ્રભાવ!

ત્ર્યમ્બક એટલે ઇશ્વિરના અલૌકિક ઐશ્વર્યરૂપ જગતની સૃષ્ટિ-સૌંદર્યનું દિગ્દર્શન કરાવતું રમણીય સ્થાન, પવિત્ર ભૂમિ, અને ત્યાં જતા માત્રમાંજ મનુષ્યના હૃદયમાં નિવાસ કરી રહેલા કામ ક્રોધાદિ શત્રુઓનો વિનાશ કરનાર દેવાદિઓની વિભૂતિ. એ પવિત્ર સ્થળને જોતા માત્રમાંજ નાસ્તિકના હૃદયમાં પણ આસ્તિકતાનો સંચાર થાય અને વિશ્વનો વિધાતા કોઈ સર્વ શક્તિમાન્ ઇશ્વર છે એવી શુધ્ધ ભાવના સ્ફુરે! પાપોનો નાશ થાય અને પુણ્યોના ઉદયથી હૃદયમાં પવિત્ર ઉર્મિઓની સ્ફૂરણા થાય. જીવન શૂન્ય લાગે અને સંસારની ઉપાધિઓને ભૂલી ત્યાંજ નિવાસ કરવાની અભિલાષા ઉત્પન્ન થાય!

આવા પવિત્ર ક્ષેત્રમાં પુનિત બ્રાહ્મણોદ્વારા મગનલાલ શેઠે મહારુદ્ર સંપૂર્ણ કર્યો અને પોતાના જીવનની કૃતકૃત્યતા માની.

મગનલાલ શેઠે બીજાં પણ આવાં નાનાં નાનાં અનેક ધાર્મિક કૃત્યો કરેલાં છે કે જેનું વિશેષ વર્ણન કરવું એ અતિશયોક્તિ જેવું

જણાય જેથી તેમનું વિવેચન અહીં કરવામાં આવ્યું નથી. પરંતુ ટુંકમાં કહેવું પડે કે મગનલાલ શેઠે આ પ્રકરણમાં આપવામાં આવેલાં અનેક ધાર્મિક કૃત્યો કરી (આસુરી સંપત્તિના જીવાત્માઓને ગમે તે ભાસે તેનો વિચાર ન કરતાં) પોતાની સંપત્તિ અને પોતાના જીવનનું સાર્થકય કર્યું છે, એટલુંજ નહિ પણ સંપત્તિનો સદુપયોગ કયે માર્ગે થાય છે તેનું જ્વલંત દૃષ્ટાંત જનસમાજ પાસે રજુ કર્યું છે. સંપત્તિનો દુર્વ્યય થતો અનેક ઠેકાણે જોવામાં આવે છે, પરંતુ તેઓ આવા સદ્‌ગૃહસ્થોના જીવનનાં ધાર્મિક કૃત્યોનાં દૃષ્ટાંત લઇ પોતાની સંપત્તિનો ઉપભોગ કરવા સાથે અને સામયિક વાતાવરણને અંગે *અન્ય બીજી અનેક સંસ્થાઓદ્વારા વ્યય કરવા છતાં જો આવાં કૃત્યો* કરવામાં પણ ઉપયોગ કરે તો ઇશ્વરની કૃપાએ તેઓ પોતાનું કલ્યાણ સાધવા સમર્થ થાય એમાં સંશય નથી.

---

૧ આ ક્ષેત્રના માહાત્મ્ય માટે "શ્રી ત્ર્યમ્બકેશ્વરમાહાત્મ્ય" નામનું ગુજરાતી પુસ્તક વાંચવું.



વ્યાપારની પ્રથમ શરુઆત ભાવનગરના પટેલ વિઠ્ઠલદાસ હેમજીની સાથે રહીને મુંબઈમાં પોતાના પિતા શેઠ હરગોવિંદદાસ જગજીવનદાસને નામે લોખંડના વ્યાપારની કરી. આ વ્યાપાર એમણે સારીકુનેહથી ચલાવવા માંડયો અને તેમાં પ્રતિદિન સારો નફો કરતા આવ્યા. અનેક વ્યાપારીઓની સાથે વ્યાપારની કટોકટી અને હરિફાઇના પ્રસંગમાં પણ એઓ નીતિ અને ન્યાયથીજ વ્યાપાર કરતા હતા. અને તેથી એક વ્યાપારી તરીકે તેઓ સારી નામના મેળવી શકયા હતા. આ વ્યાપાર ઉપરાંત તેમણે સુરતવાળા ભગુભાઇની સાથે રહીને તથા ભરૂચના ભાઇ જેરુભાઇની સાથે રહીને બ દર પર દાણાના વ્યાપારની પણ શરુઆત કરી અને તેમાં પણ ઉત્તરોત્તર નીતિમય વ્યાપારથી તેઓ સારી નામના મેળવી શકયા. આ સમયમાંજ ભેગેભેગી તેઓ રૂની દલાલીપણ કરવા લાગ્યા અને જેમ અત્યારે ચાલે છે તે પ્રમાણે સાથે સાથે શેરોનું બીઝનેસ પણ ઉપાડયું. આ પ્રમાણે ચારે તરફના સામટા બીઝનેસને અંગે એમને લોખંડના બીઝનેસમાંથી છુટા થવાની જરુર પડી અને દાણાના વ્યાપારમાં પણ ચાલુ ભાગીદારીમાંથી છુટા થઇ તેઓ પોતાના સસરા પુરુષોત્તમદાસ ડોસાની સાથે ચોખાના વ્યાપારમાં જોડાયા. આ ચોખાનો વ્યાપાર તેમણે એવો ઉત્તમ રીતે ચલાવ્યો કે ચોખાના અનેક બહારગામના વ્યાપારીઓનો પણ એમના પ્રત્યે સારો પ્રેમ થયો અને મગનલાલ શેઠ એક નીતિમાન્ અને વિવેકી વ્યાપારી છે એમ ખાત્રી થઇ. કેટલોક સમય જતાં એમના સસરા સ્વર્ગવાસી થયા એટલે પછી પોતાના સસરાના એ વ્યાપારને પોતે એકહથ્થુ ચલાવવા લાગ્યા અને પોતે તેમાં સર્વ કારભાર સ્વતંત્રતાથીજ કરવા લાગ્યા. ચોખાનો સ્વતંત્ર વ્યાપાર કરતાં પણ તેમણે વ્યાપારીઓમાં પોતાની સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી, અને તે પ્રતિષ્ઠાને અંગેજ જ્યારે એમને સરકારે જે. પી. ના ઇલ્કાબથી નવાજ્યા ત્યારે ભીમડીના ચોખાના વ્યાપારીઓ તરફથી એમને એક માનપત્ર પણ અર્પણ કરવામાં આવ્યું હતું (જુઓ પરિશિષ્ટ પ્રકરણ ) કે જેમાં એમના અનેક ઉચ્ચ સદ્ગુણોનું ગાન કરવામાં આવ્યું હતું.

## સટ્ટાનો વ્યાપાર અને પશ્ચાત્તાપ.

આ પ્રમાણે એઓ પોતાનો વ્યાપાર ચલાવતા હતા તેમ પાછળ જેમ કહી ગયા તેમ જ્યારે રૂની દલાલી કરતા હતા તે અરસામાં તે દલાલી કરતાં કરતાં રૂના સટ્ટાના માર્ગમાં પણ તે પડ્યા. પાછળ કહી ગયા છીએ તે પ્રમાણે એ સટ્ટામાં મનુષ્યો કાં તો ભીખારી કે કાં તો રાજા બેમાંની એક પરિસ્થિતિએ પહોંચે છે, પરંતુ એનો વધારે રસ મનુષ્યને અપવાદ બાદ કરતાં રાજાતરીકે રહેવા દેતો નથી, પરંતુ અન્તમાં રંકની પરિસ્થિતિએજ લાવીજ મુકે છે. શેરોનું બિઝનેસ પણ બહુધા એવુંજ છે, છતાં તેમાં રૂના જેવો અધઃપાત થવાનો સંભવ વિશેષ પડતો રહેતો નથી. આ પ્રમાણે મગનલાલ શેઠ પણ સટોડીયા મિત્રોના સહવાસથી એ લતમાં પડી ગયા અને તેમાં એક વખત લગભગ ૩॥ લાખ રૂપીયાની ખોટ ગઇ. આ ખોટ જવા છતાં પણ એમના એ સટ્ટાના વ્યાપારની ઝાંખી આંખપરથી ખુલી નહિ અને "હાર્યો જુગારી બમણું રમે" એ ન્યાયે વળી પાછી એ લત ચાલુ રાખી. પૈસા મળે અને જાય એ પ્રમાણે થતાં થતાં વળી પાછી એમને બીજી વખતે ૭ લાખની ખોટ એ સટ્ટાના ધંધામાં આવી. પિતા વિપુલ દ્રવ્ય મુકી ગયા હતા એટલે એ પૈસા ભરવામાં એમને અડચણ આવી નહિ, પરંતુ આ પ્રમાણે બે વખત લાખો રૂપિયાની બરબાદી થતાં એમનાં નેત્રો ખુલી ગયાં અને સત્ય વસ્તુસ્થિતિ સમજાઇ ગઇ. એઓ હવે એમ સ્પષ્ટ સમજ્યા કે પિતાએ મહાન્ પરિશ્રમે મેળવેલી સંપત્તિનો જો હું ધનની લોલુપતામાં આ પ્રમાણે ખોટો ઉપયોગ કરીશ તો એક વખત ધનિક અવસ્થામાં ગાળેલી જીંદગીમાંથી ભીખારુ સ્થિતિ ભોગવવી ઘણી મુશ્કેલ પડશે. આ જ્ઞાન થયું એટલે ગઇ ગુજરી ભૂલી જઇને એમણે એ સટોડીઆ ધંધાનો માર્ગ છોડી દીધો અને પછી પોતાના ચાલુ વ્યાપારથીજ પાછી ધીમે ધીમે પોતાને ગએલી ખોટ પૂરી કરી.

આ પ્રમાણે સટ્ટાનો માર્ગ છોડી ચાલુ વ્યાપાર કરતાં કરતાં શેરોનું બીઝનેસ પણ કરતા હતા, પરંતુ એ વ્યાપાર એમને બહુ જ અશાંત લાગ્યો અને તેથી સ્વાભાવિક રીતે

ચલાવવા છતાં પણ તેનામાં રહેલી વિશેષ પ્રવૃત્તિનો તેમણે ત્યાગ કર્યો હતો.

## વ્યાપારથી નિવૃત્તિ.

આ સર્વ વ્યાપારની વિશેષ પ્રવૃત્તિ લગભગ ૩૫ વર્ષની ઉમર સુધી તેમણે રાખી હતી, પરંતુ ત્યારપછી એ વ્યાપારી પ્રવૃત્તિને વિશેષ પ્રપંચયુક્ત સમજી તેમાંથી તેમણે ઘણે અંશે નિવૃત્તિ લીધી હતી, અને ત્યારપછી સામાન્ય રીતે ધીરધારનો ધંધો અથવા તો મકાનો વિગેરે ખરીદી તેની આવકમાંથી જ પોતાનો વ્યવસાય ચલાવવાની ઇચ્છા રાખી હતી.

ધીરધારના ધંધામાં પણ દેણદારો વ્યાજમાં ડુબી જઇ તેનાં બાળબચ્ચાંને ખાવાનું પણ ન રહે એવી અમાનુષિક વૃત્તિ તેમણે રાખી ન હતી પરંતુ વ્યાજવટંતરમાં ધાર્મિક અંશનો સ્વીકાર કરી યોગ્ય રીતે જ તેઓ એ ધંધો ચલાવતા હતા.

એમની ૩૫ વરસ પછીના જીવનવ્યવસાયમાં તેમણે એ વ્યાપારી રીતિને બહુધા છોડી દીધી હોવાથી તેઓ ત્યાર પછી એક મોટા પ્રસિદ્ધ વ્યાપારી તરીકે જાણીતા થયા નથી તો પણ એમણે પૂર્વ અવસ્થામાં ચલાવેલી વ્યાપારી પ્રવૃત્તિને અંગે અનેક વ્યાપારીઓ એમને પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે જ સમજતા હતા અને તેવી રીતનું જ એમનું જ્યાં ત્યાં સન્માન થતું હતું.

## જીવનની શાંતતા.

સટ્ટાના ધંધાની પહેલાં અથવા સટ્ટામાં આવેલી ખોટ પછીના સમયમાં એકંદર રીતે જોતાં દ્રવ્યની બાબતમાં તેઓ અસંતોષ રાખતા નહિ, પરંતુ સંતોષ રાખી શાંતિથી જ દ્રવ્ય પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરતા હતા. પિતાની સંપત્તિ અથવા પોતાના વ્યાપારી જીવનમાં પ્રાપ્ત કરેલી સંપત્તિનો પણ તેમણે કેવો સદુપયોગ કર્યો છે, એ એમના ધાર્મિક પ્રકરણને વાંચનાર સઉ કોઇ સમજી શકશે.

એકંદર રીતે જોતાં મગનલાલ શેઠનું વ્યાપારી જીવન સામાન્ય રીતે મધ્યમ રીતનું હતું. કારણ કે જ્યારથી તેમણે દેવીગીતાનો

અધ્યાત્મજ્ઞાનનો પ્રસાદ ચાખ્યો હતો ત્યારથી તેમને એ વ્યાપારની વિશેષ પ્રવૃત્તિપરથી મન ઉઠી ગયું હતું અને તેથી જેમ બને તેમ એમણે એ વ્યવસાય ઓછો કરી નાખ્યો હતો. એટલે પહેલાં એક સારા વ્યાપારી તરીકે નામના મેળવીને પણ પાછળથી તેઓ નિવૃત્તિ માર્ગને અનુસરનારા થઇ ગયા હતા અને શાંત રીતે પોતાનું જીવન વ્યતીત કરતા હતા.

## ધાર્મિક ગ્રન્થોનું વાંચન.

જ્યારે એઓ પોતે થોડી ઘણી રીતે પણ વ્યાપારી જીવનમાંથી નિવૃત્ત થયા ત્યારથી પાછળ જેમ કહ્યું તેમ સ્વ૦ શાસ્ત્રીજી જીવરામ લલ્લુભાઇના સહવાસથી આધ્યાત્મિક તત્ત્વ મેળવવા તરફ એમનું લક્ષ વધારે હતું એટલું જ નહિ પરંતુ તેની પ્રાપ્તિ પણ તેમણે કરી હતી. દેવીગીતા વાંચ્યા પછી તેનું રહસ્ય સમજ્યા બાદ એમને આખુંય દેવી ભાગવત સાંભળવાની ઇચ્છા થઇ હતી અને તે લગભગ એમના જીવનમાં એમની સાથે સ્નેહસંબંધથી જોડાયલા મસ્બાદેવી પાઠશાલાના અધ્યાપક વે. શા. સં. શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજીની પાસે કુટુંબસહિત લગભગ બે ત્રણ વખત એમણે સાંભળ્યું હતું અને તેનું રહસ્ય પોતાના હૃદયમાં ઉતારીને વ્યાપારાદિકના વિશેષ અપંચનો તેમણે ત્યાગ કર્યો હતો. આ ઉપરાંત પણ તેમને આપણાં ધાર્મિક પુસ્તક વાંચવાનો ઘણો શોખ હતો અને તેથી એમના સ્નેહીઓના કહેવા પ્રમાણે રાત્રિના બે ત્રણ વાગ્યા સુધી તેઓ ઘણી વખત ધાર્મિક પુસ્તકોનું વાંચન કરતા જોવામાં આવતા. આ પ્રમાણે એમણે વેદાંત વિગેરે તેમજ બીજાં પણ ધર્મશાસ્ત્ર વિગેરેનાં પુસ્તકો વાંચી આપણાં શાસ્ત્રોનું સારી રીતે સેવન કર્યું હતું. અલબત તેઓનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ ન હોવાથી તેઓ એ પુસ્તકોના ગુરુદ્વારા અભ્યાસક ન હતા, પરંતુ પંડિતો પાસે શ્રવણ કરીને પણ તેમણે સારું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અર્થાત્ આપણાં શાસ્ત્રો તરફ તેમને પ્રેમ હોવાથી ગુજરાતી ભાષાદ્વારા અથવા કથાના શ્રવણથી પણ તેઓ શાસ્ત્રોનું સારું સેવન કરતા હતા.

## જ્યોતિષશાસ્ત્રનો અપૂર્વ અનુભવ.

આ શાસ્ત્રોનું સેવન કરવા સાથે એમણે જ્યોતિષશાસ્ત્રનું પણ સારું સેવન કર્યું હતું, તેમાં પણ ગણિત કરતાં ફલાદેશ વિષયનો તેમને ઘણો શોખ હતો. ફલાદેશ વિષયના ગ્રંથો વાંચતાં વાંચતાં તેમને એ બાબતનો એટલો બધો અનુભવ થયો હતો કે સારામાં સારા અનુભવી જ્યોતિષી કરતાં પણ તેઓ ફલાદેશ કહેવામાં ચઢી જાય તેમ હતા. જ્યોતિષવિષયમાં એમના વિશેષ અનુભવનું એક નાનુ દૃષ્ટાંત જાણવામાં આવ્યું છે તે ખાસ જાણવા જેવું હોવાથીજ અહીં આપવામાં આવ્યું છે.

એક વખત એઓ અંબાજીમાં સહસ્રચંડીનો પ્રયોગ કરાવવા માટે ગયા હતા અને ત્યારે પ્રયોગની સમાપ્તિ પછી થોડા દિવસ તેઓ દાંતા દરબારને ત્યાં મેમાન તરીકે રહ્યા હતા. એક દિવસ દરબારના દીવાનખાનામાં ખાસ અંગત ૧૫-૨૦ માણસો બેઠેલા હતા તેટલામાં દાંતા દરબાર મગનલાલ શેઠના જ્યોતિષના શોખને જાણતા હોવાથી આનંદની ખાતર એક જ્યોતિષી પાસે કઢાવેલી કુંડલી મગનલાલ શેઠના હાથમાં મૂકી એનું ફલાદેશ એમને તેમણે પૂછ્યું. કુંડલી જોતાંમાંજ શેઠે કહ્યું કે, "દરબાર સાહેબ! આ કુંડલીતો કોઇ ચાર પગવાળા પ્રાણીની હોય તેમ જણાય છે અને એને પૂછડું પણ હોવું જોઇએ, અર્થાત્ આ કુંડલી કોઇ મનુષ્યની નથી પણ પશુની છે." આ સાંભળી સર્વ મંડળ હસી પડયું અને સાથે મગનલાલ શેઠનો આ જ્યોતિષનો અનુભવ જોઇ આશ્ચર્યચકિત પણ થયું. વાત ખરી હતી કે, દરબારે પોતાની ગાયને એક વાછરડો આવેલો તેની કુંડલી કઢાવી ગમ્મતની ખાતર તે મગનલાલ શેઠના હાથમાં આપી હતી. દરબારે ત્યાર પછી મગનલાલ શેઠને સત્ય વાત કહી અને તેમના એ જ્યોતિષવિષયક જ્ઞાનને માટે એમની પ્રશંસા કરવા લાગ્યા. આ એકજ નહિ, પરંતુ એવાં અનેક દૃષ્ટાંતો એમના જ્યોતિષના જ્ઞાનને માટે છે જેમાંનું છેલ્લું દૃષ્ટાંત તેમણે પોતાના પુત્રને પોતાની અન્તિમ સ્થિતિએ આપેલું એક પાકીટ હતું. તેમાં તેમણે પોતાના મૃત્યુનો સ્પષ્ટ સમય કાર્તિક વદ ૯ ને શુક્રવાર સાંજના સ્ટા. ટા. ૭-૪૦-૫૦

સેકન્ડનો નિર્માણ કરી લખી આપેલો હતો અને તેજ સમયે બરાબર સર્વને બાજુ પર કાઢી અંબાજીનું ધ્યાન કરતા આ લોકમાંથી એઓ પ્રયાણ કરી ગયા હતા.

આવાં એમના જીવનમાં અનેક દ્દષ્ટાંતોનો અનુભવ એમના સ્નેહી વર્ગે અનેક વખતે જાતે જોઇ મેળવેલો હતો.

ટુંકમાં કે મગનલાલ શેઠનો શાસ્ત્રવિષયક શોખ પણ અપૂર્વ હતો એમાં સંશય નથી અને તે તેમણે પોતાની જીંદગી સુધી રાખ્યો હતો અને તેને આધારેજ તેઓએ પોતાની ઉત્તરાવસ્થા સુખરૂપે ગાળી હતી.



# પ્રકરણ ૬ ઠું.

## જાહેરજીવન, જ્ઞાતિસેવા અને સખાવતો.

### પરોપકારની મહત્તા.

पद्माकरं दिनकरो विकचं करोति
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ॥
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥

સૂર્ય કમળોના સમૂહને ખીલાવે છે, ચન્દ્ર પોયણાના સમૂદાયને વિકસાવે છે અને મેઘ પ્રાર્થના કર્યાસિવાય પણ જલ આપે છે તેથી (એમ જણાય છે કે) સત્પુરુષો હમેશાં પારકાનું કલ્યાણ કરવામાં જ તત્પરતાવાળા હોય છે.

### જાહેર જીવન-ટ્રસ્ટી તરીકેની કારકીર્દી.

મગનલાલ શેઠ પોતાના માધ્યમિક જીવનમાં વ્યાપારને અંગે તથા એવાં બીજાં કેટલાંક પ્રવૃત્તિમય કારણોને અંગે જાહેર જીવનમાં ભાગ લેતા ન હતા, તો પણ જ્યારે એમને જણાયું કે, જાહેરજીવનમાં ભાગ લઈ પોતાનાથી બનતી લોકસેવા પણ થાય તો સારું ત્યારથી તેમણે જાહેરજીવનમાં ભાગ લેવા માંડયો હતો. પ્રથમથીજ એમને ભાષણો વિગેરે કરવાનો શોખ અથવા અનુભવ નહોતો તેથી તેઓ મોટીમોટી સભાઓમાં ભાષણો કરવા વિગેરેમાં ભાગ લેતા નહિ તો પણ સભાઓમાં હાજરી આપી પ્રસંગોપાત કોઇપણ કાર્યને અંગે ઉચિત સલાહ આપવા ચૂકતા નહિ. તેમ સમય આવે પોતે જાહેર સંસ્થાઓમાં યોગ્ય રકમ ફંડમાં આપી તેમાં સહાય કરવા પણ ચૂકતા નહિ. એમની યોગ્યતાને અંગે

અને એક ઉત્તમ સલાહકાર તરીકેની તથા કર્તવ્યનિપુણતાને અંગે એમને અનેક લોકો જાહેરમાં પણ ચહાતા હતા અને તેને અંગે એમને અનેક સ્થળોએ જાહેર સંસ્થાઓમાં સેવા કરવાની ખાતર ટ્રસ્ટી તરીકે પણ નીમવામાં આવતા હતા. આવી રીતે ટ્રસ્ટી તરીકે તેમણે અનેક સંસ્થાઓની જાહેર સેવા કરી છે. જેમાંની કેટલીક એમની કૌટુમ્બિક તથા કેટલીક બહારની પણ છે. એ સંસ્થાઓનાં નામ આ પ્રમાણે છે. ૧ બાબુલનાથનું શિવાલય, ૨ મમ્બાદેવીનું મંદિર, ૩ કપોળ નિરાશ્રિત ફંડ, ૪ કપોળ વાડી ફંડ અને કપોળ વાડી, ૫ કપોળ ઘોઘારી ઉજાણી ફંડ, ૬ જમનાદાસ લલ્લુભાઇ ધર્મશાળા–શ્રીનાથજી, ૭ જમનાદાસ લલ્લુભાઇ સદાવ્રત–પંઢરપુર, ૮ જમનાદાસ લલ્લુભાઇ ધર્મશાળા–પંઢરપુર, ૯ જમનાદાસ લલ્લુભાઇ શિવાલય–ડાકોર, ૧૦ હરગોવિંદદાસ જગજીવનદાસ સદાવ્રત–ભૂલેશ્વર. મુંબાઇ, ૧૧ હરગોવિંદદાસ જગજીવનદાસ સદાવ્રત–દ્વારકા, ૧૨ લાડકોરબાઇ ઓર્ફનેજ ફંડ–મુંબાઇ, ૧૩ લાડકોરબાઇ કપોળ વિધવા ફંડ–મુંબાઇ, ૧૪ લાડકોરબાઇ શ્રાદ્ધસંવત્સરી ફંડ–મુંબાઇ, ૧૫ લાડકોરબાઇ ડીસ્પેન્સરી ભૂલેશ્વર–મુંબાઇ, અને ૧૬ કપોળ લાગા ફંડ–મુંબાઇ.

આ પ્રમાણે અનેક સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી હતા અને ટ્રસ્ટી તરીકેનું પોતાનું કર્તવ્ય તેઓ બરાબર બજાવતા. ટ્રસ્ટીઓની મીટીંગ હોય ત્યારે તેઓ ભાગ્યેજ ગેરહાજર રહેતા અને તેમાં પણ ટ્રસ્ટખાતાના બીજા કોઇ પણ કાર્યમાં સંસ્થાને નુકશાન ન થાય અને સંસ્થાનો કારભાર સારી રીતે ચાલે એ પ્રમાણેનીજ સલાહ નિરંતર આપતા. મિટિંગમાં મતભેદ પડે તો પણ સંસ્થા તરફ લક્ષ આપી તેઓ સત્ય વસ્તુ સમજાવતા અથવા તો દુરાગ્રહનો ત્યાગ કરતા પરંતુ સર્વ વ્યવસ્થા શાંતિપૂર્વકજ ચલાવતા. આ પ્રમાણે જાહેરનાં અનેક કાર્યોમાં તેઓ ભાગ લેતા અને સમયે જાહેર સંસ્થાઓને મદદ પણ કરતા.

### મગનલાલ જીમનેશીયમ.

આ ઉપરાંત તેમણે જાહેર સેવા તરીકે પંચગનીમાં યૂરોપીઅન છોકરાઓ માટેની હાઇ સ્કૂલમાં જીમનેશીયમ–કસરત

શાલાની જરૂર હોવાથી તેમાં રૂ. ૫૦૦૦, ભરી કસરત શાળાનું મકાન બંધાવી આપ્યું હતું. આ મકાનને તે વખતના મુંબઇના ગવર્નર નામદાર સર જ્યોર્જ કલાર્કને હાથે ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૧-૧૧-૧૧ ને રોજ કરવામાં આવી હતી. આ સમયે મગનલાલ શેઠની આ સેવાના બદલામાં ત્યાંના એ સ્કુલના વડા રેવરંડ ટી. રોવને નામદાર ગવર્નરની અનુમતિથી એ શાળાને મગનલાલ જીમનેશીયમ એ પ્રમાણે નામ આપ્યું હતું. અને નામદાર ગવર્નર વિગેરેએ ભાષણ કરી મગનલાલ શેઠની એ ઉદાર સેવાને અંગે તેમનાં વખાણ કર્યાં હતાં. તેમાં પણ વિશેષમાં એક પાશ્ચાત્ય સંસ્થામાં નાણાં આપી તેમણે કરેલી જાહેર સેવાને માટે તેમની વિશેષ પ્રશંસા કરી હતી. મગનલાલ શેઠે આ બદલ સર્વનો ઉપકાર માન્યો હતો. ( આ જીમનેશીયમને ખુલ્લુ મુકવાની ક્રિયાના મેલાવડાના હેવાલ માટે પરિશિષ્ટ વાંચો. )

## સરકારી કદર અને જે. પી. નો ઇલકાબ.

આ પ્રમાણે જાહેર સંસ્થાઓમાં મદદ કરવા વિગેરેની તેમની જાહેર સેવાને અંગે અને મુંબાઇના ઉત્તમ નાગરિક તરીકે સરકારે સને ૧૯૧૬ માં તેમને જે. પી. નો ઇલકાબ આપ્યો હતો અને એમની કદર કરી હતી.

જે. પી. નો ઇલકાબ મળ્યા પછી એને અંગે મુંબઇના કેટલાક સંભાવિત નાગરિકો તરફથી તથા આર્યમિત્રમંડળ તરફથી મગનલાલ શેઠને તા. ૧-૧૨-૧૬ ને રોજ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટના પ્રમુખપદ નીચે ગિરગામ-સર મંગળદાસ નથ્થુભાઇની વાડીમાં સભા ભરી માનપત્ર આપવામાં આવ્યાં હતાં. અને તે બદલ મગનલાલ શેઠે સર્વનો આભાર માન્યો હતો. જે. પી. ના ઇલકાબને અંગે એમને ભીમડીના ચોખાના વ્યાપારીઓ તરફથી પણ માનપત્ર આપવામાં આવ્યું હતું. ( આ માનપત્રો તથા પ્રમુખનું ભાષણ અને મગનલાલ શેઠનો જવાબ એ સર્વ પરિશિષ્ટ પ્રકરણમાં આપવામાં આવ્યું છે. )

કપોળ—કોન્ફરન્સ—ડેપ્યુટેશન





ડાબી હારથી—૧ શ્રી. જગજીવનદાસ નારાયણદાસ મહેતા ૪ શ્રી. શેઠ મગનલાલ હરગોવિંદદાસ, જે. પી. (ડેપ્યુટેશનના પ્રેસીડેન્ટ).
૨ શ્રી નાગરદાસ વછરાજ ભૂતા ૩ શ્રી. રણછોડદાસ ત્રીભોવનદાસ મોદી ૫ શ્રી હરગોવિંદદાસ જમનાદાસ વોરા
૬ શ્રી. નરોત્તમદાસ બેચરદાસ ૭ શ્રી. નાથાલાલ હરજીવન દોશી.

Indian Art Press, Bombay, 2.

## રાજા મહારાજા અને સન્મિત્રોના પરિચય.

એમની જાહેર સેવાને અંગે તથા બીજા પણ નાગરિક તરી કેની યોગ્યતાને અંગે અનેક દરબારો તથા રાજામહારાજાઓ સાથે એમને સંબંધ હતો. જેવા કે વડોદરાના શ્રીમાન્ સંપતરાય ગાયકવાડ, જામનગરના માજી મહારાજા, સીંધીયા નરેશ ગ્વાલીયર, દાંતા દરબાર મહારાણા જશવંતસિંહજી, વાંસદા, ધરમપુર, છોટા ઉદેપુર, રાજપીપલા, ભાવનગર, વઢ, પાલનપુર, થાણા દેવલી, વિગેરે સ્થાનોના માજી મહારાજાઓ, નવાબ તથા દરબારો અને મુંબઇના મહાજનના અગ્રગણ્ય શેઠીઆઓ, આ સર્વની સાથે એમને જાહેર જીવનને અંગેજ પરિચય થયો હતો, અને તેમની સાથેનો સંબંધ તેમણે ઠેઠ સુધી જાળવી રાખ્યો હતો.

આ ઉપરાંત પણ વડોદરાના રહીશ ઝવેરી લાલભાઈ કલ્યાણભાઇ, શ્રી. જમીયતરામ જીવણરામ સોલીસીટર, સ્વ. ગિરધરલાલ સોલીસીટર, સ્વ. ભાઇશંકર નાનાભાઇ, શ્રી. હઠીસીંગ દલાલ, સ્વ. વલ્લભદાસ દયાળ, સ્વ. શેઠ લાલજી ડુંગરશી, ભાવનગરના માજી નાયબ દીવાન શ્રી. મોરારજી તન્ના, વિગેરે અનેક સદ્‌ગૃહસ્થો તથા અનેક સાત્વિક કર્મનિષ્ઠ તપસ્વી બ્રાહ્મણો પણ એમના સ્નેહી હતા.

## જાહેર સેવાની પ્રકૃતિ.

મગનલાલ શેઠે આ પ્રમાણે અનેક રીતે જાહેર સેવા બજાવી છે, પરંતુ તે સર્વ સંગ્રહ કરવાને અભાવે અહીં આપી શકાઇ નથી, પરંતુ એમના સ્નેહી મિત્રો તરફથી સાંભળવા પ્રમાણે એઓ જાહેર જીવનમાં પ્રસંગોપાત સારો ભાગ લેતા અને પોતાનાથી બને તેટલી તનમનધનથી સેવા કરવા ચૂકતા નહી.

જાહેર જીવનમાં સેવા કરવાને માટે એમનું મન નિરંતર ઉદ્યુક્ત રહેતું અને જ્યારે જ્યારે તેવો પ્રસંગ આવે ત્યારે નિખાલસ દિલથી તેમાં તેઓ આગળ પડતો ભાગ લેતા અને તેથી એ બદલ એમની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે, એટલે

ટુંકમાં એટલું કહેવું પડે કે એમણે પોતાના જીવનમાં જાહેર સેવા કરનાર તરીકે પણ ફાળો આપ્યો છે.

## જ્ઞાતિસેવા.

દરેક મનુષ્ય જેમ સંસારમાં કુટુંબસેવા અને જાહેરસેવા વિગેરે કરે છે તેપ્રમાણે તેણે જ્ઞાતિની પણ બનતી સેવા કરવી એ તેનો ધર્મ છે. પોતાની જ્ઞાતિની ઉન્નતિ ઇચ્છવી એ દરેકને માટે કર્તવ્ય છે. મગનલાલ શેઠે પણ આપ્રમાણે પોતાની જીંદગીમાં બને તેટલી જ્ઞાતિ-સેવા પણ કરેલી છે. એઓ લગભગ છેવટનાં વીસ વર્ષથી જ્ઞાતિના વાઇસ પ્રેસિડેન્ટ તરીકે કામ કરતા હતા અને એ સ્થાનપર આવ્યા પછી એમણે પોતાની કર્તવ્યનિષ્ઠતા સારી રીતે બજાવી આપી છે. ઉપરાંત લગભગ ૪૫ વર્ષથી તેઓ જ્ઞાતિની મેનેજિંગ કમીટીના મેમ્બર તરીકે પણ રહ્યા હતા. મેમ્બર તરીકે પણ તેઓએ જ્ઞાતિના કાર્યમાં ઉત્તમ ફાળો આપ્યો છે. જે સમયે વિલાયતી અને ગામઠી એમ બે પક્ષો પડેલા હતા તે સમયે વિલાયતી પક્ષમાં આગેવાની ભર્યો ભાગ લઇને પણ બંને પક્ષને સંપ કેમ થાય તેને માટે જ તેઓ યત્ન કરતા અને તેમાં કેટલાક અંશે તેઓ ફળીભૂત પણ થયા હતા. જે સમયે કપોળ કોન્ફરન્સ ભરાઇ તે સમયે કાઠીયાવાડની દરેક કપોળકોમના આમંત્રણથી મુંબઇથી કપોળ સદ્‌ગૃહસ્થોનું જે ડેપ્યુટેશન ગયું હતું તેમાં એઓ ડેપ્યુટેશનના પ્રેસીડેન્ટ તરીકે ગયા હતા અને તેમાં પોતાનાથી બનતી ઉચિત સેવા કરી હતી. કપોળકોમનાં કોઇ પણ પ્રકારનાં ધાર્મિક ફંડ આવતાં ત્યારે તેઓ તેમાં પોતાને યોગ્ય લાગે તેટલી રકમ ભરી તેમાં બનતી મદત કરતા હતા. ગુજરાતમાં જ્યારે રેલ આવી તે સમયે કપોળ જ્ઞાતિતરફથી જે ગુજરાત રેલસંકટનિવારણ ફંડ કાઢવામાં આવ્યું હતું તેમાં પણ પોતે અમુક રકમ ભરી યોગ્ય ફાળો આપ્યો હતો, એટલું જ નહિ પરંતુ ગુજરાતમાં જઇ ત્યાં ગામડાંઓમાં જાતે ફરીને કપોળભાઇઓ ઉપરાંત સર્વ જનોને બનતી મદદ કરી હતી. કપોળજ્ઞાતિમાં જ્યારે વિધવા-વિવાહનો પ્રશ્ન ચર્ચાયો હતો તે સમયે પોતે વિધવાવિવાહની વિરુદ્ધપક્ષમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો અને તેમાં એમના

કપોળ–કૉન્ફરન્સ–ડેપ્યુટેશન





ડાબી બાજુથી:–૧ શ્રી. જગજીવનદાસ નારાયણદાસ મહેતા  ૩ શ્રી. શેઠ મગનલાલ હરગોવિંદદાસ, જે. પી. (ડેપ્યુટેશનના પ્રેસીડેન્ટ).
૨ શ્રી. નાગરદાસ વજ્રરાજ ભુતા  ૪ શ્રી. હરગોવિંદદાસ જમનાદાસ વોરા  ૫ શ્રી. રણછોડદાસ ત્રીભોવનદાસ મોદી
૬ શ્રી. નરોતમદાસ પ્રેમચંદદાસ  ૭ શ્રી નાથાલાલ હરજીવન દોશી.

The Indian Art P. Press, Bombay 2.

મત પ્રમાણે જ જ્ઞાતિતરફથી વિધવાવિવાહવિરુદ્ધ ઠરાવ કરવામાં આવ્યો હતો.

આ ઉપરાંત કેટલાક ગરીબ કપોળ કુટુંબોને ખાનગી, રીતે પણ આશ્રય આપતા હતા અને એવી રીતે એમણે અનેક કપોળકુટુંબોને આશ્રય આપ્યો છે એમ સાંભળવામાં આવ્યું છે.

પોતાની જ્ઞાતિનો અભ્યુદય કેમ થાય અને અન્ય જ્ઞાતિઓમાં પણ પોતાની જ્ઞાતિની કીર્તિ કેમ વધે તેને માટે તેઓના હૃદયમાં નિરંતર ધગશ રહેતી. કવચિત્ કોઈક સમયે કોઇએક પ્રસંગને અંગે જો અમુક જ્ઞાતિબંધુઓ વિરોધ કરતા જણાય તો પણ તેમાં જ્ઞાતિનું હિત શેમાં સમાયલું છે તેનો વિચાર ખાસ કરી તે પ્રમાણે પોતે વર્તતા. એમની પ્રકૃતિ સ્વાભાવિક રીતેજ પ્રાચીન રૂઢિની હોવાથી આ જમાનાની નૂતન વ્યક્તિઓ અમુક બાબતમાં એમનાથી વિરુદ્ધ પડે તો તેમાં પણ તેઓ જ્ઞાતિમાં વિશેષ ઝઘડો થઇ ભયંકર પરિણામ ન આવે તે મતના હતા. પ્રકૃતિને અંગે વિરોધ હોયજ એ વાત નિર્વિવાદ છે અને મનુષ્ય પ્રકૃતિપ્રમાણે પોતાનો કક્કો ખરો કરવાની તીવ્ર આકાંક્ષા પણ ઘણી વ્યક્તિઓને હોય છે. તે પ્રમાણે કવચિત્ કોઇને એમનામાં પ્રસંગે તેવું ભાસ્યું હોય તો તે સંભવિત છે, પરંતુ એકંદર રીતે તેઓ જ્ઞાતિમાં કુંસપ કરવાની વૃત્તિવાળા ન હતા. જ્યાં જ્ઞાતિનો સમુદાય હોય છે ત્યાં બહુધા મતમતાન્તર હોય છેજ, પરંતુ તેમાં કેટલાક શાંત અને કેટલાક ઉગ્ર એમ ઉભય પ્રકૃતિના માણુસો હોય છે અને તેને અંગે કોઇક વખત જ્ઞાતિમાં મહાન્ કોલાહલ થવાનો પણ સંભવ રહે છે, પરંતુ મગનલાલ શેઠની જ્ઞાતિના વાઇસ પ્રેસીડેન્ટ-ઉપપ્રમુખ તરીકેની કારકીર્દી જોતાં તેમનામાં તેવા અમાનુષિક ગુણો હોય તેમ જણાતું નથી. એટલે એકંદર જોતાં મગનલાલ શેઠની પોતાની જ્ઞાતિની ઉચિત સેવા કરવાનીજ વૃત્તિ હતી અને તેજ પ્રમાણે તેઓ બને તેટલી શકય સેવા જ્ઞાતિની કરતા હતા. એમના પ્રકૃતિના અનુભવીઓના કહેવા પ્રમાણે પણ એઓ પ્રસિદ્ધ અથવા ગુપ્તપણે જ્ઞાતિજનોની સેવા કરતા હતા એમાં સંશય જેવું નથી.

દરેક વ્યક્તિને કીર્તિને અંગે કહો કે, પોતાની કૌટુમ્બિક ખાનદાનીને અંગે કહો કે, જ્ઞાતિ તરફની વિશુદ્ધ ભાવનાને અંગે કહો પણ પોતાને ત્યાં આવતા સારા અથવા માઠા પ્રસંગે પણ સમગ્ર જ્ઞાતિને ભોજન કરાવવું એ પણ જો ભાવનાત્મક સેવા ગણાતી હોય તો તે પ્રમાણે મગનલાલ શેઠના એરમાન કુટુંબ તરફથી અને મગનલાલ શેઠ તરફથી પણ પિતાના અવસાન સમયે, તેમની સંવત્સરી સમયે તેમજ માતા અંબાબાઈના અવસાન સમયે યોગ્ય રીતે સમગ્ર જ્ઞાતિનું ભોજન કરાવવામાં આવ્યું હતું. હરગોવિંદાસ શેઠના પછાડી મુંબાઈના બ્રાહ્મણોની ચોરાસી અને અષ્ટોત્તરપારાયણ પણ બેસાડવામાં આવી હતી. કપોળ જ્ઞાતિમાં બેઢાનું લહાણું પણ કરવામાં આવ્યું હતું. મગનલાલ શેઠે જ્યારે મહુવામાં ત્રીજું લગ્ન કર્યું તે વખતે તેમણે ત્યાં જ્ઞાતિ-ભોજન કરાવ્યું હતું તેમ પોતાના પુત્રનું નામ પાડવા માટે જ્યારે તેઓ હળીઆદ ગયા હતા ત્યારે હળીઆદ, ભોજાવદર, હળમતીયા, ખોપાળા, ટીંબી, બંગાડા, માંડવા ને જાંજમેર એ આઠ ગામને ત્રણ દિવસ સુધી જમાડવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે એમના અન્ય કુટુંબિઓ જમનાદાસ શેઠ વિગેરે તરફથી પણ અનેક વખત જ્ઞાતિભોજન કરાવી પ્રસંગે તાંબાના બેઢાનું લહાણું કરવામાં આવ્યું હતું. સાંભળવા પ્રમાણે આવી અનેક રીતે જ્ઞાતિભોજન કરાવતાં મગનલાલ શેઠના પૂર્વજ જગાલાધા થી આરંભી એમના સમગ્ર કુટુંબમાં સારે નરસે પ્રસંગે મળી ૯૧ નાતો થઈલી છે અને ખુદ મગનલાલ શેઠના પુત્ર ચિ. કિસનદાસ શેઠે પણ પોતાના પિતા પછાડી તેજ પ્રમાણે બે જ્ઞાતિભોજન કરાવ્યાં છે.

ટુંકમાં કહેવાનું એટલુંજ કે મગનલાલ શેઠના સિધ્ધાન્ત પ્રમાણે જ્ઞાત એ કોઇ અત્યુત્તમ વસ્તુ છે અને તેથી કોઇપણ માર્ગે તેની સેવા કરવાથી મનુષ્ય પોતે ઉત્કૃષ્ટતાને પામે છે, એમાં સંશય નથી સાથે જ્ઞાતિમાં શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરી સંસારમાં અત્યુત્તમ કીર્તિને પણ ભોગવે છે અને સર્વતઃ અનેક રીતે સન્માન પામી પોતાની પ્રતિષ્ઠાને પણ કાલાન્તર સુધી ચિરસ્મરણીય તરીકે રાખી જાય છે.

કુટુંબસેવા.

એમની કુટુંબસેવા કરવાની પણ ભાવના ઉચ્ચ હતી. પોતાના કુટુંબની કોઇપણ વ્યક્તિને તેઓ દુઃખી જોવા રાજી ન હતા, પરંતુ તેનો અભ્યુદય કેમ થાય અને તેની કીર્તિ જ્ઞાતિ વિગેરેમાં ઉજ્વળ કેમ રહે તેમ જ એઓ ઇચ્છા રાખતા. પોતાના વડીલ વર્ગનું એઓ સારું સન્માન સાચવતા અને તેઓની સૌમ્ય પ્રકૃતિ પ્રમાણે તનમનધનથી બનતી સેવા કરતા ચુકતા નહિ. એમની ધાર્મિક ભાવના પ્રમાણે વડિલોને તેઓ પૂજ્ય સમજતા અને તેથી કોઇપણ પ્રકારે તેમની સેવા થાય એમ એમનું અંતઃકરણ એમને સૂચન કરતું. અને તેજ પ્રમાણે તેમણે કૌટુમ્બિક મર્યાદાને સાચવીને કુટુંબ સેવા બજાવી છે.

એકંદર મગનલાલ શેઠ પોતાની જ્ઞાતિની અને કુટુંબની યથોચિત અને શકય તેટલી સેવા કરવા ચુકયા નથી.

સખાવતો.

૫૦૦૦) શેઠ મગનલાલે રૂ. પાંચ હજાર પંચગીની જીમનેશીયમ માટે આપી ત્યાંની યુરોપીઅન છોકરાઓ માટેની હાઇસ્કુલમાં સને ૧૯૧૧ માં કસરત શાળાનું મકાન બંધાવી આપ્યું છે.

૫૦૦૦) શેઠ મગનલાલે રૂ. પાંચ હજાર ખરચી ઇડર પાસે ભવનેશ્વર મહાદેવના દેવાલયનો જીર્ણોદ્ધાર કર્યો હતો તથા ત્યાં ધર્મશાળા પણ બંધાવી છે.

૩૦૦૦) શેઠ મગનલાલે રૂા. ત્રણ હજાર ખરચી અંબાજી જતાં ખરેડીથી અંબાજીના રસ્તામાં યાત્રાળુઓની અનુકૂળતાને માટે એક નાની ધર્મશાળા બંધાવી છે કે જે યાત્રાળુઓ માટે ઘણીજ ઉપયોગી છે.

૧૨૦૦૦) શેઠ મગનલાલે રૂા. બાર હજાર ખરચી ( મુંબાઇમાં ) બાણુગંગાથનો પત્થરનો મજબૂત દરવાજો બંધાવી

આપ્યો છે કે જેને અંગે ત્યાં દરવાજામાં એમનું આરસના પત્થરનું એક બસ્ટ પણ મુકવામાં આવ્યું છે.

૫૦૦) શેઠ મગનલાલે રૂ૦ પાંચસો બાણુલનાથમાં લાદીઓ જડવાને પણ આપેલા છે.

મગનલાલ શેઠની આ સખાવતો ઉપરાંત તેમણે અનેક ફંડોમાં નાણાં ભર્યાં છે. સાથે જગા લાધાના કુટુંબમાં શેઠ હરગોવિંદદાસને નામે પણ તેમના વિલની કલમ ૩ જીની રૂએ તેમના ટ્રસ્ટીઓ તરફથી રૂ૦ ૫૦૦૦૦) પચાસ હજાર કાઢી મુંબઇમાં અને દ્વારકામાં સદાવ્રતો કાઢેલાં છે. આ ઉપરાંત તેમનાં અન્ય કુટુંબીઓએ પણ લાખો રૂપીઆની સખાવતો કરી છે.

ટુંકમાં કે જગા લાધાનું કુટુંબ અનેક સખાવતો કરીને પણ પોતાના કુલની કીર્તિને સાચવી રહ્યું છે.



# ઉપસંહાર.

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै-
र्विज्ञानविक्रमयशोभिरभज्यमानम् ॥
तन्नाम जीवितमिह प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिरं च बलिं च भुङ्क्ते ॥

વિજ્ઞાન, શૌર્ય અને યશયુક્ત એવું અને મનુષ્યો જેની પ્રશંસા કરે છે એવું ક્ષણવાર પણ મનુષ્ય જે જીવન ભોગવે છે તેને જ આ લોકમાં જીવિતના જ્ઞાનવાળા ઉત્તમ મનુષ્યો જીવન કહે છે, બાકી તો કાગડો પણ સંસારમાં લાંબાકાળ સુધી જીવે છે અને બલિદાન ખાય છે. અર્થાત્ પોતાને માટે જ નહિ પરંતુ પરોપકારને માટે જ જેઓ જીવન ગાળે છે તેઓનું જ જીવવું સફળ છે એમ માનવું.

આ પ્રમાણે મગનલાલ શેઠના જીવનના અનેક ઉત્તમ પ્રસંગો આપણે જોઇ ગયા. મનુષ્યપ્રકૃતિના જેટલા ગુણોનું ગાન કરીએ તેટલું ઓછું અને તેથી આપણે એટલું જ કહેવું પડે કે, મગનલાલ શેઠે પરમ્પરાથી પ્રાપ્ત થએલી ધાર્મિક સરણિનું અનુકરણ કરતાં અને વિલાસી જીવન ગાળવા છતાં પણ પોતાના કુલની કીર્તિને ઉજ્વલ કરી છે, અને બને તેટલી રીતે પોતાના પૈસાનો સદુપયોગ કરીને અનેક ધાર્મિક કૃત્યો કરી પોતાના જીવનને ઉત્કૃષ્ટ બનાવ્યું છે. આ પ્રમાણે એમના બાલ્યજીવનથી આરંભી એમના અન્તિમ સમય સુધીના યથોચિત વૃત્તાન્તનું દિગ્દર્શન કર્યું કે જેમાંનો વિશેષ ભાગ જનસમાજને અનુકરણીય જ છે એમાં સંશય નથી.

જ્યારે મગનલાલ શેઠની વૃદ્ધાવસ્થા થઇ એટલે કાળની ગતિપ્રમાણે એમના અવસાનથી પહેલાં લગભગ બેત્રણ વર્ષથી કંઇક વાતકર પ્રકૃતિને અંગે તેઓ અસ્વસ્થ રહેતા હતા અને સાધારણ રીતે તેથી તેઓ બિમાર પણ જણાતા હતા, છતાંપણ પોતાના કાર્યમાં બને તેટલી રીતે તેઓ પ્રવૃત્ત રહેતા અને જાણે પોતે

પોતાના આત્મજ્ઞાનથી પોતાના થોડા વખત પછીના મૃત્યુને સમજી ગયા હોય તેમ સંસારમાં સત્કર્મ કરવા તરફની જ વૃત્તિવાળા રહેતાહતા.

કાળના પ્રવાહમાં માંધાતા જેવા મહીપતિ, યુધિષ્ઠિર જેવા સત્યવક્તા, અને રામ અને શ્રીકૃષ્ણ જેવા સાક્ષાત્ ભગવદવતારો પણ કયાં લુપ્ત થઇ ગયા તેનો પત્તો નથી તો પછી મગનલાલ શેઠનો પણ એ સમય આવે એમાં નવાઇ નથી. દિન પ્રતિદિન શેઠની તબીઅત બગડવા લાગી અને જીવનનું ૧૯૯૧ નું અન્તિમ વરસ એમને માટે ભારે જણાયું. સંવત્ ૧૯૯૧ ના એટલે ચાલુ વર્ષનાજ કાર્તિક માસમાં એઓ સખત બીમાર પડ્યા અને એમને જ્યોતિષનું જ્ઞાન સારું હોવાથી જ્યારે એમણે પોતાનું વર્ષ જોયું એટલે એમને ખાત્રી થઇ કે હવે થોડાજ દિવસમાં મારે આ સંસારની ઉપાધિમાંથી મુક્ત થઇ પરલોક તરફ પ્રયાણ કરવાનું છે. આથી પોતાના અનેક સ્નેહીઓને બોલાવી તે દરેકની સાથે ઉચિત વાર્તાલાપ કરી લીધો. તે સાથે પોતાનું મૃત્યુ નક્કી હતું એમ સમજી પોતાના પરમ સ્નેહી શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજીને પણ બોલાવી ત્ર્યમ્બકેશ્વરમાં મહારુદ્ર વખતે ત્ર્યમ્બકેશ્વરના ઓટલાપર એક સ્નેહી તરીકે પોતાની અન્ત્યેષ્ટિ ક્રિયા કરાવવાની તેમની પાસે લેવડાવેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવી, " મારા મૃત્યુ બાદ મારી સર્વ અન્ત્યેષ્ટિ ક્રિયા તમારે વિધિવત્ કરાવવી. " એમ ભલામણ આપી. અને ત્યાર પછી પોતાના પુત્રને બોલાવી તેના હાથમાં ચાર પાકીટ આપ્યાં અને કહ્યું કે, " બાબા ! જો આ એકમાં મારા મૃત્યુ બાદ મનુષ્યોનાં બોનસ છે, આ બીજામાં મારા મત્યુ બાદ મારી પાછળ કરવાનાં કાર્યની યાદી છે, આ ત્રીજામાં તારી ભવિષ્યની રૂપરેખા છે અને આ ચોથામાં મારા મત્યુનો સમય છે. " આ પ્રમાણે કહી તે ચારે પાકીટ તેમણે પોતાના પુત્રના હાથમાં આપ્યાં.

કાર્તિક માસની વદ નોમના સંધ્યાકાળનો એમના જીવનની સમાપ્તિ માટેનો ભયંકર સમય આવી પહોંચ્યો અનેએ દૈવી આત્મા સમજ્યો કે મારો આ પ્રકાશમાન આત્મદીપક હવે આ સંસારમાં થોડા વખતને માટેજ છે એટલે પોતાનાં સર્વ માયાવિશિષ્ટ સંબં-

ધીઓને દૂર કરી દીધાં. પછી તેમણે પૂર્વથીજ નિર્માણ કરેલા સ્ટેન્ડર્ડ ટાઇમ ૭ કલાક, ૪૦ મીનીટ, અને ૫૦ સેકન્ડે મગનલાલ શેઠનું એ પવિત્ર આત્મજ્યોતિ જગજ્જનની અંબિકાના પરમ જ્યોતિની સાથે એકતા સાધતું અદૃષ્ટ માર્ગે એમના સ્થૂલ દેહનો ત્યાગ કરવા સાથે પોતાના મૃત્યુબાદ રડવાનો નિષેધ કરવા છતાં પણ વિદીર્ણ હૃદયે વિલાપ કરતાં સ્ત્રી, પુત્ર અને પુત્રીને સદાને માટે છોડી મહાદેવીના સ્વરૂપમાં મળી ગયું. ઘરનો પ્રકાશમાન દીપક બુઝાઈ ગયો અને ચારે તરફ શોકનો અન્ધકાર છવાઇ ગયો. અંબા માતાના એ પવિત્ર પુત્ર મગનલાલ શેઠનો સ્થૂલ દેહ પણ તેના પંચમહાભૂતના મૂળ તત્ત્વમાં મળી ગયો. જગતની જીવન્ત વ્યક્તિ એો આ સર્વ જુએ છે છતાં ભગવાનના વચનાનુસાર दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥ मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ એ ભગવાનની માયામાંથી મુક્ત થવા યત્ન નથી કરતી એથી વધારે શોચનીય સ્થિતિ શી હોઇ શકે ?

મગનલાલ શેઠ ગયા પરંતુ પોતાની પાછળ પોતાનાં ગં. સ્વ. પત્ની તાપીબ્હેન, પુત્ર ચિ. શેઠ કિસનદાસ તથા બે પુત્રીઓને મુકી ગયા છે.

ગં. સ્વ. તાપીબ્હેન પતિભક્તિના આદર્શ ગુણોનું સેવન કરતાં નિરંતર પોતાના સ્વર્ગસ્થ સ્વામીનું ચિંતવન કરીને પોતાની સંતતિનું સંરક્ષણ કરવાની અભિલાષાથી પરમાત્માનું અને મહાદેવી જગદમ્બિકાનું સ્મરણ કરતાં પોતાનું જીવન આધ્યાત્મિક તત્ત્વના ભંડારરૂપ ધાર્મિક ગ્રંથોના વાંચન દ્વારા ગુજારે છે અને એમના પિતૃભક્ત પુત્ર ચિ. શેઠ કિસનદાસ પણ પિતાનાજ પગલે ચાલતા, પિતાની પાછળ અનેક જાતની ધાર્મિક તથા મૃત્યુથી આરંભી સાંવત્સરિક સુધીની અન્ત્યેષ્ટ્યાદિ સર્વ ક્રિયાએ વિધિવત્ કરવા સાથે શ્રીમદ્‌ભાગવતનું સપ્તાહ પારાયણ પણ વંચાવી, અન્ય પણ વ્યાવહારિક ક્રિયાએ કરતા ઉત્તમ રીતે આંગ્લ ભાષાનું અધ્યયન કરેલું હોવા છતાં પણ પિતાએ વારસામાં આપેલા સુસંસ્કારો દ્વારા પોતાનું નીતિમય જીવન ગાળે છે.

પરમાત્મા મગનલાલ શેઠના પુનિત આત્માને પરમ શાંતિ અર્પે અને એમના જીવન્ત કુટુંબને પણ સંસારમાં આત્મકલ્યાણ કરવાના પરમ માર્ગનું અવલમ્બન કરી તે પ્રમાણે કરવા સમર્થ કરે !

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ॥

તુલજાશંકર ધીરજરામ શાસ્ત્રી.

# પરિશિષ્ટ પ્રકરણ.



પંચગીની ખાતે ના. ગવરનરે ખુલ્લું મુકેલું જીમનાશીયમ.

પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ગાઢો સંબંધ.

પંચગીનીથી ગઇ કાલે તાર મારફતે જણાવવામાં આવે છે કે, નામદાર ગવરનર અને તેઓના આનુની પંચગની ખાતે પધરામણી થઇ છે. તેઓ નામદારે પંચગની ખાતે મી૦ મગનલાલે બંધાવેલી કસરત શાળાને ખુલ્લી મુકવાની ક્રિયા અને ત્યાંની બોયસ હાઈ સ્કુલના ચેલાઓને વાર્ષિક ઇનામો વહેંચી આપવાની ક્રિયા કરી હતી. તેઓ બંને નામદારો ગયા માસની તારીખ એકત્રીસમી અને મંગળવારે આવી પહોંચ્યા હતા. તેઓને જોવા માટે લોકનાં મોટાં ટોળાઓ રસ્તાપર એકઠાં થયાં હતાં. અને તેઓની પધરામણી ત્યાંના રહેવાસીઓને કેટલી ખુશ કરનાર હતી જે ખુલ્લું દેખાડી આપતું હતું. તેઓએ એક મોટી અને ભવ્ય કસરત શાળા ખુલ્લી મેલવાની ક્રિયા કરી હતી અને હાઇ સ્કુલના ચેલાઓને વાર્ષિક ઇનામો વહેંચી આપ્યાં હતાં. કસરત શાળાનું મકાન ઘણીજ સુંદર કારીગીરીથી બાંધવામાં મુંબઇવાળા જાણીતા હિંદુ શેહેરી મી૦ મગનલાલ હરગોવનદાસે રુપયા પાંચ હજાર ભરયા હતા. નામદાર ગવરનરે અને સ્કુલના વડાએ મી૦ મગનલાલનાં

તેઓએ કરેલી સખાવત માટે વખાણ કર્યાં હતાં અને એવું ઠરાવવામાં આવ્યું હતું કે, આ મકાન જે બોયસ હાઇ સ્કુલવાળા મકાન નજદીક બાંધવામાં આવ્યું છે તેને તેઓનું નામ આપવું. તે પછી તે બંને નામદારોને સ્કુલના વડા રેવરંડ ટી૦ રોવન અને સ્કુલ કમીટીના સેક્રેટરી રેવરંડ કેનોન હેવડ ચેપલેનના બંગલામાં માન આપ્યું હતું. આ વેળાએ મીસીસ મગનલાલ, મી૦ અને મીસીસ કલ્યાણદાસ, કેપટન અને મીસીસ ગીલેસ્પી અને મીસ સધરલેંડ હાજર હતાં. ચા લીધા પછી તેઓ બંને નામદાર નવી બંધાયલી કસરતશાળા જોવા પધાર્યાં હતાં જ્યાં પંચગની સ્કુલની કેડેટ કોરે માન આપ્યું હતું, અને ટુકડી કેપટન નોરમન વી. ડી. ના હુકમ હેઠળ હતી. આ બાદ બધી બાજુ ફરી રહયા પછી તેઓ નામદારોની સ્કુલના આખા સ્ટાફની અને મી૦ અને મીસીસ મગનલાલ અને તેઓના થોડાક મિત્રોની સાથે તસ્વીર ઉતારવામાં આવી હતી. ઉપલી કસરતશાળા ખુલી મેલવાની ક્રિયા સાંજના સાડાપાંચ વાગે શરૂ થઇ હતી જે ખલાસ થવા બાદ સ્કુલના વડાએ તેઓ નામદારોએ પંચગનીની તથા સ્કુલની લીધેલી મુલાકાત માટે ઉપકાર માન્યો હતો. આ પછી સ્કુલના વડાએ સ્કુલની હસ્તી આબનો ઇતિહાસ ટુંકમાં કહી સમજાવ્યો હતો.

૧૯૦૮ ના સાલથી તેઓ ફંડ ભેગું કરવાની તકલીફ લે છે પણ કામ ઘણું જ આસ્તે રહીને આગળ વધવા માંડયું હતું. પણ સારા ભાગ્યે મુંબઈના એક પરગજુ અને તવંગર હીંદુ રહીશ મી૦ મગનલાલ હરગોવનદાસ સાથ મારી મુલાકાત થઇ હતી અને આ મકાનના ફંડમાં તેઓએ તુરતજ રૂપીયા પાંચ હજારની ઉમદા મદદ આપી હતી જેથી જલદીથી મકાન બંધાઇ રહયું હતું. નીશાળના વડાએ જાહેરમાં મી૦ મગનલાલનો ફરીથી ઉપકાર માન્યો હતો અને જણાવ્યું હતું કે, જયાં સુધી આ મકાન હસ્તી ભોગવશે ત્યાં સુધી તમારી યાદગારી રહી જશે. તે બાદ નામદાર ગવરનરે કસરતશાળા ખુલ્લી- મેલાયલી જાહેર રી હતી.

તેઓએ કરેલી સખાવત માટે વખાણુ કર્યાં હતાં અને એવું ઠરાવવામાં આવ્યું હતું કે, આ મકાન જે બાયસ હાઇ સ્કુલવાળા મકાન નજદીક બાંધવામાં આવ્યું છે તેને તેઓનું નામ આપવું. તે પછી તે બંને નામદારોને સ્કુલના વડા રેવરંડ ટી૦ રોવન અને સ્કુલ કમીટીના સેક્રેટરી રેવરંડ કેનોન હેવડ ચેપલેનના બંગલામાં માન આપ્યું હતું. આ વેળાએ મીસીસ મગનલાલ, મી૦ અને મીસીસ કલ્યાણદાસ, કેપટન અને મીસીસ ગીલેસ્પી અને મીસ સધરલેંડ હાજર હતાં. ચા લીધા પછી તેઓ બંને નામદાર નવી બંધાયલી કસરતશાળા જોવા પધાર્યાં હતાં જ્યાં પંચગની સ્કુલની કેડેટ કોરે માન આપ્યું હતું, અને ટુકડી કેપટન નોરમન વી. ડી. ના હુકમ હેઠળ હતી. આ બાદ બધી બાજુ ફરી રહયા પછી તેઓ નામદારોની સ્કુલના આખા સ્ટાફની અને મી૦ અને મીસીસ મગનલાલ અને તેઓના થોડાક મિત્રોની સાથે તસ્વીર ઉતારવામાં આવી હતી. ઉપલી કસરતશાળા ખુલી મેલવાની ક્રિયા સાંજના સાડાપાંચ વાગે શરૂ થઇ હતી જે ખલાસ થવા બાદ સ્કુલના વડાએ તેઓ નામદારોએ પંચગનીની તથા સ્કુલની લીધેલી મુલાકાત માટે ઉપકાર માન્યો હતો. આ પછી સ્કુલના વડાએ સ્કુલની હસ્તી આખનો ઇતિહાસ ટુંકમાં કહી સમજાવ્યો હતો.

૧૯૦૮ ના સાલથી તેઓ ફંડ ભેગું કરવાની તકલીફ લે છે પણ કામ ઘણું જ આસ્તે રહીને આગળ વધવા માંડયું હતું. પણ સારા ભાગ્યે મુંબઈના એક પરગજુ અને તવંગર હીંદુ રહીશ મી૦ મગનલાલ હરગોવનદાસ સાથ મારી મુલાકાત થઇ હતી અને આ મકાનના ફંડમાં તેઓએ તુરતજ રૂપીયા પાંચ હજારની ઉમદા મદદ આપી હતી જેથી જલદીથી મકાન બંધાઇ રહયું હતું. નીશાળના વડાએ જાહેરમાં મી૦ મગનલાલનો ફરીથી ઉપકાર માન્યો હતો અને જણાવ્યું હતું કે, જ્યાં સુધી આ મકાન હસ્તી ભોગવશે ત્યાં સુધી તમારી યાદગારી રહી જશે. તે બાદ નામદાર ગવરનરે કસરતશાળા ખુલ્લી- મેલાયલી જાહેર કરી હતી.

નામદાર ગવર્નરનું ભાષણ.

નામદાર ગવર્નરે ભાષણ દરમ્યાન જણાવ્યું કે પંચ-ગની ખાતે આવા સ્કુલના ઐતિહાસિક બનાવ વખતે હાજર રહેવાની તક મળવાથી હું ખુશી થયો છું. નવું જીમના-શીયમ સ્કુલના સંબંધમાં એક અગત્યનો વધારો થઇ પડે તેવી આશા આપે છે. મી૰ મગનલાલે જે ઉદારતાથી નવું જીમનાશીયમ બંધાવી આપ્યું તે પૂર્વ પશ્ચિમના મુલકોના લોકો વચ્ચે ઘાડા સમાગમનું જોડાણ જેવું થઇ પડશે, અને મનુષ્ય માત્ર ભાઇઓ છે તે વિચારને ટેકો આપે છે. મી૰ મગનલાલે ઇંગ્રેજ વર્ણના છોકરાઓ માટે જે ઉદારતા બતાવી છે તે તેઓના મોટા મનની ગવાહી આપે છે. આ સુંદર ટેકરી ઉપરની સ્કુલનો લાભ વધુ અને વધું પ્રમાણમાં લેવાતો રહેશે. વરસો વરસ જે વધુ પ્રમાણમાં છોકરાઓ પસાર થતા જાય છે તે કેળવણીનો ફેલાવો દેખાડી આપે છે. (વિગેરે).

નામદાર ગવર્નરનું ભાષણ ખલાસ થતાં રેવરંડ કેનન હેવડે નામદાર ગવર્નરનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી હતી. મી૰ કેનન આ કામ માટે ખાસ મુંબઇથી આવ્યા હતા. મી૰ મગનલાલે એ દરખાસ્તને ટેકો આપતાં જણાવયું કે, "તમો નામદારે આજે અત્રે પધારી જે ભલું કામ થાય છે તેને ટેકો આપ્યો છે અને અમો સઘ-ળાને આભારી કર્યા છે. તમો નામદારનો હું મારા પોતા તરફથી ખાસ આભાર માનું છું. કેમકે આ મકાન બંધાવ-વામાં મારો નમ્ર ફાળો રહેલો છે. તમો નામદારે મારા ફાળા માટે જે નમ્ર વચનો કહયાં છે તે માટે હું એટલું જ જણાવીશ કે મેં મારી ફરજ બજાવી છે, આ ખાતાના સંબંધમાં મારા મિત્ર મી૰ રોવન જે ઉલટ લે છે તેઓની અરજ ઉપરથી આ ફાળો આપતાં મને ઘણી ખુશાલી ઉપજી હતી. મારી ખુશાલીમાં તમો નામદારે આજે હાજરી આપી જે મદદ કરી છે તેથી વધારો થયો છે અને તમો નામદારનો ઉપકાર માનવાની દરખાસ્તને હું ટેકો આપું છું."

નામદાર ગવર્નરે તેનો ટુંકમાં જવાબ આપતાં જણાવ્યું કે આ આનંદદાયક પ્રસંગે હાજર થવામાં મને તથા લેડી કલાર્કને ઘણો આનંદ ઉપજ્યો છે.

નામદાર ગવર્નર તથા લેડી કલાર્કને તે પછી મીસીસ મગનલાલે હારતોરા પહેરાવ્યા હતા અને લેડી કલાર્કને મીસીસ મગનલાલે એક સુંદર પેન્ડંટ અને રૂપાના સુંદર વાઝોની જોડી આ પ્રસંગની યાદગીરીમાં એનાયત કર્યાં હતાં. તે પછી નામદાર ગવર્નર માટે ખુશાલીના પોકારો વચ્ચે મેળાવડો ખલાસ થયો હતો, જે વખતે બેંડે સુંદર સરોદે રાજ્યગીત ગાયું હતું.

આ પ્રસંગે મુંબઇથી ખાસ નીચલા ગૃહસ્થો પધાર્યા હતા. ડા૰ અને મીસીસ ફ્રેઝર, મીસ ત્રિભોવનદાસ મંગળદાસ, મી૰ અને મીસીસ રણછોડદાસ ત્રીભોવનદાસ, શેઠ મનોહરદાસ ત્રિભોવનદાસ વરજીવનદાસ, શેઠ લાલભાઇ કલ્યાણભાઇ વડોદરા રાજ્યના ઝવેરી, મીસ જગમોહનદાસ કલ્યાણદાસ, મી૰ નાગરદાસ વછરાજ, મી૰ વિઠ્ઠલદાસ વલ્લભદાસ, મી૰ હરકીસનદાસ પરશોત્તમદાસ, વાઇવાળા મી૰ દીપચંદ સ્વરૂપચંદ, વૃત્તસારના અધિપતિ મી૰ વઇદ, મી૰ અને મીસીસ કેમબેગ, મેસર્સ દલાલ અને બીલીમોરીયા, મી૰ અને મીસીસ રુસ્તમજી ડોસાભાઇ હુબાસ, મી૰ અને મીસીસ પારેખ વગેરે. (સાં. વ. તા. ૨-૧૧-૧૧).






મી. મગનલાલ હરગોવનદાસ શ્રોફને નામદાર સરકારે સુલેહના અમલદાર નીમ્યા તેની ખુશાલીમાં તેમને મુબારક બાદીનું માનપત્ર એનાયત કરવાનો મેળાવડો ગઇ કાલે સાંજે ગીરગામ ખાતે મંગળદાસ હાઉસમાં કરવામાં આવ્યો હતો. આ મેળાવડાનું પ્રમુખસ્થાન સર જમશેદજી જીજીભાઇ બેરોનેટને આપવામાં આવ્યું હતું.

મેળાવડામાં હીંદુ, પારસી વગેરે કોમના જાણીતા આગેવાન ગૃહસ્થો મોટી સંખ્યામાં હતા, જેમાં હાઇ કોર્ટના સોલીસીટરો, વકીલો, ઇજનેરો, વેપારીઓ, કોરપોરેશનના મેમ્બરો વગેરે પણ હતા.

મી૦ મગનલાલ આવી પુગતાં તેમને ઘટતો આવકાર દેવામાં આવ્યો હતો અને સઘળા હાજર રહેલાઓની સાથ ઓળખાણ કરાવવામાં આવી હતી.

મેળાવડાનું કામ શરૂ કરતાં મી૦ બાલુભાઇ કહાનદાસે કહ્યું કે મી૦ મગનલાલના માનમાં જે મેળાવડો કરવામાં આવ્યો છે, તે તરફ સારી લાગણી દર્શાવનારા તાર પાલનપુરના નવાબ સાહેબ, સંપતરાવ ગાયકવાડ અને ભીમડીવાલા મી૦ લખમીદાસ હરિભાઈ તરફથી આવ્યા છે અને તેમાં તેમના સખાવતી કામોની ભારે સ્તુતિ કરવામાં આવી હતી.

મી. મગનલાલ શ્રોફને આ પ્રસંગે નીચલું માનપત્ર પ્રમુખે કારકેટમાં મુકી અર્પણ કર્યું હતું.

શેઠજી સાહેબ રા૰ રા. પરમાર્થપરાયણ ધર્માનુરાગી
શેઠ મગનલાલ હરગોવનદાસ શ્રોફ,
જસ્ટીસ ઓફ ધી પીસ, મુંબઇ.

આપ નામવર શેઠજી સાહેબ સાથે આર્યમિત્રમંડળનો પરિચય એવો તો આકર્ષણીય અને ભ્રાતૃભાવની પુરણ લાગણી પેદા કરનારો થવા પામેલો છે કે અમે અમારો એ ઉત્સાહ બહાર પાડવાને માટે પ્રસંગ પ્રાપ્ત થવાની ઉત્સાહ ભરેલી અભિલાષા સાથે રાહ જોતા હતા.

આપ નામવર શેઠજી સાહેબને આપણી માયાળુ મુંબઇ સરકારે જસ્ટીસ ઓફ ધી પીસનું ઉત્તમ પદ સમર્પણ કરી સુલેહના અમલદાર બનાવી માનભૂષિત કીધા છે તે હર્ષભરેલી અને આનંદદાયક તકનો લાભ લઇ અમે અમારી ઉત્તમ અભિલાષા પૂર્ણ કરતાં અમારી તરફનું આ માનપત્ર આપ શેઠજી સાહેબને અર્પણ કરવાની રજા લઇએ છીએ.

આર્યમિત્રમંડળની સ્થાપના કેટલાં એક વરસો પૂર્વે આપે ઉત્સાહપૂર્વક કીધી હતી કે જે આપની સ્નેહપૂર્વકની મદદ હોવાથીજ અત્યાર સુધી હયાતી ભોગવવાને માટે શક્તિવાન થઇ છે.

આપ ભાઇશ્રીને ત્યાં વરસગાંઠ અને બીજા શુભ પ્રસંગોએ આપે તદન પોતાને ખરચે આર્યમિત્રમંડળને આમંત્રણ આપી પોતાના અંતઃકરણની લાગણીઓ પ્રસંગોપાત જાહેર કરેલી છે.

આપની તથા આપના વડીલોની સખાવત માટે અત્યાર પહેલાં આપને મળેલાં માનપત્રને પ્રસંગે ઘણું લખાયેલું તથા બોલાયેલું હોવાથી આ અમારાં માનપત્રમાં આપના પ્રસંશનીય ચરિત્રને માટે કશું પણ લખવાની જરૂરીયાત હોય તેવું અમે ધારતા નથી, પરંતુ અમારા મંડળની સાથેનાજ આપના સંબંધનું વર્ણન કરી સંતોષ માનીએ છીએ.

આર્યમિત્રમંડળની હસ્તી અને જાહોજલાલી જેમ આપનાં કાર્યક્રમને આભારી છે તેમજ તેને પડુ પડુ થતી બચાવવામાં યાને તેને પુનઃ ચાલુ કરવાનું માન પણ આપનેજ ઘટે છે.

આ મંડળના સેક્રેટરી મી૰ મગનલાલ ભાણજીના મંડળ માટેના પ્રયાસો સ્તુતિપાત્ર નીવડેલા છે અને તે પ્રયત્નો સફળ થવામાં આપના તરફનું ઉત્તેજન મુખ્યત્વે કરીને આભારી છે.

છેવટે અમારી સાથેના ઉત્તમ સંબંધની નીશાની તરીકે આ માનપત્ર આપતાં અમે ઇચ્છીએ છીએ કે આ મંડળને જન્મ આપી તેની હયાતી માટે જે લાગણી ધરાવો છો તેવી નિરંતર આપના હૃદયમાં રહેવા પામે અને આપણો અરસપરસનો ભાતૃભાવ હમેશને માટે શુદ્ધ પ્રેમના આકર્ષણવાળો ટકી રહે.

આ માનપત્ર સમાપ્તિ કરતાં આપના માનમાં અહર્નિશ અભિવૃદ્ધિ થાય અને શરીરસંપત્તિ તથા કુટુંબ પરીવાર સહિત આપ લાંબુ આયુષ્ય ભોગવો એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ.

**પ્રમુખનું ભાષણ.**

પ્રમુખ સર જમશેદજી જીજીભાઇએ નીચલું ભાષણ કર્યું હતું:—

મીજલસના સાહેબો, આજે આ મેળાવડાનું પ્રમુખસ્થાન મને શા માટે આપવામાં આવ્યું તેનો ખુલાસો હું પ્રથમ જ કરીશ. તમો સર્વ સારી રીતે જાણો છો કે હું આવા જાહેર મેળાવડામાં ક્વચિત્ જ ભાગ લઉ છું તોપણ આજના પ્રસંગે હાજરી આપતાં મને ઘણી ખુશાલી પેદા થઈ છે, અને તે એટલાજ માટે કે મી૰ મગનલાલના વડવા અને અમારા મરહુમ પહેલા સર જમશેદજી સાથે વેપાર રોજગારને અંગે જે સંબંધ બંધાયેલો છે તેને માન સાથે જાળવી રાખવાને જેમ મી૰ મગનલાલના પિતા અને દાદા આતુર હતા તેવી જ લાગણી મી૰ મગનલાલ પણ ધરાવે

છે, અને આ તેમની વફાદારી અને માનભરેલી લાગણી માટે મને ઘણો આનંદ થાય છે, અને તે લાગણીને માન આપવાને માટે જ હું આજે અહીંયાં હાજર થયેલો છું.

મી૦ મગનલાલ તથા તેમના વડવાઓએ ઘણાં સખાવતનાં કામો કીધાં છે તથા તેઓ રાજવંશીઓ વિગેરેના સંબંધમાં આવેલા છે અને બીજું જે કંઇ તેમના ચરિત્રમાં કહેવા જેવું છે તેને માટે માનપત્રમાં જણાવેલું હોવાથી મારે કાંઇ કહેવાની જરૂર રહેતી નથી.

છેવટે મારી એજ ઇચ્છા છે કે મી૦ મગનલાલ લાંબુ આયુષ્ય ભોગવે અને સખાવતનાં કામો કરી તેમનાં કુટુંબની કીર્તિમાં ઉમેરો કરવાને ભાગ્યશાળી થવા પામે.

સખાવતનું પેહેલું ઉત્તેજન પોતાની કોમ તરફ હોવું જોઇએ પણ જો પ્રસંગ આવે તો જાતિભેદ વિનાની સખાવતને માટે પણ માણસમાં દયાનો ગુણ હોવો જ જોઇએ. કારણ કે એકજ ઇશ્વરની બનાવેલી દુનીયામાં આપણે જન્મ પામેલા છીએ.

છેવટે મી૦ મગનલાલ લાંબુ આયુષ્ય ભોગવે અને બીજાં વધારે માન તથા તંદુરસ્તી પામે તેવી દુઆ ચાહી મારૂં કહેવાનું ખતમ કરૂં છું.

મી૦ મગનલાલ શ્રોફનો જવાબ.

બાદ મી૦ મગનલાલ શ્રોફે ઘટતો જવાબ વાળતાં જણાવ્યું કે આજનો આ મેળાવડો જોઇ, અને તેના સર જમશેદજી જેવા પારસી કોમના એક અકાબરને પ્રમુખ જોઇ મને ઘણોજ આનંદ થાય છે. સર જમશેદજીના કુટુંબ અને મારા કુટુંબ સાથે લગભગ ૭૫-વરસ જેટલો સંબંધ છે. પહેલા સર જમશેદજી, કે જેઓએ પારસી કોમની પ્રતિષ્ઠા જગ વિખ્યાત કરી છે તેઓના સંબંધમાં મારા પૂજ્ય પિતાશ્રી આવ્યા હતા અને તે વખતથી અમારા કુટુંબ અને તેમના કુટુંબ વચ્ચેનો સંબંધ ચાલુ રહ્યો છે.

અત્રે મારા ગુણો ગાવામાં આવ્યા છે, પણ મેં કાંઇ વધુ કીધુ નથી. મેં ફક્ત મારી ફરજ બજાવી છે. મને જે. પી. નો ખેતાબ મળ્યો તે માટે હું સરકારનો ઉપકાર માનું છું.

બાદ પ્રમુખ તથા મી. મગનલાલને હારતોરા એનાયત કરવામાં આવ્યા હતા જે બાદ મી. ગોવિંદજી વસનજી મીઠાઇવાળા તરફથી ગોઠવવામાં આવેલા રીફ્રેશમેંટને ઇનસાફ આપી મેળાવડો વિસર્જન થયો હતો. (પારસી ૨-૧૨-૧૬)

તરફથી મળેલું

## માનપત્ર ૧૯૧૬.

કપોળ જે. પી. ને માનઃ—કપોળ ન્યાતના વાઇસ પ્રેસીડંટ મી. મગનલાલ હરગોવિંદદાસ શરાફ જેઓને નામદાર સરકારે 'જસ્ટીસ ઓફધી પીસ' નેમ્યા છે, તેઓને ભીમડીના રહેવાસીઓ તરફથી માનપત્ર આપવાને એક મેળાવડો ભીમડી શહેરની મ્યુનીસી પાલીટીના પ્રમુખ અલી સાહેબ હાજીમીયાં ફકીના હોલમાં તા. ૨૧ મી અકટોબરને દિને કરવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન તે વેળા ત્યાંના નગરશેઠ મી. વાસુદેવ રામચંદ્ર ધનવટકરે લીધું હતું. અને મેળાવડામાં શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, સર જગમોહનદાસ વરજીવનદાસ, મેસર્સ રણછોડદાસ ત્રિભોવનદાસ, નાગરદાસ વછરાજ ભુતા, મનોરદાસ ત્રિભોવનદાસ વગેરે ગૃહસ્થો હાજર થયા હતા. માનપત્ર ચાંદીના સુંદર કાસ્કેટમાં મૂકી પ્રમુખે મી. મગનલાલને એનાયત કીધું હતું.

રા. રા. પરમાર્થપરાયણ ધર્માનુરાગી શેઠજી શ્રે

શેઠ મગનલાલ હરગોવિંદદાસ શ્રોફ.

" જસ્ટીસ ઓફ ધી પીસ "

મુંબઇ.

આપ નામદાર શેઠજી સાહેબ સાથે વેપાર રોજગારનો અમારો ગાઢ પરિચય એવો તો આકર્ષણીય અને ભ્રાતૃભાવની પૂર્ણ લાગણી પેદા કરનારો થવા પામેલો છે કે અમે અમારો એ ઉત્સાહ બહાર પાડવાને માટે પ્રસંગ પ્રાપ્ત થવાની ઉત્સાહ ભરેલી અભિલાષા સાથે રાહ જોતા હતા.

આપ નામવર શેઠજી સાહેબને આપણી માયાળુ મુંબઇ સરકારે " જસ્ટીસ ઓફ ધી પીસ " નું ઉત્તમ પદ સમર્પણ કરી સુલેહના અમલદાર બનાવી માનભૂષિત કીધા છે તે હર્ષભરેલી અને આનંદદાયક તકનો લાભ લઇ લાંબો સમય થયાં વાસ કરેલી, અમે અમારી ઉત્તમ અભિલાષા પૂર્ણ કરતાં અમારી તરફનું આ માનપત્ર આપ શેઠજી સાહેબને અર્પણ કરવાની રજા લઇએ છીએ.

આપ શેઠજી સાહેબે મુંબઇના સુપ્રતિષ્ઠિત નાગરિક શેઠ જગાભાઇના કીર્તિવિભૂષિત થયેલા અને ગૌરવ પામેલા કુટુંબમાં જન્મ પામી વડીલોનાં પગલાંનું અનુકરણ કરી સખાવતી દીલના ઉદાર ચારિત્ર્ય સાથે ધર્મજિજ્ઞાસાસહિત વડિલોના સ્નેહીસંબંધીઓ સાથેનો નેક સુદ્દઢ રાખવા ઉપરાંત જેના જેના સમાગમમાં આપ આવેલા છો તે સર્વની સાથેનો મહોબત રંગ એકસરખો આનંદદાયક અને સંતુષ્ટપ્રકારે નિભાવી રાખવામાં તમો વિજયશીલ નિવડેલા છો.

કોમ કોમની જાહેર સેવા તમો ઘણાં વર્ષોથી ઉત્તમ પ્રકારે અને એક આગેવાનને છાજે તેવા જુસ્સા સાથે બજાવો છો અને કોમ તરફથી પણ આપની તેવીજ કદર

કે જે પોતાના તરફનું વધારેમાં વધારે માન આપી શકે તેવી, પોતાની કોમના નાયક પ્રમુખ બનાવીને પુજેલી છે.

હજારો વ્યક્તિના મોટા સમુદાયવાળી કપોળ કોમ તરફથી આપના જેવા લાયક નરની જે કદર કરવામાં આવી છે તેને માટે આપની કોમ, કુટુંબ અને સ્નેહી સંબંધી સર્વને કોઇ પણ પ્રકારે ઓછી મગરૂબી લેવા જેવું નથી

આપે આપના વડીલોનાં કામો જેવાં કે કરોડોના સમૂહવાળા વૈષ્ણવ સમાજના મુકુટમણિ ગણાતા નાથદ્વારાધીશની વિશાળ અને દેદીપ્યમાન ધર્મશાળા, વિઠ્ઠલનાથજીની ધર્મશાળા, અને શ્રીદ્વારકાધીશજીનું સદાવ્રત આપના સ્તુતિપાત્ર પ્રયાસવડે લેશમાત્ર શિથિલતા વિના આપના વડિલોની ચિરસ્મરણીય કીર્તિના ચળકતા સોનેરી કલશની માફક હયાતી ભોગવે છે અને તે અવિચ્છન્ન ચાલુ રહે તેવા ઉચ્ચ આશયો આપના અંતઃકરણમાં વસેલા છે, તેટલુંજ નહિ પરંતુ તેવા આપના કુટુંબીઓના સ્વર્ગવાસ પછી પણ તેમની આખર વખતની ઇચ્છાઓ તૃપ્ત કરવાને માટે તેમના મરણ પાછળ પણ નિરાધાર બાલકોને વિદ્યાભ્યાસ કરાવા પાછળ, તેના ભોજન વસ્ત્ર અને વિદ્યાભ્યાસની કુળખર્ચની વ્યવસ્થાપૂર્વક એક ઓરફનેજની સ્થાપના કીધી છે. તેમજ નિરાધાર વિધવાઓને મદદ કરવાને માટે એક ફંડની પણ સ્થાપના કરેલી છે. વળી ટુંક સમય પહેલાંજ ભુલેશ્વર જેવા વિશાળ વસ્તીવાળા ભાગમાં એક ધર્માર્થ દવાખાનાની પણ સ્થાપના કરી છે અને તેનો લાભ હજારો શારીરિક દુઃખી મનુષ્યો સુખી થવાને માટે લેતા થએલા છે.

આપના ચારિત્ર્યનું વિશેષ અવલોકન કરતાં ઘણું લંબાણ થવાના ભયથી આપે ડાકોરમાં બંધાવેલી ધર્મશાળા તથા અંબાજી માતાની ઇસ્પિતાળ અને ધર્મશાળા વિગેરેને માટે લંબાણથી વિવેચન કરવાનું મોકુફ રાખી

આપના અમારા સાથેના માનપ્રદ સંબંધ માટે ઇશારા તરીકે જાહેર કરતાં જણાવવું જોઇએ કે અમો ચોખાના વેપારીઓનું હિત લક્ષમાં રાખી અમારા ધંધામાં વર્ષોથી આપે એક કુશળ વેપારી તરીકે લાખોનો વહીવટ અમારી સાથે ભાઇચારાના સંબંધને સુદૃઢ રાખી નમ્રતાઇ ભરેલી રીતે ન્યાય અને નિપુણ નીતિ સાથે કરેલો છે, અને તેથી આપ અમારા અંતઃકરણનો શુદ્ધ પ્રેમ જીતી લેવાને સમર્થ નિવડેલા છે.

છેવટે અમે આપના વેપારી ભાઇઓ આપને મળેલા માનમાં અહોનિશ અભિવૃદ્ધિ થાય અને શરીર, સંપત્તિ તથા કુટુંબ પરિવારસહિત આપ લાંબુ આયુષ્ય ભોગવો એવી પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ.

પ્રભમડી તા. ૨૧ મી અકટોબર }
ઇસ્વી સન ૧૯૧૬ }

વાસુદેવ રામચન્દ્ર ધનવટકર
પ્રમુખ.



# अन्नपूर्णास्तोत्रम् ।

श्रीगणेशायनमः ॥ नित्यानंदकरी वराभयकरी सौंदर्यरत्नाकरी निर्धूताखिलघोरपावनकरी प्रत्यक्षमाहेश्वरी । प्रालेयाचलवंशपावनकरी काशीपुराधीश्वरी भिक्षां देहि कृपावलंबनकरी मातान्नपूर्णेश्वरी ॥ १ ॥ नानारत्नविचित्रभूषणकरी हेमांबराडंबरी मुक्ताहारविलंबमानविलसद्वक्षोजकुंभांतरी । काश्मीरागुरुवासिता रुचिकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ २ ॥ योगानंदकरी रिपुक्षयकरी धर्मार्थनिष्ठाकरी चंद्रार्कानलभासमानलहरी त्रैलोक्यरक्षाकरी । सर्वैश्वर्यसमस्तवांछितकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ३ ॥ कैलासाचलकंदरालयकरी गौरी उमा शांकरी कौमारी निगमार्थगोचरकरी ओंकारबीजाक्षरी । मोक्षद्वारकपाटपाटनकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ४ ॥ दृश्यादृश्यप्रभूतवाहनकरी ब्रह्मांडभांडोदरी लीलानाटकसूत्रभेदनकरी विज्ञानदीपांकुरी । श्रीविश्वेशमनःप्रसादनकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ५ ॥ उर्वीसर्वजनेश्वरी भगवती मातान्नपूर्णेश्वरी । वेणीनीलसमानकुंतलहरी नित्यान्नदानेश्वरी । सर्वानंदकरी दशाशुभकरी काशीपुराधीश्वरी भिक्षां देहि कृपावलंबनकरी मातान्नपूर्णेश्वरी ॥ ६ ॥ आदिक्षांतसमस्तवर्णनकरी शंभोस्त्रिभावाकरी काश्मीरा त्रिजलेश्वरी त्रिलहरी नित्यांकुरा शर्वरी । कामाकांक्षकरी जनोदयकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ७ ॥ देवी सर्वविचित्ररत्नरचिता दाक्षायणी सुंदरी वाम स्वादुपयोधरप्रियकरी सौभाग्यमाहेश्वरी । भक्ताभीष्टकरी दशाशुभकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ८ ॥ चंद्रार्कानलकोटिकोटिसदृशा चंद्रांशुबिंबाधरी चंद्रार्काग्निसमानकुंतलधरी चंद्रार्कवर्णेश्वरी । मालापुस्तकपाशसांकुशधरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ९ ॥ क्षत्रत्राणकरी महाऽभयकरी माता कृपासागरी साक्षान्मोक्षकरी सदा शिवकरी विश्वेश्वरश्रीधरी । दक्षाक्रंदकरी निरामयकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ १० ॥ अन्नपूर्णे सदापूर्णे शंकरप्राणवल्लभे । ज्ञानवैराग्यसिद्ध्यर्थं भिक्षां देहि च पार्वति ॥ ११ ॥ माता च पार्वती देवी पिता देवो महेश्वरः । बांधवा शिवभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥ १२ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितमन्नपूर्णाष्टकस्तोत्रं संपूर्णम् ॥

સન ૧૯૦૭



શેઠ મગનલાલ હરગોવિંદદાસ શ્રોફ.

श्रीजगदम्बा विजयते

સ્વ. શેઠ મગનલાલ હરગોવિંદાસ શ્રોફ, જે. પી.

ના સ્મરણાર્થ

# श्रीदेवीगीता.

મૂલસહિત ગુજરાતી ભાષાંતર.

ભાષાન્તર કર્ત્તા

સ્વ. શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇ (રાયકવાલ)

ભગવદ્‌ગીતાનું ભાષાન્તર કર્ત્તા—

સંશોધક:

શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા

પ્રકાશક:

શેઠ કિસનદાસ મગનલાલ શ્રોફ.

સંવત્ ૧૯૯૧. શક ૧૮૫૭.

# શ્રીદેવીગીતાની અનુક્રમણિકા.




મુદ્રક—પ્રભાશંકર જયશંકર પાઠક,
જગદીશ્વર પ્રિંટિંગ પ્રેસ, ગિરગાંવ, ગાયવાડી, મુંબઇ નં ૪.

પ્રકાશક—શેઠ કિસનદાસ મગનલાલ શ્રોફ,
ઠે.-૯૨ વાલુકેશ્વર, રીજરોડ, કુસુમવિલા-મુંબઇ ૬.

આવૃત્તિ ૨ જી ] સન ૧૯૩૫. [ પ્રતિ ૨૦૦૦.

# પ્રસ્તાવના.

ॐ सर्वचैतन्यरूपां तामाद्यां च धीमहि। बुद्धिं या नः प्रचोदयात्॥
ब्रह्मविद्या जगद्धात्री सर्वेषां जननी तथा। यया सर्वमिदं व्याप्तं त्रैलोक्यं
सचराचरम्॥ सैव सेव्या च पूज्या च नान्यद्दैं देवतान्तरम्।

---

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः।
हसन्ति दुर्जनास्तत्र समादधति साधवः॥

"ચાલનાર પુરુષનું પ્રમાદથી કોઇ જગાએ પડવું અવશ્ય થાય છે, તેમાં દુર્જન પુરુષો હસે છે અને સાધુ પુરુષો તેનું સમાધાન કરે છે." એ ન્યાયનો આશ્રય કરી મ્હારા ભાષાંતરમાં કોઇ જગાએ ભ્રમપ્રમાદાદિ દોષોથી સ્ખલન થયું હોય તો વાંચનારે સુધારી લેવું એવી મ્હારી નમ્ર વિનતિ છે.

સર્વ મનુષ્યોએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સંપાદન કરવા એ તેમનું મુખ્ય કર્તવ્ય છે. ચાર પુરુષાર્થમાં પ્રધાન જે ધર્મ છે તેનું સ્વરૂપ જાણવા માટે ધર્મશાસ્ત્રના ગ્રંથોનું સારી રીતે અવલોકન કરવું જોઇએ; કારણ કે ધર્મશાસ્ત્રોની અંદર મહર્ષિઓએ પોતાના તપોમાહાત્મ્યથી ધર્મનું સ્વરૂપ યથાર્થ રીતે વર્ણવ્યું છે અને તે ધર્મશાસ્ત્રોનું પઠન પાઠન આજકાલ સારી રીતે જોવામાં આવતું નથી, તેથી આર્યપ્રજાનો મ્હોટો ભાગ યથાર્થ ધર્મના સ્વરૂપથી તદ્દન અનભિજ્ઞ છે એમ કહેવામાં મને કંઇ પણ અડચણ નથી.

પ્રિય વાંચનાર! તારા મનમાં ખાત્રી કરવી હોય તો કોઇ નિષ્પક્ષપાતી અને આસ્તિક ધર્મશાસ્ત્રને જાણનાર વિદ્વાન્ પુરુષની પાસેથી તું ધર્મશાસ્ત્રનું સારી રીતે શ્રવણ કર, જેથી ધર્મને બાને ચાલનારી પેઢીઓનું પોકળ તારા મનમાં આવી જશે, અને સત્ય ધર્મ આર્યાવર્તમાં કેવો હતો કે જે સત્યધર્મના પ્રભાવથી આર્યાવર્તની કેવી સારી ઉચ્ચ સ્થિતિ હતી એ સર્વનું સ્પષ્ટ રીતે તારા મનમાં ભાન થશે. તું તારા પોતાના અજ્ઞાનથી કોઇનાં ધર્મભાસ વચનો ઉપર ખોટો વિશ્વાસ મુકી ઠગાઇશ નહિં; કારણ કે આજકાલ

યુગના પ્રભાવથી અને સાક્ષર વર્ગમાં પણ એક બીજાના સંપના અભાવથી તેમ જ રાગદ્વેષાદિ દોષોથી ધર્મના સંબંધમાં મ્હોટો કોલાહલ થયા કરે છે. પરંતુ જ્યાંસુધી પોતાના મનમાં ઉદાર ભાવનાના અંકુરો ફુટ્યા નથી ત્યાંસુધી સાક્ષર માણસ જાણતાં છતાં સ્પષ્ટ રીતે જનસમૂહમાં નહીં બોલી શકે અને કદાપિ કોઇ બોલશે તોપણ હઠ્ઠાપંથીઓ તેના માથે સંસ્કાર કરવામાં બાકી નહી રાખે, એટલું જ નહિ પણ વાંચક વૃત્તિથી જીવનારો ભિક્ષુક વર્ગ પણ તેનું જેમ બને તેમ અનિષ્ટ કરવામાં બદ્ધપરિકર થશે, માટે મારી સૂચના ધ્યાનમાં લઇ ઋષિ મુનિઓના ગ્રંથોનું તું અવલોકન કર અને તેમાંથી તને સત્ય ધર્મનું સ્વરૂપ મળી આવશે. ધર્મને બાને પૂજાતા ગાદીધારી આચાર્યોપાસેથી તને ધર્મનું સ્વરૂપ માલમ નહી પડી આવે; કારણ કે તેમાં મ્હોટો ભાગ તો વિદ્યા દેવીની સાથે સદાને માટે વૈર કરનારો છે અને નિરક્ષર માણસો પાસે પોતાને પૂજાવનારો છે માટે તે તરફ ધ્યાન ન આપતાં ધર્મશાસ્ત્રનું તું સારી રીતે અવલોકન કર.

કારણ કે ધર્મ જ આ લોકમાં અને પરલોકમાં સુખ સંપાદન કરવાનું પ્રધાન સાધન છે. અર્થ (પઇસો) પણ ધર્મને રસ્તેથી મેળવેલો હોય તો તે પણ ધર્મનાં સત્કાર્યોમાં ઉપયોગી થાય છે એટલું જ નહી પરંતુ ત્રીજો પુરુષાર્થ જે કામ (ઇચ્છાધીન સુખ) તે પણ સિદ્ધ થાય છે. અર્થ અને કામ એ બે ધર્મને અધીન છે, પૂર્વભવ (જન્મ) માં અથવા આ જ ભવ (જન્મ) માં ઉત્કટ રીતે કરેલા ધર્મનું ફ્લ અર્થરૂપ અથવા કામરૂપ જેવી પોતાની વાસના હોય તદનુસાર ધર્મકર્તાને પ્રાપ્ત થાય છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ધર્મ, અર્થ, કામ એ ત્રણેનો પરસ્પર સંબંધ છે, અને ચતુર્થ પદાર્થ જે મોક્ષ તે તો ઘણો જ દુર્ઘટ છે તેનો વિચાર હાલમાં કરતા નથી.

ઉપર વર્ણન કરેલા ત્રણ પુરુષાર્થોમાં જગન્નિયંતા પરમેશ્વરની શક્તિનો વિલાસ જોવામાં આવે છે. જેવી રીતે અગ્નિની દાહક શક્તિ અગ્નિથી ભિન્ન નથી તેમ જ પરમાત્માની શક્તિ પરમાત્માથી ભિન્ન નથી પરંતુ અભિન્ન જ છે. તે પરમાત્માની શક્તિનો વિલાસ યાવત્ જગતમાં મહાલક્ષ્મીરૂપે, મહાસરસ્વતીરૂપે અને મહાકાલીરૂપે

પ્રસરેલો છે, અને તેને જ આધારે આખા વિશ્વની ઘટના ચાલ્યા કરે છે. જગન્નિયંતા પરમેશ્વરની ઇચ્છાથી આ ત્રણે શક્તિમાંથી કોઇનો હ્રાસ તો કોઇની વૃદ્ધિ એવી રીતે પરિવર્તન જોવામાં આવે છે. પરમાત્માની શક્તિનો વિલાસ ગૌરી, લક્ષ્મી, સરસ્વતી, હૈમવતી, ચંડી, નારાયણી, એવાં અનેક નામોથી શાસ્ત્રોની અંદર જોવામાં આવે છે, એટલુંજ નહી પરંતુ વેદની અંદર પણ ભગવતીની મૂર્તિનો પ્રાદુર્ભાવ સ્પષ્ટ રીતે મળી આવે છે.

સામવેદની તવલકાર શાખાના કેન નામના ઉપનિષદ્‌ના ત્રીજા ખંડમાં નીચે પ્રમાણે વર્ણન જોવામાં આવ્યું છે. દેવતાઓના અને અસુરોના રણસંગ્રામમાં દેવતાઓનો વિજય થયો અને અસુરોનો પરાભવ થયો; ત્યારે દેવતાઓને પોતાના મનમાં પોતાના મહિમાનો અભિમાનાવેશ થયો, અને તેઓ એમ જ બોલવા લાગ્યા કે, "આ અમારો જ વિજય છે, અમે જ પ્રબલ છીએ, અમારા શિવાય બીજો કોઇ પણ નથી" એવા અભિમાનથી જગન્નિયંતા પરમેશ્વરને ભુલી જઇ પોતાના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યા. પરમાત્માએ જાણ્યું કે દેવતાઓના મનમાં અભિમાન અને મહત્તા આવી ગઇ છે. મારી સત્તાથી તેમનો વિજય થયો છે એમ તેઓ જાણતા નથી, પરંતુ પોતાના પરાક્રમની પ્રશંસા કરે છે; એવું જાણી તેમનું અભિમાન ઉતારવા પરમાત્માએ તે દેવતાઓને એક યક્ષનું રૂપ બતાવ્યું. તેને જોઇને બધા દેવતાઓ પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યા કે, અરે! આ કોણ છે? અકસ્માત્ આવું રૂપ કયાંથી આવીને ઉભું રહ્યું, એવો વિચાર કરી અગ્નિ આદિ બધા દેવતાઓ તેની પાસે ગયા. આ યક્ષ છે એવો નિશ્ચય કરીને સર્વ દેવો પ્રધાન અગ્નિને કહેવા લાગ્યા કે, આ યક્ષ છે તેની પાસે તમે જાવ. પછી અગ્નિ તે યક્ષની પાસે ગયો. તેને જોઇ યક્ષે પુછયું કે, તું કોણ છે? અગ્નિએ ઉત્તર આપ્યો કે હું અગ્નિ છું ને મારું બીજું નામ જાતવેદસ છે. પછી યક્ષ બોલ્યો કે, તારામાં શું સામર્થ્ય છે? ત્યારે અગ્નિને કહ્યું કે આ જગત્‌ની અંદર જેટલી વસ્તુઓ જોવામાં આવે છે તેને બાળીને ભસ્મ કરી નાખું એવું મારું સામર્થ્ય છે. અહો! તારું એવું સામર્થ્ય છે, એમ કહી પેલા યક્ષે અગ્નિના સન્મુખ એક ઘાસનું તૃણ લાવીને

મૂકયું અને કહ્યું કે, આને બાળ જોઇએ. અગ્નિદેવ તૃણની પાસે ગયો પરંતુ કોઇ પણ રીતે તે ઘાસના તૃણને બાળી શકયો નહી ત્યારે તે ત્યાંથા પાછો ફર્યો અને કહેવા લાગ્યો કે, હું જાણી શકતો નથી કે આ એક યક્ષ કોણ છે. પછી દેવતાઓ વાયુને પૂછવા લાગ્યા કે, હે વાયુ! આ કોણ છે એ તમે જાણો છો? વાયુએ કહ્યું હા, એ યક્ષ છે. એમ કહી યક્ષની પાસે આવ્યો એટલે યક્ષે તેને પૂછયું કે, તું કોણ છે? ત્યારે ઉત્તર આપ્યો કે, હું વાયુ છું અને મારું બીજું નામ માતરિશ્વા (આકાશમાં ગતિ કરનાર) છે. ત્યારે યક્ષે પૂછયું કે, અહો! તારામાં શું પરાક્રમ છે? વાયુએ કહ્યું, આ પૃથ્વીમાં જે કાંઇ દેખાય છે તેને હું ગ્રહણ કરી શકું છું અર્થાત્ સર્વને ચલાવી શકું છું. યક્ષે તેની પાસે ઘાસનું તૃણ મુકયું અને કહ્યું કે, આને ચલાયમાન કર. વાયુ કોઇ પણ રીતે તેને ચલાવી શકયો નહી અને પાછો ફરી કહેવા લાગ્યો કે, હું જાણી શકતો નથી કે આ યક્ષ કોણ છે. પછી બધા દેવતાઓ મળી સ્વર્ગના રાજા ઇંદ્રને પૂછવા લાગ્યા કે, હે મઘવન્(ઇંદ્ર)! આ કોણ છે તેને તમે જાણોછો? ઇંદ્રે કહ્યું હા, આ એક યક્ષ છે. એમ બોલી ઇદ્ર તેની પાસે જાય છે તેટલામાં તે યક્ષનું સ્વરૂપ તિરોધાન થઈ ગયું અને જે દેખાયું હતું તે ભાગમાં [illegible] વર્ણન નીચે પ્રમાણે છે.

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमां
हैमवतीं ताꣳहोवाच किमेतद्यक्षमिति ॥ २६ ॥ १२ ॥

તેજ આકાશમાં ઘણીજ રૂપાળી અને ઉમા એટલે બાલ્યાવસ્થામાં માતાએ તપશ્ચર્યા કરવાની મનાઇ કરી તેથી ઉમા અને હૈમવતી એટલે હિમાલયની પુત્રી એમ ઉમા હૈમવતી એવાં જેનાં નામો છે એવી સ્ત્રી આવીને ઉભી રહી અને તેને જોઇ બધા દેવતાઓ તેની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, જે યક્ષ હતો તેના સ્થાનાપન્ન આ એક સ્ત્રી આવીને ઉભી છે. આવો ઇતિહાસ વેદની અંદર છે તેથી આપણે સ્પષ્ટ રીતે જાણી શકીએ છીએ કે ભગવતીનો પ્રાદુર્ભાવ વેદમાં વર્ણવ્યો છે અને તે જ ભગવતીને મહિષાસુર, ચંડ, મુંડ, શુંભ, નિશુંભ, રક્તબીજ વગેરે મહા પ્રબલ અસુરોનો સંહાર

કારણ તે તે અવતારો ધારણ કરવા પડ્યા છે. અને અવતારો ધારણ કરી ભગવતીએ જે જે પોતાનું પરાક્રમ તેમ ચરિત્ર લોકોની અંદર બતાવ્યું છે તેનું વર્ણન શ્રીદેવીભાગવતમાં સારી રીતે કરવામાં આવ્યું છે. દેવીભાગવતના સંબંધમાં મ્હોટો વિવાદ ચાલે છે કે શ્રીમદ્‌ભાગવત વ્યાસ મુનિનું રચેલું નથી, પરંતુ બોપદેવ નામના મહાપંડિતનું બનાવેલું છે અને દેવીભાગવત વ્યાસજીનું બનાવેલું છે. વૈષ્ણવ સંપ્રદાયના પંડિતોનું એવું માનવું છે કે દેવીભાગવત બોપદેવ પંડિતનું બનાવેલું છે અને શ્રીમદ્‌ભાગવત વ્યાસજીનું બનાવેલું છે. આમ પરસ્પર વિવાદનો નીવેડો હજી સુધી સ્પષ્ટ રીતે થયો નથી. ભલે ગમે તેમ હોય અને ગમે તેણે બનાવેલું હોય પરંતુ તત્વદર્શિઓએ બંને ભાગવતમાંથી સાર લેવો એ જ ઉત્તમ માર્ગ છે. મેં યથામતિ બંને ભાગવતો જોયેલાં છે અને બંનેમાં ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરેના સારા બોધદાયક ઈતિહાસો ગુંથવામાં આવ્યા છે કે જેના સાંભળવાથી કોઇ પણ મનુષ્ય અવળે માર્ગે ચઢે તેવો સંભવ નથી; માત્ર આ સ્થળે મારે એટલું તો સ્પષ્ટ રીતે કહેવું પડશે કે બંને ભાગવતોમાં અસલ શ્રીવેદ-વ્યાસની કૃતિ કરતાં પાછળના ભાગમાં સંપ્રદાય પ્રવર્તકોએ ઘાલમેલ સારી રીતે કરી છે, તોપણ બંને પુસ્તકો મંદાધિકારીઓને માટે સારાં જ છે અને હાલ તેનો પ્રચાર પણ છે. શ્રીદેવીભાગવતના સપ્તમ સ્કંધમાં દેવીગીતા છે અને તેના દશ અધ્યાય છે, હિમાલય અને જગદંબાનો સંવાદ છે. જગદંબાએ પોતાના સ્વરૂપનું વર્ણન કરીને બતાવ્યું છે, તે ઉપરાંત પોતાની પૂજાનો વિધિ યથાર્થ રીતે બતાવ્યો છે. પ્રિય વાંચનાર ! આ પુસ્તક વાંચવાથી તારો પ્રયાસ નિષ્ફળ નહિ થાય અને તને કાંઇ પણ અપૂર્વ વસ્તુનો લાભ થશે કે જે વસ્તુ તારા જાણવામાં કોઇ પણ દિવસ આવી નહિ હોય એવી કેટલીક વસ્તુઓનો પ્રસંગોપાત સમાવેશ કરવામાં આવ્યો છે અને તે પ્રસંગ વાંચતી વખતે જણાઇ આવશે. વધારે લખવું એ અતિશ-યોક્તિ જેવું છે. જગદંબાની આરાધના કરનારા ભક્તોએ તો આ પુસ્તક અવશ્ય મનન કરવા જેવું છે; કારણ કે આ પુસ્તકની અંદર જગદંબાએ પોતે જ શ્રી મુખથી પોતાનાં વ્રતો, ઉત્સવો, પીઠસ્થાનો,

બીજમંત્રો વગેરેનું સ્પષ્ટીકરણ કરેલું છે, શિવાય ભગવતીનું ધ્યાન કરવામાં ચિત્તની એકાગ્રતા થાય માટે યોગનો પ્રકાર પણ સારી રીતે વર્ણન કરવામાં આવ્યો છે અને યોગમાર્ગમાં જે હઠયોગ અને રાજયોગ એ બે પ્રકાર છે તે પણ યથાર્થ રીતે બતાવ્યા છે કે જે યોગમાર્ગ જ્ઞાન મેળવવામાં એક પરમ સાધનભૂત ગણેલો છે. જો કે આજકાલના કેટલાક વેદાંતની વાતો કરનારા શુષ્ક વેદાંતીઓને તો યોગના ઉપર અનાદર હોય છે, પરંતુ યથાર્થ બ્રહ્મવિદ્યાના અભ્યાસકો તો અવશ્યમેવ યોગાભ્યાસીઓ હોય છે, કારણ કે યોગ શિવાય ચિત્તની એકાગ્રતા થતી જ નથી અને આહાર વિહારના નિયમો પણ રહી શક્તા નથી. માટે જ્ઞાનીઓએ તેમ જ ઉપાસના માર્ગમાં પ્રવૃત્ત પુરુષોએ થોડો ઘણો અવશ્યમેવ યોગાભ્યાસ કરવો જોઇએ અને તે યોગનું સ્વરૂપ સારી રીતે આ પુસ્તકની અંદર વર્ણન કરવામાં આવ્યું છે. યોગથી ચિત્તની શુદ્ધિ થાય છે અને શુદ્ધચિત્તની અંદર પડેલું જ્ઞાન લાંબા વખત સુધી ટકી રહે છે અને અંત કાલે પણ તેજ જ્ઞાન મોક્ષનું પરમ સાધન થઇ પડે છે જેઓ બિલકુલ પણ યોગનો અભ્યાસ કરતા નથી તેઓ જ્ઞાનની વાતો કરનારા છતાં પણ તેમનાં અંતઃકરણ સર્વથા મલિન જ હોય છે અને મલિન અંતઃકરણમાં પડેલું જ્ઞાન જેમ ધકધકતા તપાવેલા લોઢા ઉપર પાણીનું બિંદુ તરત જ નાશ પામે છે તેમ નાશ પામે છે. માટે વિદ્વાનોએ અંતઃકરણની વૃત્તિઓને સમેટી લેવામાં પરમ સાધન યોગનુ સેવન કરવું જોઇએ.

દ્વિજોની પરમ ઉપાસ્ય દેવતા ગાયત્રી છે અને તે મંત્રમાં એવો પ્રભાવ છે કે તેનો વિશેષ જપ કરવાથી વિશ્વામિત્ર જેવા રાજર્ષિ પણ બ્રહ્મર્ષિપદને પ્રાપ્ત થયા હતા. તે ગાયત્રી પણ એક પરાંબાની વિભૂતિ છે અને તેનું સેવન કરનારાઓમાં કેવો પ્રભાવ આવી જાય છે એ સર્વ આસ્તિક મુમુક્ષુઓના જાણવામાં છે. માટે ગાયત્રીનું યથાર્થ સ્વરૂપ જાણવાનું સાધન આ ગ્રંથ થઇ પડે તેમ છે, એમ જાણીને પરાંબાના ઉપાસકોએ આ ગ્રંથનું સારી રીતે અવલોકન કરવું જોઇએ.

સંવત્ ૧૯૬૩. શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ.
(રાયકવાલ)

अथ

# श्री देवी गीता.

## गुजराती भाषान्तरसहित.

### अध्याय १ लो. *

हिमालय पर भगवतीनुं प्रागट्य अने देवो तथा हिमालये करेली स्तुति.

॥ जनमेजय उवाच ॥

धराधराधीशमौलावाविरासीत्परं महः ॥
यदुक्तं भवता पूर्वं विस्तराचद्वदस्व मे ॥ १ ॥

જનમેજય રાજા પૂછે છે કેઃ-હે મહારાજ! હે વેદવ્યાસજી! પૂર્વે તમે એમ કહ્યું હતું કે, "પર્વતોના રાજા હિમાલય પર્વતના શિખર ઉપર ભગવતી પાર્વતીની અત્યંત તેજોમય મૂર્તિ પ્રકટ થઇ હતી." તો હે ભગવન્! આપ એ કથા મને વિસ્તારથી વર્ણન કરીને કહો. ૧

को विरज्येत मतिमान्पिबञ्छक्तिकथामृतम् ॥
सुधां तु पिबतां मृत्युः स नैतच्छृण्वतो भवेत् ॥ २ ॥

ભગવતીની કથારૂપી અમૃતનું પાન કરનાર બુદ્ધિમાન્ કોણ પુરુષ નિવૃત્તિ પામે? અર્થાત્ આવી ઉત્તમ કથારૂપી અમૃતનું પાન કરનાર કોઇ પણ નિવૃત્તિ પામે નહિ. અમૃતનું પાન કરવાવાળા જે દેવતાઓ તેમનું જે મૃત્યુ છે તે ભગવતીની કથારૂપી અમૃતનું શ્રવણ કરનારાઓનું થતું જ નથી, અર્થાત્ સ્વર્ગમાં રહેવાવાળા જે દેવતાઓ તે તો તેમનું જ્યાં સુધી પુણ્ય હોય છે ત્યાં સુધીજ સ્વર્ગમાં અમૃતપાન કરી નાના પ્રકારના સુખનો અનુભવ કરે છે, અને જ્યારે પુણ્યનો ક્ષય હોય છે ત્યારે તરતજ તેઓ પાછા મૃત્યુલોકમાં આવી પુનરપિ જન્મમરણને પ્રાપ્ત થાય છે, પરંતુ ભગવતીની

---

* આ અધ્યાયમાં તારકાસુરના ભયથી વિષ્ણુસહિત દેવોએ વિવિધ પ્રકારે કરેલી દેવીની આરાધના, ભગવતીનું હિમાલય પર પ્રગટ થવું, દેવોએ કરેલી સ્તુતિ, દેવીવચન અને હિમાલયની પ્રાર્થના એ સંબંધી કથા કહેવામાં આવી છે.

કથારૂપી અમૃતનું પાન કરનારા મહાત્માઓ તો ફરીને જન્મ-મરણને પામતા નથી, એ આ શ્લોકમાં જણાવ્યું છે. ૨

॥ व्यास उवाच ॥

धन्योऽसि कृतकृत्योऽसि शिक्षितोऽसि महात्मभिः ॥
भाग्यवानसि यद्देव्यां निर्व्याजा भक्तिरस्ति ते ॥ ३ ॥

આ પ્રકારનું રાજા જનમેજયનું વચન સાંભળી વેદવ્યાસ મહારાજ બોલ્યા કે:–હે રાજન્! તું ધન્ય છે, કૃતકૃત્ય છે, મહાત્મા પુરુષોએ તને સારો ઉપદેશ આપેલો છે, તું ભાગ્યવાન્ છે, જેથી તારી ભગવતીનાં ચરણકમલમાં નિષ્કામ ભક્તિ છે, અર્થાત્ કામના (મતલબ) થી તો બધાએ ભક્તિ કરે છે, પરંતુ નિષ્કામ (કોઈ પણ પ્રકારની આશા નહિ રાખી) જે ભક્તિ કરવી એજ ઉત્તમ ભક્તિ કહેવાય છે અને તે ભક્તિનું ચિન્હ તારામાં દેખાઇ આવે છે તેથી તને ધન્ય છે. ૩

शृणु राजन्पुरा वृत्तं सतीदेहेऽग्निभर्जिते ॥
भ्रान्तः शिवस्तु बभ्राम क्वचिद्देशे स्थिरोऽभवत् ॥ ४ ॥

હે રાજન્ જનમેજય! આગળ થઈ ગએલું વૃત્તાંત તું સાંભળ. *સતીએ પોતાનો દેહ જ્યારે અગ્નિમાં પડી બાળી મુકયો ત્યારે પછી શિવજી બાવરા થઇને પૃથ્વી ઉપર ભટકવા લાગ્યા, અને આખરે કોઈ એક સ્થાનમાં સ્થિર થઇને બેઠા. ૪

प्रपञ्चभानरहितः समाधिगतमानसः ॥
ध्यायन्देवीस्वरूपं तु कालं निन्ये स आत्मवान् ॥ ५ ॥

પ્રપંચનું જેમને બિલકુલ ભાન નથી અને સમાધિમાં જેમનું મન લાગેલું છે એવા અને દેવીના સ્વરૂપનું ધ્યાન કરનાર તે જ્ઞાની શિવજી પોતાનો કાળક્ષેપ કરવા લાગ્યા. અર્થાત્ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં જ્યારે સતીએ પોતાનું શરીર બાળીને ભસ્મ કર્યું ત્યારે

---

* દક્ષ પ્રજાપતિને ઘેર પહેલવેહેલો જ્યારે ભગવતીનો જન્મ થયો ત્યારે તેમનું નામ સતી હતું અને હિમાલયને ત્યાં ઉત્પત્તિ થવાથી બીજીવાર પાર્વતી એવું નામ પડ્યું.

શિવજીના મનમાં ઘણી જ ઉદાસીનતા આવી અને એકાંત સ્થલમાં બેસી ભગવતીના સ્વરૂપનું તેઓ ધ્યાન કરવા લાગ્યા. ૫

सौभाग्यरहितं जातं त्रैलोक्यं सचराचरम् ॥
शक्तिहीनं जगत्सर्वं साब्धिद्वीपं सपर्वतम् ॥ ६ ॥

જ્યારે સતીએ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં બળીને પોતાના દેહનો ત્યાગ કર્યો અને તે જગતનું મંગલરૂપ સ્વરૂપ આ જગતમાંથી નાશ પામ્યું ત્યારે આ સચરાચર ત્રણે લોક મંગલરહિત થયા, અર્થાત્ બધી જગાએથી મંગલનો અભાવ થયો અને પર્વત, દ્વીપ તથા સમુદ્રસહિત આ બધું જગત્ શક્તિહીન થયું. ૬

आनन्दः शुष्कतां यातः सर्वेषां हृदयान्तरे ॥
उदासीनाः सर्वलोकाश्चिन्ताजर्जरचेतसः ॥ ७ ॥

દેવતાઓ,મનુષ્યો વગેરે સર્વના હૃદયમાં રહેલો આનંદનાશ થઈ ગયો, અને ચિંતાથી જેમનું ચિત્ત જર્જર થયું છે એવા બધા લોકો ઉદાસીન થઈગયા,અર્થાત્ જ્યારે સતીએ અગ્નિમાં પ્રવેશ કરી પોતાના પ્રાણ છોડી દીધા ત્યારે સર્વના મનમાં એક જાતની ચિંતા ઉત્પન્ન થઈ કે, 'હવે આ જગતમાં શું શું થશે ?' ૭

सदा दुःखोदधौ मग्ना रोगग्रस्तास्तदाऽभवन् ॥
ग्रहाणां देवतानां च वैपरीत्येन वर्तनम् ॥ ८ ॥

સતીનાં ચરણારવિંદ જ્યારથી આ પૃથ્વીને છોડી નિજધામ ગયાં ત્યારથી નિરંતર દુઃખરૂપી સમુદ્રમાં આ બધા લોકો ડુબવા લાગ્યા અને બધાઓનાં શરીરમાં રોગની ઉત્પત્તિ થઇ, તેમ સૂર્ય ચંદ્ર વગેરે આકાશમાં રહેલા ગ્રહોની ગતિ પણ અવળી થવા લાગી, કારણ કે તેમનું શાસન કરવાવાળું કોઇ રહ્યું નહિ. ૮

अधिभूताधिदैवानां सत्यभावान्नृपाभवन् ॥
अथास्मिन्नेव काले तु तारकाख्यो महासुरः ॥ ९ ॥

હે રાજન્ ! આ પૃથ્વીમાં સતી ( ભગવતી ) ના અભાવને લીધે આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણે પ્રકારના તાપ

લોકોને થવા લાગ્યા. આ બધું અનિષ્ટ તો સર્વને થાય છે એટલામાં તો " તારક " નામનો મહાઅસુર ઉત્પન્ન થયો. ૯

ब्रह्मदत्तवरो दैत्योऽभवत्त्रैलोक्यनायकः ॥
शिवौरसस्तु यः पुत्रः स ते हन्ता भविष्यति ॥ १० ॥

બ્રહ્માએ જેને વરદાન આપ્યું છે એવો તે તારકાસુર દૈત્ય ત્રણ લોકનો નાયક થયો, અર્થાત્ ત્રણ લોકનું રાજ્ય કરવા લાગ્યો; અને દેવતાઓએ તેને એમ પણ કહ્યું કે, શિવજીનો ઔરસ પુત્ર (શિવજીના વીર્યથી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર) તારો હણવાવાળો થશે. ૧૦

इति कल्पितमृत्युः स देवदेवैर्महासुरः ॥
शिवौरससुताभावाज्जगर्ज च ननन्द च ॥ ११ ॥

આ પ્રકારે દેવતાઓએ જેના મૃત્યુની કલ્પના કરી છે એવો તે તારકાસુર પોતાના મનમાં આનંદ પામવા લાગ્યો કે, શિવજીની સ્ત્રી જે સતી તેણે તો પોતાનો દેહ અગ્નિમાં બાળી નાંખ્યો છે અને બીજી સ્ત્રી તો છે જ નહિ તો તેમનો ઔરસ પુત્ર થવાનો જ નથી એટલે મારું મૃત્યુ પણ નહિ થાય, એમ જાણી તે દૈત્ય પોતાના મનમાં આનંદ પામી ગર્જના કરવા લાગ્યો. ૧૧

तेन चोपद्रुताः सर्वे स्वस्थानात्प्रच्युताः सुराः ॥
शिवौरससुताभावाच्चिन्तामापुर्दुरत्ययाम् ॥ १२ ॥

તે તારકાસુરે ઉપદ્રવ કરેલા સર્વ દેવતાઓ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયા, અર્થાત્ પોતાના સ્થાનોને છોડી બીજી જગ્યાએ ચાલ્યા ગયા, અને 'શિવજીનો ઔરસ પુત્ર તો થવાનો નથી,' એમ જાણી પોતાના મનમાં ઘણી જ ચિંતા કરવા લાગ્યા. અર્થાત્ શિવજીની સ્ત્રી જે સતી તેણે પોતાનો દેહ અગ્નિમાં પડી બાળી નાખ્યો છે તો હવે શિવજીનો પુત્ર કેવી રીતે ઉત્પન્ન થાય કે જે આ તારકાસુરને મારે, એવી ચિંતા કરવા લાગ્યા. ૧૨

नाङ्गना शङ्करस्यास्ति कथं तत्सुतसंभवः ॥
अस्माकं भाग्यहीनानां कथं कार्यं भविष्यति ॥ १३ ॥

દેવતાઓ પોતાનાં સ્થાનો છોડીને ચાલ્યા ગયા એટલું જ નહિ, પરંતુ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, શંકરને સ્ત્રી તો છે જ નહિ, કારણ કે શંકરની સ્ત્રી સતીએ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં પોતાનો દેહ અગ્નિમાં પડી બાળી મુકયો છે, પછી શંકરથી પુત્રની ઉત્પત્તિ થવાનો સંભવ જ નથી તો ભાગ્યહીન એવા જે અમે તે અમારૂં કાર્ય કેવી રીતે સિદ્ધ થશે? અર્થાત્ હાલમાં શિવજી સ્ત્રીરહિત છે તો તેમનાથી પુત્રની ઉત્પત્તિ થવાનો તો સંભવ જ નથી એટલે તારકાસુરનો વધ પણ થાય તેમ નથી. ૧૩

इति चिन्तातुराः सर्वे जग्मुर्वैकुण्ठमण्डले ॥
शशंसुर्हरिमेकान्ते स चोपायं जगाद ह ॥ १४ ॥

એ પ્રકારે અત્યંત ચિંતાતુર એવા તે સમગ્ર દેવતાઓ એકઠા મળીને વૈકુંઠમાં ગયા, અને ત્યાં જઇને એકાંતમાં બેઠેલા શ્રીહરિને જોઇને સ્તુતિ કરવા લાગ્યા. સ્તુતિ કર્યા પછી ભગવાને તેમના આગમનનું કારણ પૂછ્યું અને દેવતાઓએ બધું વૃત્તાંત કહી બતાવ્યું. પછી ભગવાન્ તારકાસુરના વધનો ઉપાય કહેવા લાગ્યા. ૧૪

कुतश्चिन्तातुराः सर्वे कामकल्पद्रुमा शिवा ॥
जागर्ति भुवनेशानी मणिद्वीपाधिवासिनी ॥ १५ ॥

હે દેવતાઓ! તમે શું કરવાને અત્યંત ચિંતા કરો છો? કારણ કે સર્વ ભુવનની ઇશ્વરી, મણિદ્વીપમાં નિવાસ કરનારી અને કલ્પવૃક્ષસમાન મનોરથોને પરિપૂર્ણ કરનારી ભગવતી (શિવા) આ ભૂમંડલમાં જાગે છે. અર્થાત્ જેણે આ ભૂમંડલની રચના કરી છે તે ભગવતી જાગે છે પણ સુઇ રહી નથી તેથી તમારે ચિંતા કરવાનું કારણ નથી. ૧૫

अस्माकमनयादेव तदुपेक्षास्ति नान्यथा ॥
शिक्षितेयं जगन्मात्रा कृताऽस्मच्छिक्षणाय च ॥ १६ ॥

હે દેવતાઓ! તમે કદાચિત્ એવી શંકા કરશો કે, જો ભગવતી જાગૃત છે તો આવા સમયમાં ઉપેક્ષા કેમ કરીને બેઠાં છે? તો તેનું સમાધાન એ છે કે, આપણા અપરાધથી જ ભગવતીએ ઉપેક્ષા કરી

છે. તે ઉપેક્ષા આપણા નાશને સારૂં નથી, પરંતુ શિક્ષા કરવાને લાયક જે આપણે તેઆપણને શિક્ષણ આપવા સારૂ ભગવતીએ આ શિક્ષા કરી છે કે, ફરીથી મારો આવો અપરાધ તમે કરો નહિ. અર્થાત્ દક્ષપ્રજાપતિએ શિવજીનું અપમાન કરવા જે યજ્ઞનો આરંભ કર્યો તે યજ્ઞમાં શિવજીને જે રુદ્રભાગ આપવો જોઇએ તે કલ્પ્યો ન હતો તેમજ શિવજીને યજ્ઞમાં નિમંત્રણ પણ ન કર્યું. સતી ભગવતીએ પોતાના પિતાને ઘેર યજ્ઞનો સમારંભ સાંભળ્યો અને વગર નિમંત્રણે યજ્ઞમાં ગયાં. ત્યાં તેમનું અપમાન થયું અને આખરે સતીને બળી મરવું પડયું. જ્યારે આ જગત્‌નાં અધિષ્ઠાત્રી સતી બળી મર્યાં ત્યારે હે દેવતાઓ! તમને ઉચિત હતું કે દક્ષના યજ્ઞમાંથી તમારે ચાલ્યું જવું હતું, પરંતુ તમે ચાલ્યા ગયા નહિ તેથી સતીના મનમાં ઘણો જ રોષ આવ્યો કે, દેવતાઓને પણ કોઇ રીતે શિક્ષા કરવી કે જેથી તેમનો મદ ઉતરે, એમ જાણી તમારો મદ ઉતારવા માટે ભગવતી હાલ ઉદાસીન છે. પરંતુ તમે ચિંતા કરશો નહિ; તે જ દયાળુ ભગવતી આપણી સર્વની ચિંતા દૂર કરશે. એવો શ્રીહરિનો કહેવાનો અભિપ્રાય છે. ૧૬

लालने ताडने मातुर्नाकारुण्यं यथाऽर्भके ॥
तद्वदेव जगन्मातुर्नियन्त्र्या गुणदोषयोः ॥ १७ ॥

જેવી રીતે પોતાની માતા પુત્રના ગુણદોષને જોઇ વખત પ્રમાણે લાલન પણ કરે છે અને તાડન પણ કરે છે, પરંતુ સર્વથા પુત્ર ઉપર દયાદૃષ્ટિથીજ જુવે છે તેમજ આ જગત્‌ની નિયંત્રી જે જગન્માતા તે પણ આપણા ગુણદોષ પ્રમાણે લાલન્ પાલન કરે છે, પરંતુ સર્વથા આપણા ઉપર દયાદૃષ્ટિથીજ જુવે છે. ૧૭

अपराधो भवत्येव तनयस्य पदेपदे ॥
कोऽपरः सहते लोके केवलं मातरं विना ॥ १८ ॥

પુત્રનો અપરાધ પગલે પગલે થયા જ કરે છે, અને તે અપરાધને એક પોતાની માતા શિવાય આ લોકમાં બીજું કોણ સહન કરે છે? અર્થાત્ કોઇ જ નહિ. ૧૮

तस्माद्यूयं पराम्बां तां शरणं यात मा चिरम् ॥
निर्व्याजया चित्तवृत्त्या सा वः कार्यं विधास्यति ॥ १९ ॥

હે દેવતાઓ ! તેથી તમે બધા એ પરા અંબા ( આદ્ય શક્તિ) ને શરણે જાઓ, એમાં વિલંબ કરશો નહિ. તે ભગવતી પરમ દયાળુ હોવાથી ઉદાર ચિત્તની વૃત્તિવડે તમારું કાર્ય સિદ્ધ કરશે. ૧૯

इत्यादिश्य सुरान्सर्वान्महाविष्णुः स्वजायया ॥
संयुतो निर्जगामाशु देवैः सह सुराधिपः ॥ २० ॥

એ પ્રકારે સમગ્ર દેવતાઓને આજ્ઞા કરી પોતાની સ્ત્રી લક્ષ્મી-સહિત મહાવિષ્ણુ અને દેવોએ સહિત દેવોનો રાજા જે ઇંદ્ર તે બધા મળી પરા અંબાનું આરાધન કરવા નિકળ્યા. ૨૦

आजगाम महाशैलं हिमवन्तं नगाधिपम् ॥
अभवंश्च सुराः सर्वे पुरश्चरणकर्मिणः ॥ २१ ॥

સર્વ દેવતાઓ મળીને પર્વતોના અધિપતિ મહાશૈલ હિમાલય પ્રતિ આવ્યા અને અંબાપ્રીત્યર્થે તે સર્વે દેવતાઓએ પુરશ્ચરણ ક્રિયાનો આરંભ કર્યો. અર્થાત્ વિષ્ણુસહિત સર્વ દેવતાઓ પરા અંબાની પ્રીતિસારુ પુરશ્ચરણ કરવા લાગ્યા. ૨૧

अम्बायज्ञविधानज्ञा अम्बायज्ञं च चक्रिरे ॥
तृतीयादिव्रतान्याशु चक्रुः सर्वे सुरा नृप ॥ २२ ॥

જગદંબાનો યજ્ઞ કેવી રીતે કરવો તેના વિધિને યથાર્થ જાણનારા તે સર્વ દેવતાઓ ભગવતીનો યજ્ઞ કરવા લાગ્યા. અર્થાત્ યજ્ઞ કરવાથી દેવતાઓ જલદી પ્રસન્ન થાય છે એમ જાણી તેમણે ભગવતીનો યજ્ઞ કર્યો. હે રાજન્ ! તેમ તે સર્વ દેવતાઓ તૃતીયાને આદિ લઇ વ્રતો પણ જલદી કરવા લાગ્યા. અર્થાત્ તૃતીયાદિ વ્રતો કેજે ભગવતી પોતેજ હિમાલય પ્રતિ આગળ વર્ણન કરીને કહેશે તે વ્રતોનું પણ આચરણ કરવા લાગ્યા. ૨૨

केचित्समाधिनिष्णाताः केचिन्नामपरायणाः ॥
केचित्सूक्तपराः केचिन्नामपारायणोत्सुकाः ॥ २३ ॥

કેટલાએક દેવતાઓ સમાધિ લગાવી ભગવતીનું ધ્યાન કરવા લાગ્યા, કેટલાએક નામનો જપ કરવા લાગ્યા, કેટલાએક રાત્રિસૂક્ત, દેવીસૂક્ત વગેરેનો પાઠ કરવા લાગ્યા અને કેટલાએક નામનું પારાયણ કરવા લાગ્યા. ૨૩

मन्त्रपारायणपराः केचित्कृच्छ्रादिकारिणः ॥
अन्तर्यागपराः केचित्केचिन्न्यासपरायणाः ॥ २४ ॥

કેટલાએક દેવતાઓ ભગવતીના મંત્રનું પારાયણ કરવા લાગ્યા, કેટલાએક કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતો કરવા લાગ્યા, કેટલાએક પોતાના મનમાં માનસિક સમાધિવડે યજ્ઞ કરવા લાગ્યા અને કેટલાએક અંગન્યાસ, કરન્યાસ કરવા લાગ્યા. ૨૪

हृल्लेखया पराशक्तेः पूजां चक्रुरतन्द्रिताः ॥
इत्येवं बहुवर्षाणि कालोऽगाज्जनमेजय ॥ २५ ॥

વળી કેટલાએક દેવતાઓ આલસ્યરહિત થઇને હ્રલ્લેખા એટલે માયાબીજમંત્ર-ભુવનેશ્વરીમંત્રવડે પરા અંબાનું પૂજન કરવા લાગ્યા. હે જનમેજય ! એ પ્રકારે યજ્ઞ, પાઠ, જપ, ધ્યાન કરતાં કરતાં ઘણાં વર્ષો વીતિ ગયાં. ૨૫

अकस्माच्चैत्रमासीयनवम्यां च भृगोर्दिने ॥
प्रादुर्बभूव पुरतस्तन्महः श्रुतिबोधितम् ॥ २६ ॥

એમ કરતાં કરતાં અકસ્માત્ ચૈત્રમાસના શુકલપક્ષની નવમી ને ભૃગુવારને દિવસે વેદની શ્રુતિમાં જેનું વર્ણન છે એવું તેજોમય સ્વરૂપ દેવતાઓના સમક્ષ પ્રાદુર્ભૂત થયું. સામવેદના કેન નામના ઉપનિષદ્‌માં કહ્યું છે કે, "स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहु शोभमानामुमां हैमवतीं ताम् ॥ खण्डः ३ । १२ – તે આકાશમાં અત્યંત શોભતી હિમાલયનો આશ્રય કરનારી ઉમા નામની સ્ત્રી આવીને ઉભી રહી." આજ વેદની શ્રુતિમાં બોધન કરેલું જે શક્તિરૂપ તેજ તેજ દેવતાઓ સન્મુખ પ્રાદુર્ભાવ પામ્યું. ૨૬

चतुर्दिक्षु चतुर्वेदैर्मूर्तिमद्भिरभिष्टुतम् ॥
कोटिसूर्यप्रतीकाशं चन्द्रकोटिसुशीतलम् ॥ २७ ॥

દેવતાઓના સન્મુખ તે તેજોમય ભગવતીનું સ્વરૂપ તે સમય માં એવું હતું કે, મૂર્તિમાન્ ચારે વેદો ચોતરફ ઉભા રહીને તેની સ્તુતિ કરતા હતા, કોટિ સૂર્યના જેવો તેનો પ્રકાશ હતો અને કોટિ ચંદ્રમા સમાન શીતલ અર્થાત્ અમૃતદષ્ટિવાળું તે ભગવતીનું તેજોમય સ્વરૂપ હતું. ૨૭

विद्युत्कोटिसमानाभमरुणं तत्परं महः ॥
नैव चोर्ध्वं न तिर्यक्च न मध्ये परिजग्रभत् ॥ २८ ॥

કોટિ વીજળીના સમાન કાંતિવાળું અને ભક્તોના ઉપર અનુગ્રહ કરવા માટે રજોગુણનો સ્વીકાર કર્યો હોવાથી અત્યંત લાલ, તેમજ ઉંચું પણ નહિ અને વાંકું ચુંકું પણ નહિ, કિંતુ સરલ તે ઉત્કૃષ્ટ તેજ સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણે સ્થાનમાં પણ માપ વગરનું હતું. અર્થાત્ ત્રણે લોકમાં કોઇ પણ જેની બરોબરી કરી શકે નહિ એવું તે તેજ હતું. ૨૮

आद्यन्तरहितं तत्तु न हस्ताद्यङ्गसंयुतम् ॥
न च स्त्रीरूपमथवा न पुंरूपमथोभयम् ॥ २९ ॥

તે તેજ આદિ અને અંતથી રહિત હતું, તેને હાથ પગ વગેરે અંગો કાંઇ પણ હતાં નહિ. તે તેજ સ્ત્રીરૂપ પણ નહિ હતું તેમજ પુરુષરૂપ પણ નહિ હતું તથા નપુંસકરૂપ પણ નહિ હતું, અર્થાત્ જેનું વર્ણન ન કરી શકીએ એવું તે અનિર્વચનીય તેજ હતું. ૨૯

दीप्त्यापिधानं नेत्राणां तेषामासीन्महीपते ॥
पुनश्च धैर्यमालम्ब्य यावत्ते ददृशुः सुराः ॥ ३० ॥

હે રાજન્ જનમેજય ! જે વખતે તે તેજનો આવિર્ભાવ થયો તે સમયે તે તેજના અત્યંત પ્રભાવવડે દેવતાઓનાં નેત્રોને પડદા આવી ગયા, અર્થાત્ દેવતાઓ તે તેજને પોતાની આંખોવડે જોઇ શકયા નહિ. પછી ધીરે ધીરે ધૈર્યને ધારણ કરી તે દેવતાઓ બારીકાઇથી જોવા લાગ્યા, અર્થાત્ તેજ તેજોરૂપ જયારે સ્ત્રીરૂપને પામ્યું ત્યારે દેવતાઓની દષ્ટિ સ્થિર થઇ. ૩૦

तावत्तदेव स्त्रीरूपेणाऽऽभाद्दिव्यं मनोहरम् ॥
अतीव रमणीयाङ्गीं कुमारीं नवयौवनाम् ॥ ३१ ॥

તેટલામાં તેજ દિવ્ય મનોહર તેજોરૂપ સ્ત્રીરૂપે શોભવા લાગ્યું. અત્યંત સુંદર જેનાં અંગો છે, નવીન યૌવન જેના શરીરમાં ખીલી રહ્યુ છે એવી કુમારી સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૧

उदयत्पीनकुचद्वन्द्वनिन्दिताम्भोजकुड्मलाम् ॥
रणत्किङ्किणिकाजालमिञ्जन्मञ्जीरमेखलाम् ॥ ३२ ॥

વગર ખીલેલા કમલના ડોડાને પણ તિરસ્કાર કરે એવાં ઉન્નત ( ઉંચાં ) અને કઠીણ બે સ્તનવડે શોભતી અને કેડમાં પહેરેલી જે કટીની તેમજ પગમાં પહેરેલાં જે ઝાંઝર તેમાં જડેલી ઘુઘરીઓના શબ્દવડે મનોહર એવી સ્ત્રીને જોઇ. ૩૨

कनकाङ्गदकेयूरग्रैवेयकविभूषिताम् ॥
अनर्घ्यमणिसंभिन्नगलबन्धविराजिताम् ॥ ३३ ॥

સોનાની પોંચી, સોનાનો બાજુબંધ અને સોનાના હાર વડે શોભતી અને અમૂલ્ય મણિઓથી જડેલો હાર જેના ગળામાં પહેરેલો છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૩

तनुकेतकसंराजन्नीलभ्रमरकुन्तलाम् ॥
नितम्बबिम्बसुभगां रोमराजिविराजिताम् ॥ ३४ ॥

બાલ ( કોમલ ) શ્વેત કેવડાની અંદર શોભતો એવો જે કાળો ભમરો તેના સરખા જેના કાળા કેશ છે એવી, જેના કટિપશ્ચાત્ ભાગ અત્યંત સુંદર છે એવી અને રોમની પંક્તિઓ જેના શરીર ઉપર વિરાજમાન છે એવી સુંદર સ્ત્રીને જોઇ. ૩૪

कर्पूरशकलोन्मिश्रताम्बूलपूरिताननाम् ॥
कनत्कनकताटङ्कविटङ्कवदनाम्बुजाम् ॥ ३५ ॥

કર્પૂર, એલાયચી, લવંગ વગેરેથી બનાવેલું પાનનું બીડું જેના મુખને વિષે શોભી રહ્યું છે એવી અને દેદીપ્યમાન સોનાના ઝુંમણાં વડે જેનું મુખકમલ સુંદર છે એવી તે સ્ત્રીને જોઇ. ૩૫

अष्टमीचन्द्रबिम्बाभललाटामायतभ्रुवम् ॥
रक्तारविन्दनयनामुन्नसां मधुराधराम् ॥ ३६ ॥

ટીંડારીના ફુલ જેવું જે ઉંચું કપાળ તેમાં અર્ધચંદ્ર જેને શોભી રહ્યો છે, ઉંચી જેની ભ્રૂકુટી છે, લાલ કમળના સરખાં જેનાં નેત્ર છે, ઉન્નત જેની નાસિકા છે અને સુંદર જેના હોઠ છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૬

कुन्दकुड्मलदन्ताग्रां मुक्ताहारविराजिताम् ॥
रत्नसंभिन्नमुकुटां चन्द्ररेखावतंसिनीम् ॥ ३७ ॥

કુંદની કળી જેવા જેના દાંતના અગ્ર છે અને મુક્તા ( મોતી ) ને હાર જેણે પહેરેલો છે, જેના મુકુટને વિષે રત્ન જડેલાં છે અને ચંદ્રની રેખાની કલગી જેના મસ્તકમાં વિરાજમાન છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૭

मल्लिकामालतीमालाकेशपाशविराजिताम् ॥
काश्मीरबिन्दुनिटिलां नेत्रत्रयविलासिनीम् ॥ ३८ ॥

મલ્લિકા અને માલતીનાં પુષ્પોની માલાઓ જેના કેશપાશમાં શોભી રહી છે, જેણે લલાટની અંદર કેસરની બિંદી ( ચાંદલો ) કરી છે, અને સૂર્ય, ચંદ્ર અને અગ્નિ એ ત્રણુ નેત્રવડે જે શોભતી છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૮

पाशाङ्कुशवराभीतिचतुर्बाहुं त्रिलोचनाम् ॥
रक्तवस्त्रपरीधानां दाडिमीकुसुमप्रभाम् ॥ ३९ ॥

એક હસ્તમાં પાશ, બીજા હસ્તમાં અંકુશ, ત્રીજા હસ્તમાં વરદાનમુદ્રા અને ચોથા હસ્તમાં અભયમુદ્રા વાળી ચાર જેને ભુજાઓ છે, લાલ વસ્ત્ર જેણે ધારણુ કર્યું છે અને દાડમના પુષ્પસમાન જેની કાંતિ છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૯

सर्वशृङ्गारवेषाढ्यां सर्वदेवनमस्कृताम् ॥
सर्वाशापूरिकां सर्वमातरं सर्वमोहिनीम् ॥ ४० ॥

શરીરને શોભાવે તેવા સર્વ શૃંગારો જેણે ધારણ કર્યા છે, સર્વ દેવતાઓએ જેને નમસ્કાર કર્યા છે અને સર્વની આશાઓને જે પરિપૂર્ણ કરનારી, સર્વની જનની અને સર્વને મોહ ઉપજાવનારી છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૪૦

प्रसादसुमुखीमम्बां मन्दस्मितमुखाम्बुजाम् ॥
अव्याजकरुणामूर्तिं ददृशुः पुरतः सुराः ॥ ४१ ॥

લોકોના ઉપર જે પ્રસન્નતા તેણે કરી સુંદર જેનું મુખારવિંદ છે, જગત્‌ની જે અંબા, મંદમંદ હાસ્યવડે શોભતું જેનું મુખકમલ છે, જે કપટરહિત અને દયાની મૂર્તિ છે એવી તે સ્ત્રીને દેવતાઓએ પોતાના સન્મુખ જોઇ. ૪૧

दृष्ट्वा तां करुणामूर्तिं प्रणेमुः सकलाः सुराः ॥
वक्तुं नाशक्नुवन्किंचिद्बाष्पसंरुद्धनिःस्वनाः ॥ ४२ ॥

કરુણામૂર્તિ તે જગદંબાને જોઇ સર્વ દેવતાઓએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને પ્રેમના ઉભરાથી અશ્રુપાતવડે ગદ્‌ગદ્‌કંઠ થએલા તે દેવતાઓ કાંઇ પણ બોલવાને સમર્થ થયા નહિ. અર્થાત્ હવે શું કરવું એવો વિચાર નહિ આવવાથી મૂઢની માફક બાવરા બની ભગવતીની મૂર્તિ સામું ટક ટક જોઇ જ રહ્યા. ૪૨

कथंचित्स्थैर्यमालम्ब्य भक्त्या चानतकन्धराः ॥
प्रेमाश्रुपूर्णनयनास्तुष्टुवुर्जगदम्बिकाम् ॥ ४३ ॥

કોઈ પણ રીતે પોતાના મનમાં સ્થિરતા લાવીને ભક્તિવડે નમાવ્યાં છે મસ્તક જેમણે એવા અને પ્રેમનાં અશ્રુથી જેમનાં નેત્ર પરિપૂર્ણ થયાં છે એવા તે દેવતાઓ જગદંબાની સ્તુતિ કરવા લાગ્યા. ૪૩

॥ देवा ऊचुः ॥

नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः ॥
नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म ताम् ॥ ४४ ॥

દેવતાઓ ભગવતીની સ્તુતિ કરે છે:-સર્વ જગતની ક્રીડારૂપ, મહાપ્રકાશરૂપ અને મંગલરૂપ ભગવતીને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. માયાની ઉપાધિવાળી તે બ્રહ્મરૂપિણી પ્રકૃતિને અને સર્વના કલ્યાણરૂપી ગુણોની ખાણરૂપ તે ભગવતીને નિરંતર અમે નમસ્કાર કરીએ છીએ. ૪૪

तामग्निवर्णां तपसा ज्वलन्तीं वैरोचनीं कर्मफलेषु जुष्टाम् ॥
दुर्गां देवीं शरणमहं प्रपद्ये सुतरासि तरसे नमः ॥४५॥

અગ્નિ સમાન જેનો વર્ણ છે એવી, જ્ઞાનવડે દેદીપ્યમાન અર્થાત્ સર્વજ્ઞ, સર્વથી વિશેષ પ્રકાશવાળી, બ્રાહ્મણોએ, કર્મનું ફલ અમને મળે એવા હેતુથી સેવેલી, અષ્ટાંગ યોગના પરિશ્રમવડે પ્રાપ્ત થવાને યોગ્ય અને તરવાને યોગ્ય એવો જે સંસાર તેને તારવાને યોગ્ય એવી તે દુર્ગાદેવીને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૫

देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति ॥
सा नो मन्द्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु ॥ ४६ ॥

દેવ એટલે પ્રાણો જે પ્રકાશવાળી 'વૈખરી' વાણીને ઉત્પન્ન કરવાવાળા છે, અર્થાત નાભિમાંથી જે શબ્દરૂપ વાણી ઉત્પન્ન થઈ તેનું નામ 'પરા' છે, પછી હૃદયસ્થાનમાં તે વાણી આવે ત્યારે તેનું નામ 'પશ્યંતી' છે અને તે વાણી જ્યારે કંઠસ્થાનમાં આવે છે ત્યારે તેનું નામ 'મધ્યમા' પડે છે અને મુખમાં આવીને જ્યારે તે સ્પષ્ટ રીતે બોલાય છે ત્યારે તેનું નામ 'વૈખરી' વાણી કહેવાય છે. તેને ઉત્પન્ન કરવાવાળો પ્રાણ વાયુ છે. વ્યવહારની સિદ્ધિસારુ તે વાણીને અમે સર્વે ઘણા રૂપવાળા પશુ ( દેવતાઓ ) બોલીએ છીએ. અર્થાત્ જે વાણી વ્યવહારમાં સાક્ષાત્ કામધેનુ જેવી છે, માન દાન વગેરેને આપવાવાળી તેમજ અન્ન બળને આપનારી છે તે વાણીરૂપ કામધેનુ સારી રીતે સ્તુતિ કરવાથી અમને પ્રાપ્ત થાવ. અર્થાત્ અમારા સર્વ મનોરથને પરિપૂર્ણ કરનારી તે વાણીરૂપ સરસ્વતી અમને પ્રસન્ન થાવ જેથી અમારામાં અપૂર્વ શક્તિ આવે અને અમારા કાર્યની જલદી સિદ્ધિ થાય. ૪૬

कालरात्रीं ब्रह्मस्तुतां वैष्णवीं स्कन्दमातरम् ॥
सरस्वतीमदितिं दक्षदुहितरं नमामः पावनां शिवाम् ॥४७॥

સર્વનો નાશ કરવાવાળો જે કાલ તેનો પણ નાશ કરવાવાળી હોવાથી, અર્થાત્ પ્રલયકાલમાં કાલનો પણ નાશ થતાં તે પ્રકૃતિમાં મળી જાય છે તેથી કાલરાત્રી, મધુ કૈટભ દૈત્યના વધસમયે બ્રહ્માએ સ્તવન કરેલી તેથી બ્રહ્મસ્તુતા, અથવા બ્રહ્મ એટલે વેદ તેણે સ્તુતિ કરેલી તેથી બ્રહ્મસ્તુતા, વિષ્ણુની શક્તિ લક્ષ્મી તેથી વૈષ્ણવી, સ્કંદ જે કાર્તિક સ્વામી તેમની માતા અર્થાત્ પાર્વતી-શિવશક્તિ, સરસ્વતી બ્રહ્માની શક્તિ, દેવોની માતા તેથી અદિતિ અને દક્ષપ્રજાપતિની દુહિતા (પુત્રી) સતી નામની એમ નાના પ્રકારનાં રૂપોને ધારણ કરનારી પવિત્ર મૂર્તિ તે ભુવનેશ્વરીને અમે સર્વ દેવતાઓ નમસ્કાર કરીએ છીએ. ૪૭

महालक्ष्म्यै च विद्महे सर्वशक्त्यै च धीमहि ॥
तन्नो देवी प्रचोदयात् ॥ ४८ ॥

તે દેવીને અમે મહાલક્ષ્મીરૂપે જાણીએ છીએ, સર્વની શક્તિરૂપ તે દેવીનું અમે ધ્યાન કરીએ છીએ, તે દેવી અમારા જ્ઞાનની તથા ધ્યાનની પ્રેરણા કરો. ૪૮

नमो विराट्स्वरूपिण्यै नमः सूत्रात्ममूर्तये ॥
नमो व्याकृतरूपिण्यै नमः श्रीब्रह्ममूर्तये ॥ ४९ ॥

વિરાટરૂપ તેમજ સર્વમાં ઓતપ્રોતરૂપ તે દેવીને અમે નમસ્કાર કરીએ છીએ, આ જગતમાં નાના પ્રકારનાં નામરૂપ ધારણ કરી વ્યાસ થએલી તેમજ શ્રી બ્રહ્મમૂર્તિરૂપ તે જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૯

यदज्ञानाज्जगद्भाति रज्जुसर्पस्रगादिवत् ॥
यज्ज्ञानाल्लयमाप्नोति नुमस्तां भुवनेश्वरीम् ॥ ५० ॥

જેમ રજ્જુ (દોરડી) માં, દોરડીનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવાથી સર્પની, માલાની, પાણીના રેલાની, લાકડીની અને પૃથ્વીની ફાટની એવી અનેક પ્રકારની ભ્રાંતિ ઉત્પન્ન થાય છે, તેમજ જે ભગવતીનું

યથાર્થ સ્વરૂપ નહિ જાણવાથી આ જગત્ મિથ્યા છતાં પણ સત્ય ભાસે છે; પરંતુ જેમ રજ્જુ (દોરડી) નું યથાર્થ સ્વરૂપ જાણ્યું એટલે સર્પાદિક એની મેળે મિથ્યા થઈ જાય છે તેમજ જે ભગવતીનું યથાર્થ સ્વરૂપ જાણવાથી જગતૂનો યાવત્ પ્રપંચ કલ્પિત છે એમ સિદ્ધ થાય છે તે ભુવનની ઈશ્વરી એવી જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ.

નુમસ્તત્પદલક્ષ્યાર્થાં ચિદેકરસરૂપિણીમ્ ॥
અખંડાનન્દરૂપાં તાં વેદતાત્પર્યભૂમિકામ્ ॥ ૫૧ ॥

"તત્ત્વમસિ-તે તું છે." અર્થાત્ તત્ પદનો વાચ્યાર્થ ઇશ્વર અને ત્વમ્ પદનો વાચ્યાર્થ જીવ છે. ઇશ્વરને કારણની ઉપાધિ અને જીવને કાર્યની ઉપાધિ છે, એ બંનેની ઉપાધિ જ્યારે દૂર કરીએ ત્યારે લક્ષ પરબ્રહ્મસ્વરૂપ એક થઇ પડે. તે શુદ્ધ બ્રહ્મસ્વરૂપાને અમે નમસ્કાર કરીએ છીએ. તમ ચૈતન્યરૂપ, અદ્વિતીય રસરૂપ, અખંડ આનંદરૂપ અને વેદના રહસ્યરૂપ તે જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૧

પઞ્ચકોશાતિરિક્તાં તામવસ્થાત્રયસાક્ષિણીમ્ ॥
પુનસ્ત્વંપદલક્ષ્યાર્થાં પ્રત્યગાત્મસ્વરૂપિણીમ્ ॥ ૫૨ ॥

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ પ્રકારના જે કોશ તેથી અતિરિક્ત જેનું સ્વરૂપ છે એવી, (કોશ એ મીયાનનું નામ છે. જેમ તરવારના ઉપર મીયાન આવવાથી તરવારનું સ્વરૂપ આચ્છાદિત થાય છે તેમજ આ શરીરમાં પણ એકના પછી એક એવી રીતે પાંચ પડદા છે તેમાંથી પરાંબાનું સ્વરૂપ પૃથક્ કરીને જાણવું.) જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થાની સાક્ષી અને ત્વં પદનો વાચ્યાર્થ જે જીવ જેને કાર્યની ઉપાધિ વળગેલી છે તે અને તેનો લક્ષ્યાર્થ જે બ્રહ્મસ્વરૂપ અર્થાત્ વ્યાપક આત્મ સ્વરૂપ તે રૂપ તે જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૨

નમઃ પ્રણવરૂપાયૈ નમો હ્રીંકારમૂર્તયે ॥
નાનામન્ત્રાત્મિકાયૈ તે કરુણાયૈ નમોનમઃ ॥ ૫૩ ॥

પ્રણવ એટલે ૐકારરૂપ મહાલક્ષ્મીનું બીજ જે 'હ્રીં' તે રૂપ, નાના પ્રકારના મંત્રરૂપ અર્થાત્ સર્વ મંત્રના આધારરૂપ અને કરુણાની મૂર્તિ એવી તે ભગવતીને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૩

इति स्तुता तदा देवैर्मणिद्वीपाधिवासिनी ॥
प्राह वाचा मधुरया मत्तकोकिलनिःस्वना ॥ ५४ ॥

એ પ્રકારે દેવતાઓએ ભગવતીની સ્તુતિ કરી. બાદ મણિદ્વીપમાં વાસ કરીને રહેનારી તે ભગવતી મદોન્મત્ત કોકિલાના જેવા મધુર શબ્દ વડે દેવતાઓના પ્રતિ અત્યંત પ્રીતિથી બોલી. ૫૪.

॥ श्रीदेव्युवाच ॥

वदन्तु विबुधाः कार्यं यदर्थमिह संगताः ॥
वरदाहं सदा भक्तकामकल्पद्रुमाऽस्मि च ॥ ५५ ॥

શ્રીદેવી બોલ્યાં:—હે દેવતાઓ! જે કાર્યને માટે તમે એકઠા મળી અહીં આવ્યા છો તે કાર્ય કહો. ભક્તોના મનોરથ પરિપૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સમાન એવી હું સદા વરને આપવાવાળી છું, અર્થાત્ તમે ખુશીથી વરદાન માગો હું તે આપવાને તૈયાર છું. ૫૫

तिष्ठन्त्यां मयि का चिन्ता युष्माकं भक्तिशालिनाम् ॥
समुद्धरामि मद्भक्तान्दुःखसंसारसागरात् ॥ ५६ ॥

હું જ્યાં સુધી બેઠેલી છું ત્યાં સુધી ભક્તિવડે શોભતા એવા જે તમે તેમને શી ચિંતા છે? અર્થાત્ મારે બેઠે તમારે કોઈ પણ પ્રકારની ચિંતા કરવી નહિ. મારી એવી પ્રતિજ્ઞા છે કે, મારા ભક્તોનો હું દુઃખરૂપી સંસારસાગરમાંથી ઉદ્ધાર કરું છું. ૫૬

इति प्रतिज्ञां मे सत्यां जानीथ त्रिबुधोत्तमाः ॥
इति प्रेमाकुलां वाणीं श्रुत्वा संतुष्टमानसाः ॥ ५७ ॥

હે ઉત્તમ દેવતાઓ! આ મારી સત્ય પ્રતિજ્ઞા છે એમ તમે નિશ્ચય જાણો. એ પ્રકારે પ્રેમથી ભરેલી વાણીને સાંભળી દેવતાઓ પોતાના મનમાં સંતુષ્ટ થયા. ૫૭

निर्भया निर्जरा राजन्नूचुर्दुःखं स्वकीयकम् ॥
॥ देवा ऊचुः ॥
नाज्ञातं किंचिदप्यत्र भवत्याऽस्ति जगत्त्रये ॥ ५८ ॥

હે રાજન્ જનમેજય! દેવીના વાકયથી નિર્ભય થયેલા તે દેવતાઓ પોતાનું દુઃખ કહેવા લાગ્યા.

દેવો બોલ્યાઃ—હે દેવિ! સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોકમાં તમારું શું અજાણ્યું છે? અર્થાત્ તમે બધું જાણો છો અમે શુ વધારે કહીએ? ૫૮

सर्वज्ञया सर्वसाक्षिरूपिण्या परमेश्वरी ॥
तारकेनासुरेंद्रेण पीडिताः स्मो दिवानिशम् ॥ ५९ ॥

હે પરમેશ્વરિ! તમે સર્વનાં સાક્ષી છો તેમજ સર્વ હકીકતને જાણનારાં છો તો પછી અમારે વિશેષ શું કહેવું? તારક નામના અસુરથી રાત દિવસ અમે પીડિત છીએ. અર્થાત્ તમારે બેઠે અમને તારકાસુરની બાધા થાય એ ઠીક નહિ તેથી તેનો ઉપાય જલદી કરવો જોઈએ. ૫૯

शिवाङ्गजाद्वधस्तस्य निर्मितो ब्रह्मणा शिवे ॥
शिवाङ्गना तु नैवास्ति जानासि त्वं महेश्वरि ॥ ६० ॥

હે મંગલરૂપ ભગવતિ! બ્રહ્માએ તે તારકાસુરને વરદાન આપ્યું છે કે, શિવજીના વીર્યથી ઉત્પન્ન થયેલો ઔરસ પુત્ર તારો વધ કરશે; પરંતુ હે મહેશ્વરિ! તમે સર્વજ્ઞ છો માટે જાણો છો કે, શિવજીને સ્ત્રી નથી. અર્થાત્ શિવજીની સ્ત્રી સતી દક્ષપ્રજાપતિના યજ્ઞમાં બળીને ભસ્મ થયાં છે. ૬૦

सर्वज्ञपुरतः किं वा वक्तव्यं पामरैर्जनैः ॥
एतदुद्देशतः प्रोक्तमपरं तर्कयाम्बिके ॥ ६१ ॥

સર્વને જાણનારના આગળ પામર જનોએ શું કહેવું જોઇએ? અર્થાત્ તમે સર્વજ્ઞ છો તો તમારા આગળ અમે પામર દેવતાઓ શું કહી શકીએ? આ જે તમને અમે કહ્યું છે તે તો કેવલ સૂચના

જેવું છે બાકી તો હે અંબિકે! બીજું જે કાંઇ છે તે તમે તમારી મેળેજ જાણી લ્યો. ૬૧

सर्वदाचरणाम्भोजे भक्तिः स्यात्तव निश्चला ॥
प्रार्थनीयमिदं मुख्यमपरं देहहेतवे ॥ ६२ ॥

હે જગદંબિકે! તમારાં ચરણારવિંદમાં અમારી દૃઢ ભક્તિ થાય એજ અમે વારંવાર માગીએ છીયે, અને એજ અમારે મુખ્ય પ્રાર્થના કરવાને લાયક છે. બાકી બીજું બધું જે અમે કહીયે છીએ તે તો કેવળ દેહના નિર્વાહને માટે છે. અર્થાત્ મુખ્ય તો અમારે તમારાં ચરણની ભક્તિજ માગવાની છે. ૬૨

इति तेषां वचः श्रुत्वा प्रोवाच परमेश्वरी ॥
मम शक्तिस्तु या गौरी भविष्यति हिमालये ॥ ६३ ॥
शिवाय सा प्रदेया स्यात्सा वः कार्यं विधास्यति ॥
भक्तिर्मच्चरणाम्भोजे भूयाद्युष्माकमादरात् ॥ ६४ ॥

એ પ્રકારે તે દેવતાઓનું વચન સાંભળીને પરમેશ્વરી બોલ્યાં કે, હે દેવતાઓ! હિમાલય પર્વતમાં જે મારી ગૌરી નામની શક્તિ ઉત્પન્ન થશે તે ગૌરી શિવજીને તમે આપજો, અર્થાત્ તે ગૌરીનો વિવાહ શિવજીસાથે કરજો. તે ગૌરી તમારું કાર્ય સિદ્ધ કરશે. અર્થાત્ તે ગૌરીને પુત્ર ઉત્પન્ન થશે અને તે તારકાસુરનો વધ કરશે એટલે તમારું કાર્ય સિદ્ધ થશે, અને મારાં ચરણકમલમાં ઘણુંજ આદરભાવથી તમારી ભક્તિ થાવ! આવું ભગવતીએ દેવતાઓને કહ્યું. ૬૩-૬૪

हिमालयो हि मनसा मामुपास्तेऽतिभक्तितः ॥
ततस्तस्य गृहे जन्म मम प્रियकरं मतम् ॥ ६५ ॥

" કદાચિત્ કોઇ એવી શંકા કરે કે, ભગવતીનો જન્મ હિમાલયને ત્યાંજ શું કરવા થયો; બીજાને ઘેર કેમ થયો નહિ? તો તેનું સમાધાન આ શ્લોકમાં કરે છે." હિમાલય પર્વત અત્યંત ભક્તિથી મનવડે મારી ઉપાસના કરે છે તેથી તેના ઘરમાં મારો જન્મ થવો એ મને

અત્યંત પ્રિય છે. અર્થાત્ હું સર્વની માતા છું, પરંતુ જેઓ મારું અનન્યભાવથી ભજન કરે છે તેને ઘેર હું પુત્રીરૂપે જન્મી તેના મનના મનોરથ પરિપૂર્ણ કરું છું, એટલું જ નહિ પરંતુ એ બહાને બીજાઓના મનોરથ પણ પરિપૂર્ણ કરું છું. કોઈ એવી શંકા કરે કે હિમાલય તો પાષાણનો પહાડ છે, કાંઇ મનુષ્યના જેવી તેની આકૃતિ નથી તો તેને ઘેર જન્મ કેમ સંભવે ? એ શંકા સર્વથા ખોટી છે, કારણ કે હિમાલયનાં બે સ્વરૂપ છે, એક સ્થૂલ અને બીજું સૂક્ષ્મ. સ્થૂલ સ્વરૂપ જે પાહાડ પાષાણ વગેરે આપણે જોઇએ છીએ તે અને બીજું તેનું સૂક્ષ્મ દેવસ્વરૂપ કે જે આકૃતિવાળું છે તે. તેનાથી સર્વ વ્યવહાર મનુષ્યના જેવોજ થાય છે એવું શાસ્ત્રમાં જોવામાં આવ્યું છે તેથી તેને ઘેર ભગવતીનો જન્મ સંભવે છે. ૬૫

॥ व्यास उवाच ॥

हिमालयोऽपि तच्छ्रुत्वाऽत्यनुग्रहकरं वचः ॥
बाष्पैः संरुद्धकण्ठाक्षो महाराज्ञीं वचोऽब्रवीत् ॥ ६६ ॥

વ્યાસજી જનમેજયના પ્રતિ કહે છેઃ—આ પ્રકારનું વચન દેવતાઓએજ સાંભળ્યું એમ નહિ, પરંતુ હિમાલયે પણ સાંભળ્યું. અત્યંત અનુગ્રહ કરવાવાળું તે વચન સાંભળી પ્રેમનાં આંસુથી કંઠ અને નેત્ર જેનાં ભરાઈ આવ્યાં છે એવો તે હિમાલય મહારાણી ભુવનેશ્વરીના પ્રતિ આ પ્રકારે વચન બોલ્યોઃ ૬૬

महत्तरं तं कुरुषे यस्यानुग्रहमिच्छसि ॥
नोचेत्काहं जडः स्थाणुः क त्वं सचित्स्वरूपिणी ॥ ६७ ॥

મારી ભક્તિવડે પ્રસન્ન થએલાં તમે મારે ઘેર અવતાર લેશો તે તો કેવલ હું તમારાં લાડ લડાવું એટલાજ માટે, બાકી તો જેના ઉપર તમે અનુગ્રહની ઇચ્છા કરો છો તેનેજ સર્વથી મહોટો કરો છો. જો એમ ન હોય તો હું એક થાંભલા જેવો જડ પાહાડ કયાં અને ચૈતન્યસ્વરૂપિણી તમે કયાં ? અર્થાત્ કયાં તો હું એક પાહાડ અને કયાં તમે ભુવનની ઈશ્વરી. મારે ઘેર તમારો જન્મ કેમ સંભવે? તેથી એમ સિદ્ધ થાય છે કે જેના ઉપર તમારી કૃપા થઈ તે માણસ ત્રણે લોકમાં એક મહારત્ન થાય છે. ૬૭

असंभाव्यं जन्मशतैस्त्वत्पितृत्वं ममानघे ॥
अश्वमेधादिपुण्यैर्वा पुण्यैर्वा तत्समाधिजैः ॥ ६८ ॥

હે નિર્મલ ભગવતિ ! તમે સાક્ષાત્ ચૈતન્યરૂપ છો તેથી મારા સેંકડો જન્મમાં પણ હું તમારો જનક (પિતા) થાઉં એ તો કોઇ કાલમાં પણ સંભવે નહિ, તો પણ તમે મારે ઘેર જન્મ ધારણ કરી મને પિતા કરવા ધારો છો તેમાં તમારી ઇચ્છાજ કેવલ કારણ છે. અથવા તો મેં જે અશ્વમેધાદિ યજ્ઞો કર્યા તેના પુણ્યથી અથવા સમાધિથી ઉત્પન્ન થએલા ઉગ્ર પુણ્યના પ્રભાવથી તમે મને પિતારૂપ કરવા ઇચ્છો છો. ૬૮

अद्य प्रपञ्चे कीर्तिः स्याज्जगन्माता सुताऽभवत् ॥
अहो हिमालयस्यास्य धन्योऽसौ भाग्यवानिति ॥ ६९ ॥

હિમાલય પોતાના ભાગ્યનું વર્ણન કરે છેઃ-'અહો! આ હિમાલય પર્વતને ત્યાં જગત્‌ની માતા કન્યારૂપે અવતર્યાં તેથી એને ધન્ય છે, એ ભાગ્યવાન્ છે', એવી રીતે આ દુનીયામાં આજથી લઇને મારી કીર્તિ અચલ થશે. અર્થાત્ તમારો મારા ઘરમાં જન્મ થવાથી આ દુનિયામાં મારો યશ અમર થશે અને હું કૃતકૃત્ય ગણાઇશ. ૬૯

यस्यास्तु जठरे सन्ति ब्रह्माण्डानां च कोटयः ॥
सैव यस्य सुता जाता को वा स्यात्तत्समो भुवि ॥ ७० ॥

હે માતા! જેના ઉદરમાં અનંત કોટિ બ્રહ્માંડ રહ્યાં છે તે જગદંબા જેની પુત્રીરૂપે ઉત્પન્ન થાય તેના સમાન આ જગત્‌માં બીજો કોણ છે? અર્થાત્ જે જગત્‌ની આદ્યશક્તિ છે તે જ માયારૂપે કારણ થઇને પોતે ભક્તના હિત માટે આ જગત્‌ના કાર્યરૂપ મારે ઘેર ઉત્પન્ન થાય એ મારા ભાગ્યનો કેવો ઉદય સમજવો! ૭૦

न जानेऽस्मत्पितृणां किं स्थानं स्यान्निर्मितं परम् ॥
एतादृशानां वासाय येषां वंशेऽस्ति मादृशः ॥ ७१ ॥

જેમના વંશમાં મારા જેવો ભાગ્યવાન્ પુરુષ છે તે મારા પિતૃઓનું કીયું એવું બ્રહ્મલોકથી પણ અધિક સ્થાન ઉત્તમ નિર્માણ

કર્યું છે કે તેમનો ત્યાં વાસ થાય. અર્થાત્ મૃત્યુલોકમાં તો મારી કીર્તિ અચલ થશે એમાં સંશય નથી, પરંતુ મારા પિતૃઓ કે જેમના વંશમાં હું ઉત્પન્ન થયો છું તેઓ સ્વર્ગમાંથી બ્રહ્મલોકમાં જશે અને એથી પણ બીજું ઉત્તમ સ્થાન કે જેની મને ખબર પણ નથી તેવા સ્થાનમાં તેઓ જશે. એવો તમારા જન્મનો પ્રભાવ છે એમ હું માનું છું. ૭૧

इदं यथा च दत्तं मे कृपया प्रेमपूर्णया ॥
सर्ववेदांतसिद्धं च त्वद्रूपं ब्रूहि मे तथा ॥ ७२ ॥

જેવી રીતે અત્યંત પ્રેમના ઉમળકાથી તમે મને પિતાનું સ્થાન આપ્યું અર્થાત્ મારા ઘરમાં જન્મ લઇ મને કૃતાર્થ કરવાનું વચન આપ્યું, તેવીજ રીતે હે માતા! સર્વ વેદાંત (સંપૂર્ણ વેદોના અંત એટલે શિરોભાગ-ઉપનિષદ્ભાગ) માં વર્ણન કરેલું તમારું સ્વરૂપ મને કૃપા કરીને કહો. અર્થાત્ વેદાંતની અંદર તમારું સ્વરૂપ કેવી રીતે વર્ણવ્યું છે એ તમે મને કૃપા કરીને કહો. એવો પ્રશ્ન હિમાલયે ભગવતીને પૂછયો. ૭૨

योगं च भक्तिसहितं ज्ञानं च श्रुतिसंमतम् ॥
वदस्व परमेशानि त्वमेवाहं यतो भवेः ॥ ७३ ॥

હે સર્વની અધિષ્ઠાત્રિ ! ભક્તિસહિત યોગ અને વેદમાં સંમત જે જ્ઞાન તે બે મને કહો, તેમ જે જ્ઞાનવડે તમારો અને મારો અભેદ બોધ થાય એવું જ્ઞાન પણ કહો. અર્થાત્ જે યોગાભ્યાસ કરવાથી તમારાં ચરણકમલમાં ભક્તિ ઉત્પન્ન થાય એવો યોગ કહો અને વેદના અનુકૂળ જ્ઞાન પણ કહો જે જ્ઞાનવડે મને અભેદ બોધ થાય, એવું પુછયું. ૭૩

॥ व्यास उवाच ॥

इति तस्य वचः श्रुत्वा प्रसन्नमुखपंकजा ॥
वक्तुमारभताम्बा सा रहस्यं श्रुतिगूहितम् ॥ ७४ ॥

॥ इतिश्री दे० भा० सप्तमस्कंधे देवीगीतायां प्रथमोऽध्यायः ॥

વ્યાસજી જનમેજયના પ્રતિ કહે છેઃ—એ પ્રકારે હિમાલયનું વચન સાંભળી પ્રસન્ન જેનું મુખકમલ છે એવાં જગદંબા, શ્રુતિ એટલે વેદમાં ગુપ્ત રહેલું જ્ઞાનરૂપી રહસ્ય કહેવાને આરંભ કરવા લાગ્યાં. અર્થાત્ હિમાલયને સંપૂર્ણ રીતે અધિકારી જાણી પોતાનું રહસ્યજ્ઞાન કહેવા લાગ્યાં. ૭૪

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमा देवीगीतानेविषे पहेलो अध्याय समाप्त ॥ १ ॥



## अध्याय २ जो*

### જગદંબાએ હિમાલયપ્રતિ કરેલું આત્મતત્ત્વ નિરૂપણ.



આ બીજા અધ્યાયના પચાસ શ્લોકોવડે જગદંબા પોતે આત્મતત્ત્વનું નિરૂપણ હિમાલય પ્રતિ કરશે.

॥ श्रीदेव्युवाच ॥

शृण्वन्तु निर्जराः सर्वे व्याहरन्त्या वचो मम ॥
यस्य श्रवणमात्रेण मद्रूपत्वं प्रपद्यते ॥ १ ॥

દેવી દેવતાઓના પ્રતિ કહે છે:—હે દેવો! જે હું કથન કરું છું તે મારું વચન તમે સાંભળો કે જેના શ્રવણથી તમે મારા રૂપને પામશો. અર્થાત્ હિમાલયને આગળ કરી ભગવતી આત્મતત્ત્વનું નિરૂપણ દેવતાઓના આગળ કરે છે. ૧

अहमेवाऽऽस पूर्वं तु नान्यत्किंचिन्नगाधिप ॥
तदात्मरूपं चित्संवित्परब्रह्मैकनामकम् ॥ २ ॥

હે પર્વતોના અધિપતિ હિમાલય! આ સૃષ્ટિના પૂર્વે એટલે આદિ કાલમાં હું આત્મસ્વરૂપિણી જ હતી, આ બધું દેખાતું નામરૂપવાળું જગત્ કાંઇ પણ હતું નહિ. અર્થાત્ સજાતીય[1]

---

* આ અધ્યાયમાં ભગવતીએ હિમાલયપ્રત્યે જે આત્મતત્ત્વનું નિરૂપણ કર્યું તે સંબંધી કથા કહેવામાં આવી છે.

[1] સજાતીય એટલે જેમ વૃક્ષનું સજાતીય બીજું વૃક્ષ છે તેમ આત્માનો સજાતીય બીજો આત્મા સૃષ્ટિના આદિકાળમાં નથી.

વિજાતીય[1] અને સ્વગતભેદ[2] રહિત આત્મતત્ત્વરૂપેજ હતું, બીજું કાંઇ પણ હતું નહિ. વેદની શ્રુતિ પણ ઉપરના અર્થને શોધન કરે છે: "आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत् किंचित्" સૃષ્ટિના આદિકાલમાં આત્મા શિવાય બીજું કાંઇ પણ હતું નહિ. તે આત્મસ્વરૂપ ચિત્-ચૈતન્યસ્વરૂપ, સંવિત્-જ્ઞાનસ્વરૂપ; પરબ્રહ્મ-વ્યાપક સ્વરૂપ, એક-અદ્વિતીય નામ હતું ૨

अप्रतर्क्यमनिर्देश्यमनौपम्यमनामयम् ॥
तस्य काचित्स्वतः सिद्धा शक्तिर्मायेति विश्रुता ॥ ३ ॥

તે આત્મસ્વરૂપ કેવું છે કે અપ્રતર્ક્ય-તર્ક એટલે જે અનુમાન તે અનુમાનમાં કોઈ પણ રીતે આવી શકે નહિ તેથી અપ્રતર્ક્ય અર્થાત્ કેવલ વેદની શ્રુતિઓથીજ જાણી શકાતું; અને વળી તે આત્મસ્વરૂપ અનિર્દેશ્ય એટલે જેમ જાતિ, ગુણ, ક્રિયા અને નામ એવડે કોઇ પણ પદાર્થને આપણે આંગળીવડે બતાવી શકીએ છીએ તેમ શ્રુતિવડે પણ તે આત્મસ્વરૂપ જાતિ, ગુણ, ક્રિયા અને નામવડે દેખાતું નથી; તે આત્મસ્વરૂપ અનૌપમ્ય એટલે જેમ આપણે કોઇને ઉપમા આપીએ કે આનું મુખ ચંદ્રમા જેવું છે, કારણ કે ચંદ્રમામાં જે આલ્હાદકત્વાદિ ગુણો છે તે મુખની અંદર મળી આવે છે તેથી મુખને ચંદ્રની ઉપમા આપી શકીએ છીએ તેમ આત્મામાં જે ગુણો છે તે ગુણવાળો પદાર્થ આ જગત્‌માં નહિ મળવાથી આત્મસ્વરૂપ અનૌપમ્ય છે; વળી તે આત્મસ્વરૂપ અનામય છે એટલે જેમ બધા પદાર્થોની અંદર અસ્તિ એટલે છે, જાયતે એટલે ઉત્પન્ન થાય છે, વર્દ્ધતે એટલે વૃદ્ધિ પામે છે, વિપરિણમતે એટલે વિપરિણામ પામે છે, અપક્ષીયતે એટલે દિવસે દિવસે ઘટતું જાય છે, અને નશ્યતિ એટલે નાશ પામે છે, એ છ પ્રકારના વિકારો જોવામાં આવે છે તેમ આત્મસ્વરૂપમાં જોવામાં આવતા નથી તેથી આત્મસ્વરૂપ અનામય છે. અર્થાત્ ઉપરના છ વિકારો દેહમાં

---

૧ વિજાતીય એટલે જેમ વૃક્ષનો વિજાતીય પદાર્થ પાષાણ છે તેમજ સૃષ્ટિના આદિકાલમાં બીજો કોઇ પણ પદાર્થ હતો નહિ.

૨ સ્વગત એટલે વૃક્ષનાં જેમ ડાળાં પાંદડાં વગેરે છે તેમજ સૃષ્ટિના આદિકાલમાં બીજું કાંઇ પણ ન હતું. એથી આત્મતત્ત્વ સજાતીય, વિજાતીય અને સ્વગતભેદથીરહિત છે.

જોવામાં આવે છે અને આત્માનો તો દેહ છેજ નહિ તેથી તે આત્મા અનામય છે. જ્યારે તે આત્મા આવો નિર્ગુણ છે તો પછી જગતનું કારણ કેમ સંભવે ? કારણ કે જેમ આંબાના ઝાડનું કારણ આંબાની ગોટલી છે અને તેમાં જેવા ગુણો હોય છે તેવાજ ગુણવાળાં ફળો થાય છે. કારણ અને કાર્યનો અભેદ લોકમાં જોવામાં આવે છે. આત્મા જો નિર્ગુણ હોય તો આ જગતનું કારણ સંભવે નહિ, કારણ કે જગત્ કાર્ય છે અને તે સગુણ છે એટલે સગુણનુ કારણ નિર્ગુણ સંભવે નહિ. આનુ સમાધાન અર્દ્ધ શ્લોકમાં કરે છે કે, તે આત્મસ્વરૂપિણી કોઇ એક અનિર્વચનીય એટલે જેનું આપણે વિવેચન ન કરી શકીએ એવી પોતાની મેળે રહેલી શક્તિ છે કે જે શક્તિનું બીજું નામ માયા છે. અર્થાત્ આત્માની સત્તાથી તે માયાજ આ જગતનું કારણ છે, પણ નિર્ગુણ આત્મા કારણ નથી. ૩

न सती सा नासती सा नोभयात्मा विरोधतः ॥
एतद्विलक्षणा काचिद्वस्तुभूताऽस्ति सर्वदा ॥ ४ ॥

તે માયા એવી છે કે, ત્રણે કાલમાં બાધ થવાને યોગ્ય જે ન હોય તે સદ્રૂપ કહેવાય અને બ્રહ્મજ્ઞાનથી માયાનો બાધ થાય છે તેથી માયા સતી નથી, અર્થાત્ સદ્રૂપા નથી. તેમજ વંધ્યાપુત્ર (વાંઝણીનો પુત્ર), શશવિષાણ (શશલાનું શીંગડું), ખપુષ્પ (આકાશનું પુષ્પ) એની માફક અત્યંત અસતી પણ નથી, અર્થાત્ અસદ્રૂપા નથી, કારણ કે માયાના પદાર્થોનો વ્યવહાર જોવામા આવે છે. આ બધું દેખાતું જગત્ માયાકલ્પિત છે. તેમજ તે માયા સદ્રૂપા અને અસદ્રૂપા એ ઉભયાત્મિકા પણ નથી, કારણ કે સદ્ હોય ત્યાં અસદ્ રહી શકે નહિ અને અસદ્ હોય ત્યાં સદ્ રહી શકે નહિ; સદ્ અને અસદ્નો તમઃપ્રકાશની માફક વિરોધ છે. આથી સદ્રૂપ, અસદ્રૂપ અને સદસદ્રૂપ એ ત્રણેથી વિલક્ષણ કોઇ પણ અનિર્વચનીયા (જેનું કોઇ પણ રીતે કથન ન કરી શકીએ તેવી) અસ્તિરૂપ અનાદિ અર્થાત્ મોક્ષ પર્યન્ત રહેનારી તે માયા છે. ૪

पावकस्योष्णतेवेयमुष्णांशोरिव दीधितिः ॥
चंद्रस्य चंद्रिकेवेयं ममेयं सहजा ध्रुवा ॥ ५ ॥

હવે દષ્ટાંત આપી આ શ્લોકમાં સમજાવે છે કે, જેમ અગ્નિની ઉષ્ણતા અગ્નિથી જુદી નથી, જેમ સૂર્યનાં કિરણો સૂર્યથી જુદાં નથી, જેમ ચંદ્રની ચાંદની ચંદ્રથી જુદી નથી તેમ જ આ મારી માયા સહજા એટલે અનાદિ અને ધ્રુવા એટલે મોક્ષ પર્યંત રહેનારી મારી શક્તિરૂપા છે. અર્થાત્ આથી એ બોધન કર્યું કે, માયાશક્તિ સહિત શબલબ્રહ્મ આ સંપૂર્ણ જગતનું કારણ છે એમ સિદ્ધ થયું. પ્રથમ જે શંકા કરી હતી કે, સૃષ્ટિના આદિકાલમાં સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત શુદ્ધબ્રહ્મ જગતનું કારણ કેવી રીતે બની શકે તેનું સમાધાન આ શ્લોકમાં કર્યું. ૫

तस्यां कर्माणि जीवानां जीवाः कालश्च संचरे ॥
अभेदेन विलीनाः स्युः सुषुप्तौ व्यवहारवत् ॥ ६ ॥

" જ્યારે સકલ ભુવનનું કારણ સત્, ચિત્ અને આનંદરૂપ તમે જ છો ત્યારે એક શંકા એવી ઉત્પન્ન થાય છે કે, તમે જગતનાં માતા છો તો તમારે બધાએ જીવો સમાન ઉત્પન્ન કરવા હતા; એક ઉંચ બીજો નીચ, એક સુખી બીજો દુઃખી, એવી સૃષ્ટિ શું કરવા નિર્માણ કરી? એથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય એ બે દોષ તમારામાં આવશે. આ શંકાનું સમાધાન આ શ્લોકમાં કરે છે." જેવી રીતે સુષુપ્તિ દશામાં પ્રતિદિન જીવોના બધા વ્યવહારો અભેદરૂપવડે લીન થઇ જાય છે અને જ્યારે જાગે છે ત્યારે પાછા એની મેળે જ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે સંચરમાં એટલે મહાપ્રલયના વખતે તે જીવો અને તેમનાં કર્મ, કાલ એ સર્વ અનાદિ માયામાં અભેદરૂપે લીન થઇને રહે છે. જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિનો સમય આવે છે ત્યારે તેજ માયા પોતાની શક્તિવડે જે જીવનું જેવું કર્મ હોય છે તે જીવને તેવું ફલ આપે છે. તેથી હે દેવતાઓ! તમે મારામાં વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય દોષની સંભાવના કરી તે દોષો છે જ નહિ. હું તો માત્ર પ્રાણિઓનાં જેવાં કર્મો હોય છે તદનુસાર ફલ આપવાવાળી છું. ૬

स्वशक्तेश्च समायोगादहं बीजात्मतां गता ॥
स्वाधारावरणात्तस्या दोषत्वं च समागतम् ॥ ७ ॥

જો કે હું સત્, ચિત્, આનંદરૂપા અને નિર્ગુણા છું તોપણ મારી શક્તિ જે માયા છે કે જેનામાં યાવત્ જીવો અને તેમનાં કર્મ, કાલ વગેરે અભેદરૂપે લીન થઇને રહ્યાં છે તે માયાશક્તિસહિત મારું બીજુંરૂપ હોવાથી આ જગતનું બીજ એટલે કારણ સગુણરૂપે હું થઇ. આ ઠેકાણે એવી શંકા ઉત્પન્ન થાય છે કે જેમ તમારી શક્તિ એટલે માયા તમારામાં રહી છે અને જેવી રીતે તમને મોહ પમાડતી નથી તેવી જ રીતે જીવમાં રહેલી જીવની શક્તિ પણ જીવને મોહ પમાડવાની નથી તો જીવોમાં અજ્ઞાનનો સંભવ જ નથી અને બધા જીવો મુક્ત જ થવાના તો પછી જીવોની સૃષ્ટિ બધી નિરર્થક જ છે ? આવી દેવતાઓની શંકા બરોબર છે. તેનું સમાધાન ભગવતી અર્ધશ્લોકમાં આપે છે કે, સ્વ એટલે માયા અને તેનો આધાર જે આત્મા તેનું આચ્છાદન હોવાથી આ માયાને દોષપણું પ્રાપ્ત થયું અર્થાત્ માયાનું બે પ્રકારનું રૂપ છે એક માયારૂપ અને બીજું અવિદ્યારૂપ. વેદની શ્રુતિ પણ બે પ્રકારનું રૂપ બતાવે છે. "माया चाविद्या च स्वयमेव भवति"–" માયારૂપ અને અવિદ્યારૂપ એ પોતાની મેળે જ થાય છે." તે બે પ્રકારનાં રૂપમાં પ્રથમા જે મારી શક્તિ માયા છે તે જેને આશ્રય કરીને રહી છે તેને વ્યામોહ કરી શકતી નથી, અર્થાત્ મારી માયા મને મોહ પમાડી શકતી નથી, કારણ કે મારી માયા મારે આધીન ( તાબામાં ) છે, હું તેના આધીન નથી, પરંતુ બીજી જે અવિદ્યારૂપ શક્તિ છે કે જે જીવને આશ્રય કરી ને રહી છે તે અવિદ્યારૂપ શક્તિ તે જીવને મોહ પમાડે છે જ અને જીવાત્મા જ્યારે મોહમાં એટલે અજ્ઞાનમાં પડયો ત્યારે તેના મોક્ષ સારુ આ સૃષ્ટિ કરવી જ જોઇએ કે જેમાં આવીને જીવાત્મા પોતાનું સ્વરૂપ ઓળખી મુક્ત થાય. ૭

चैतन्यस्य समायोगान्निमित्तत्वं च कथ्यते ॥
प्रपञ्चपरिणामाच्च समवायित्वमुच्यते ॥ ८ ॥

"વળી દેવતાઓ શંકા કરે છે કે, જેવી રીતે ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે અને નિમિત્ત કારણ કુંભાર, તેનો ચાકડો અને તેને ફેરવવાનો દંડ વગેરે છે તેમ જ યાવત્ કાર્યોનાં ઉપાદાન અને

નિમિત્ત એ બે કારણો લોકમાં જોવામાં આવે છે, તો તેવીજ રીતે જગત્ કાર્ય છે અને તેનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ તમે એકજ છો, બીજું કારણ તો જોવામાં આવતું નથી? આ શંકાનું સમાધાન આ શ્લોકમાં કરે છે." મારું જે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે તેનો માયાની સાથે સંબંધ થવાથી અર્થાત્ માયામાં તેનું પ્રતિબિંબ પડવાથી તેને નિમિત્ત કારણ કહીએ છીએ. તાત્પર્ય કે માયામાં પ્રતિબિંબિત જે ચિદાભાસ તેજ આ જગતનું નિમિત્ત કારણ છે. જેમ દુધ દહીંરૂપે પરિણામ પામે છે તેમજ માયા પ્રપંચરૂપે એટલે જગતરૂપે પરિણામ પામે છે તેથી સમવાયિત્વ એટલે ઉપાદાન કારણરૂપ કહેવાઇ. (જેને નૈયાયિકો સમવાયિકારણ કહે છે તેનેજ વેદાંતીઓ ઉપાદાન કારણ કહે છે.) સમવાયિકારણ અને ઉપાદાન કારણ એ બેનો ભેદ નથી. અર્થાત્ ચિદાભાસ નિમિત્ત કારણ અને માયા ઉપાદાન કારણ એમ જગતરૂપ કાર્યનાં બે કારણો સિદ્ધ થયાં અને સર્વનું અધિષ્ઠાન શુદ્ધ બિંબભૂત થયું. અર્થાત્ વિવર્તોપાદાન ચૈતન્ય સિદ્ધ થયું. એવી રીતે દેવતાઓની શંકાનું સમાધાન થયું. ૮

केचित्तां तप इत्याहुस्तमः केचिज्जडं परे ॥
ज्ञानं मायाप्रधानं च प्रकृतिं शक्तिमप्यजाम् ॥ ९ ॥

"ઉપરના શ્લોકમાં માયા બતાવી, પરંતુ તે માયા અસ્તિરૂપે છે એમાં શું પ્રમાણ છે? તે આ શ્લોકમાં બતાવે છે." કેટલાએક વેદની શાખાવાળા તે માયાને તપ એ પ્રકારે કહે છે. અથર્વવેદના મુંડક નામના ઉપનિષદ્માં શ્રુતિ પણ છે કે, "तपसा चीयते ब्रह्म" શુદ્ધ ચૈતન્યરૂપ બ્રહ્મ તપ એટલે માયાવડે નાનારૂપે થયું. આ વેદની શ્રુતિમાં માયાનો તપ એવા શબ્દથી વ્યવહાર કર્યો છે. કેટલાએક માયાને તમ એ પ્રકારે કહે છે, અને તેમાં નીચેની શ્રુતિનું પ્રમાણ આપે છે. "*नासदासीन्नो सदासीत्—तम आसीत्*"-"અસદ્રૂપ નથી તેમ સદ્રૂપ પણ નથી કિંતુ તમોરૂપ છે." આ શ્રુતિમાં તમશબ્દથી માયાનું ગ્રહણ કર્યું છે. તેમજ કેટલાએક માયાનો જડ એવા શબ્દથીપણ વ્યવહાર કરે છે અને કૃષ્ણયજુર્વેદના શ્વેતાશ્વતર નામના ઉપનિષદ્માં જ્ઞાન, માયા, પ્રધાન, પ્રકૃતિ, શક્તિ,

અજ એવા નામોથી માયા શબ્દનો વ્યવહાર જોવામાં આવે છે. અર્થાત્ એકજ માયાનાં જુદાં જુદાં નામો આપી તેનો વ્યવહાર તે તે વેદમાં કર્યો છે એથી એમ માલમ પડી આવે છે કે આ માયા સર્વ વેદમાં સંમત છે. ૯

विमर्श इति तां प्राहुः शैवशास्त्रविशारदाः ॥
अविद्यामितरे प्राहुर्वेदतत्त्वार्थचिन्तकाः ॥ १० ॥

શૈવ આગમમાં કુશલ એવા કેટલાએક વિદ્વાનો તે માયાનો વિમર્શ એવા શબ્દથી વ્યવહાર કરે છે અને વેદના તત્ત્વાર્થનો વિચાર કરનારા કેટલાએક વિદ્વાનો તે માયાને અવિદ્યા એવા શબ્દથી કહે છે. ૧૦

एवं नानाविधानि स्युर्नामानि निगमादिषु ॥
तस्या जडत्वं दृश्यत्वाज्ज्ञाननाशात्ततोऽसती ॥ ११ ॥

એ પ્રકારે વેદોમાં અને શાસ્ત્રોમાં માયાનાં નાના પ્રકારનાં નામો જોવામાં આવે છે. જો કે બધા શાસ્ત્રકારોએ તેનો વ્યવહાર કર્યો છે ખરો, પરંતુ તે માયાનું જડપણું માન્યું છે. તે માયા શાથી જડ છે તેમાં કારણ આપ્યું છે કે તે દૃશ્ય છે. જે જે દૃશ્ય વસ્તુ હોય તે તે બધી જડ હોય છે; જેમ કે ઘટ. ઘડો દૃશ્ય છે તેથી જડ છે. વળી તે માયાનું મિથ્યાપણું પણ માન્યું છે. તેમાં કારણ એવું આપ્યું છે કે જ્ઞાનનો નાશ થાય છે તેથી અર્થાત્ જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી માયારૂપી અજ્ઞાનનો નાશ થાય છે તેથી માયા મિથ્યા છે. ૧૧

चैतन्यस्य न दृश्यत्वं दृश्यत्वे जडमेव तत् ॥
स्वप्रकाशं च चैतन्यं न परेण प्रकाशितम् ॥ १२ ॥
अनवस्थादोषसत्त्वान्न स्वेनापि प्रकाशितम् ॥
कर्मकर्तृविरोधः स्यात्तस्मात्तद्दीपवत्स्वयम् ॥ १३ ॥
प्रकाशमानमन्येषां भासकं विद्धि पर्वत ॥
अतएव च नित्यत्वं सिद्धं संविचनोर्मम ॥ १४ ॥

" એ પ્રકારે માયાનું જડપણું અને મિથ્યાપણું પ્રતિપાદન કરી હવે આત્મામાં જડત્વ અને મિથ્યાત્વ એ બંને નથી તે આ શ્લોકોમાં પ્રતિપાદન કરે છે." જો શુદ્ધ ચૈતન્યને તમે દૃશ્ય માનશો તો ઘટની માફક ચૈતન્ય પણ જડજ થશે, કારણ કે લોકમાં એવો સાહચર્યનિયમ જોવામાં આવે છે કે, જે જે દૃશ્ય વસ્તુ હોય તે તે જડ હોય છે; જેમ કે ઘટ. જો એમ માનશો તો સર્વને જડપણું થશે અને પ્રકાશક કોઇ પણ રહેશે નહિ તો પછી આખા જગત્માં અંધપણાનો પ્રસંગ આવશે, આથી ચૈતન્યને દૃશ્યપણું નથી, અને જો દૃશ્યપણું માનશો તો ચૈતન્ય પણ ઘટની માફક જડજ કહેવાશે. આ ઠેકાણે એવી શંકા થાય છે કે, જો ચૈતન્યને દૃશ્યપણું નહિ માનીએ તો પછી ચૈતન્યના અસ્તિપણા વિષે શું પ્રમાણ છે ? જેમ કે ઘટ દૃશ્ય છે તો તેનો આપણે અસ્તિરૂપે વ્યવહાર કરીએ છીએ. તેનું સમાધાન અર્દ્ધ શ્લોકમાં કરે છે કે, ચૈતન્ય સ્વપ્રકાશ ( પોતાની મેળે પ્રકાશનારું ) છે, બીજાવડે તેનો પ્રકાશ થતો નથી. અર્થાત્ ચૈતન્ય યાવત્ પદાર્થોને પ્રકાશ કરનારું હોવાથી એક અસ્તિરૂપે તત્ત્વ છે એમ માન્યા શિવાય ગતિજ નથી આ પ્રમાણે ઉપરની શંકાનું સમાધાન થઇ ગયું. જો ચૈતન્યને પણ અન્યના પ્રકાશથી પ્રકાશનારું માનશો તો પછી તેને પણ ત્રીજું પ્રકાશ કરનારું માનવું પડશે અને ત્રીજાને ચોથું, ચોથાને પાંચમું, એમ અનવસ્થા દોષ આવી પડશે, એટલા માટે ચૈતન્યને સ્વપ્રકાશ ( પોતાની મેળે પ્રકાશનારું ) એમજ માનવું જોઇએ, પણ બીજાના પ્રકાશથી પોતે પ્રકાશે છે એમ માનવું નહિ. જેમ 'હું ઘટને જોઉં છું' એ વાક્યમાં હું એ કર્તા, ઘટ એ કર્મ અને જોઉં છું એ ક્રિયા, એ ત્રણે પદાર્થો જુદા જુદા છે અને વિરુદ્ધ ધર્મવાળા છે તેથી એકમાં સંભવે નહિ તેમ જ ચૈતન્ય પોતે પણ પોતા વડે પ્રકાશિત નથી; કારણ કે કર્તાનો અને કર્મનો વિરોધ આવે છે. પોતેજ કર્તા અને પોતેજ કર્મ એમ લોકમાં જોવામાં આવતું નથી તેથી જેમ દીપ ( દીવો ) સ્વયંપ્રકાશ ( પોતે પ્રકાશસ્વરૂપ ) છે અને બીજા જે પદાર્થો છે તેનો પણ પ્રકાશક છે તેવીજ રીતે હે હિમાચલ ! મારું શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સ્વયં ભાસમાન છે અને

બીજા જે સૂર્ય, ચંદ્ર, અગ્નિ વગેરે પદાર્થો છે તેનું ભાસક છે. ઉપરના અર્થને ટેકો આપનારી વેદની શ્રુતિઓ પણ છે. " न तत्र सूर्यो न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः"–"તે સ્વયંપ્રકાશ ચૈતન્યસ્વરૂપમાં સૂર્ય, ચંદ્ર, તારાઓ, વિજળી વગેરે પ્રકાશ કરી શકતાં નથી તો અગ્નિ કયાંથી પ્રકાશ કરી શકે? અર્થાત્ સૂર્ય, ચંદ્ર, તારાઓ, વિજળી, એ દિવ્ય આકાશનાં તેજો પણ તેમાં પ્રકાશ કરી શકતાં નથી તો પૃથ્વી ઉપર રહેલો અગ્નિ તેને કેવી રીતે પ્રકાશિત કરી શકે? " तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति " "સંપૂર્ણ પ્રકાશવાળું તે ચૈતન્યસ્વરૂપજ પ્રકાશિત છે અને તેના પ્રકાશવડે આ સંપૂર્ણ જગત્ પ્રકાશિત ભાસે છે." " येन सूर्यस्तपति तेजसेद्ध–જે ચૈતન્યના તેજવડે જાજ્વલ્યમાન સૂર્ય તપી રહ્યા છે." ઇત્યાદિ વેદની શ્રુતિઓ પણ ચૈતન્યના સ્વયંપ્રકાશમાં પ્રમાણ છે. ૧૨–૧૪.

जाग्रत्स्वप्नसुषुप्त्यादौ दृश्यस्य व्यभिचारतः ॥
संविदो व्यभिचारश्च नानुभूतोऽस्ति कर्हिचित् ॥ १५ ॥

" જે કારણથી જ્ઞાનસ્વરૂપ ચૈતન્યનું નિત્યપણું પ્રતિપાદન કર્યું તેજ કારણનું આ શ્લોકમાં પ્રતિપાદન કરે છે." જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં દૃશ્ય જે ઘટપટ આદિ પદાર્થો છે તેના વ્યભિચાર જોવામાં આવે છે, અર્થાત્ જાગ્રત્ અવસ્થામાં જે પદાર્થોનો આપણે અનુભવ કરીએ છીએ તે પદાર્થોનો સ્વપ્નાવસ્થામાં અભાવ હોય છે અને સ્વપ્નાવસ્થામાં જે પદાર્થોનો આપણે અનુભવ કરીએ છીએ તેનો સુષુપ્તિ અવસ્થામાં અભાવ હોય છે. પરંતુ એ ત્રણે અવસ્થામાં સંવિત્ એટલે જ્ઞાનનો વ્યભિચાર ( અભાવ ) જોવામાં આવતો નથી, કારણ કે લોકોનો અનુભવજ એમાં પ્રત્યક્ષ છે. લોકો એમ બોલે છે કે, જે હું જાગ્રત્ અવસ્થામાં જોઉં છું તેજ હું સ્વપ્નાવસ્થામાં પણ જોઉં છું અને સુષુપ્તિમાં પણ જોઉં છું. એ અનુભવમાં જેમ ત્રણે અવસ્થાનો અભાવ અનુભવમાં આવે છે તેમ કોઇ પણ સમયમાં સંવિત્ એટલે જ્ઞાનના અભાવનો અનુભવ હોતો નથી. અર્થાત્ ત્રણે અવસ્થામાં કોઇ એમ નથી બોલતું કે હું નથી ( હું તો ત્રણે અવસ્થામાં છુંજ ), તેથી જ્ઞાનસ્વરૂપ ચૈતન્યનું નિત્યપણું સિદ્ધ થયું. ૧૫

यदि तस्याप्यनुभवस्तर्ह्ययं येन साक्षिणा ॥
अनुभूतः स एवात्र शिष्टः संविद्वपुः पुरा ॥ १६ ॥

"ઉપરના શ્લોકમાં એમ કહ્યું કે, જ્ઞાનરૂપ નિત્ય છે, પરંતુ બૌદ્ધ મતવાળાઓને જ્ઞાનનો અભાવ પણ અનુભવમાં આવે છે એથીજ તે બૌદ્ધો એમ માને છે કે, જે સત્ વસ્તુ હોય છે તે ક્ષણિક હોય છે, એવો સાહચર્યનિયમ માની જ્ઞાનને પણ તેઓ અનિત્ય માને છે તો તમે જ્ઞાનને નિત્ય કેવી રીતે માનો છો? એ શંકાનું સમાધાન આ શ્લોકમાં કરે છે." જો તમને તે જ્ઞાનના અભાવનો અનુભવ થતો હોય તો જે સાક્ષી આત્માવડે જ્ઞાનના અભાવનો અનુભવ કરો છો તેજ સાક્ષી આત્મા જ્ઞાનસ્વરૂપ અવશિષ્ટ એટલે શેષ રહ્યો, તો જ્ઞાનસ્વરૂપેપણ પુનર્રપિ નિત્યપણું જ સિદ્ધ થાય છે, અને સાક્ષી આત્માનું જ્ઞાન નિત્ય છે એમ તો સર્વને માનવું જ જોઇશે એથી બૌદ્ધમતવાળાઓની શંકા બરોબર નથી. ૧૬

अतएव च नित्यत्वं प्रोक्तं सच्छास्त्रकोविदैः ॥
आनन्दरूपता चास्याः परप्रेमास्पदत्वतः ॥ १७ ॥

આત્મા જ્ઞાનસ્વરૂપ નિત્ય છે. એમાં શાસ્ત્રને જાણનારાઓનો અનુભવ પણ પ્રમાણમાં આવે છે કે, શાસ્ત્રને જાણનારા પંડિતો જ્ઞાનસ્વરૂપ આત્માને નિત્ય કહે છે. આ જ્ઞાનસ્વરૂપ આત્મામાં બીજાના પ્રેમનું સ્થાનપણું અનુભવાય છે તેથી આ જ્ઞાનસ્વરૂપ આત્મા સુખરૂપ છે. અર્થાત્ જે સુખરૂપ છે તે જ બીજાના પ્રેમનું સ્થાન હોઇ શકે છે, અસુખરૂપ બીજાના પ્રેમનું સ્થાન સંભવે નહિ. એવું સૂતસંહિતામાં પણ કહ્યું છે કે, 'असुखस्य नहि प्रेमास्पदत्वं परिदृश्यते જે સુખરહિત છે તે બીજાના પ્રેમનું સ્થાનરૂપ જોવામાં આવ્યું નથી. આથી ચૈતન્યસ્વરૂપ આત્મા જ્ઞાનસ્વરૂપ, નિત્યસ્વરૂપ અને આનંદસ્વરૂપ સિદ્ધ થાય છે. ૧૭

मा न भूवं हि भूयासमिति प्रेमात्मनि स्थितम् ॥
सर्वस्यान्यस्य मिथ्यात्वादसंगत्वं स्फुटं मम ॥ १८ ॥

આત્મા સુખરૂપ છે એમાં પોતાનો પણ અનુભવ બતાવે છે કે; અરે ભાઇઓ! હું નથી એમ નહિ, પરંતુ હું તો છું જ, એમ

પોતાની છાતી ઉપર હાથ મુકીને બધાએ બોલે છે; કારણ કે સર્વ લોકોનો પ્રેમ પોતાના આત્મામાં રહ્યો જ છે એથી પોતાના મનમાં ઉમળકો લાવીને લોકો બોલે છે કે, હું છું જ, નથી એમ નહિ. હવે આત્મામાં સંસારના માયિક પદાર્થોનો બિલકુલ સંબંધ નથી એ અર્દ્ધ શ્લોકથી પ્રતિપાદન કરે છે. આ સર્વ પ્રપંચ માયાનો નિર્માણ કરેલો છે તેથી મિથ્યા છે, એમ જાણી જેમ અંધારામાં પડેલી દોરડીમાં મિથ્યા કલ્પિત સર્પનો બિલકુલ સંબંધ નથી તેમજ માયાકલ્પિત મિથ્યા પ્રપંચનો આત્માની સાથે બિલકુલ સંબંધ નથી. આથી આત્મા સદા અસંગ એટલે સંસારના માયિક પદાર્થોની સાથે સંબંધરહિત છે એમ સિદ્ધ થયું. ૧૮

अपरिच्छिन्नताप्येवमतएव मता मम ॥
तच्च ज्ञानं नात्मधर्मो धर्मत्वे जडतात्मनः ॥ १९ ॥

ભગવતી હિમાલય પ્રતિ કહે છે કે, નામરૂપવાળી યાવત્ વસ્તુઓ દેશ, કાલ, દ્રવ્યથી પરિચ્છેદક એટલે માપમાં આવેલી છે અને જે વસ્તુનું માપ થયું તે વસ્તુ હમેશાં અનિત્યજ હોય છે અને મિથ્યા પણ હોય છે. આ સવ જગત્ મિથ્યા હોવાથી આત્મસ્વરૂપિણી એવી જે હું તે મારી અપરિછિન્નતા એટલે દેશ, કાલ, દ્રવ્યથી માપ વગરની સ્થિતિ છે. અર્થાત્ જે વસ્તુ ઉત્પન્ન થઇ હોય તેમાંજ ઘટાડો વધારો થાય છે અને તેજ માપમાં આવે છે. આત્મા સદા અજ અમર હોવાથી તેમાં ઉપર કહેલા ધર્મનો સંબંધજ નથી. નૈયાયિક (ન્યાયશાસ્ત્રને જાણનારા) પંડિતો એમ બોલે છે કે જ્ઞાનસ્વરૂપ આત્મા નથી, પરંતુ જ્ઞાન એ આત્માનો ગુણ છે અને આત્મા ગુણી છે, એમ ગુણગુણિભાવ માની આત્મામાં રહેલું નિર્ગુણપણું દૂષિત કરે છે. તેમના મતનું ખંડન અર્દ્ધ શ્લોકમાં કરે છે કે, જો તમે જ્ઞાનસ્વરૂપ આત્મા નહિ માનો અને જ્ઞાન આત્માનો ગુણ માનશો તો આત્માને જડપણું પ્રાપ્ત થશે. જેમ કે ગંધ ગુણ પૃથ્વીનો છે અને પૃથ્વી જડ છે તેમ આત્મા પણ જડ થશે; કારણ કે જ્ઞાન શિવાય યાવત્ વસ્તુઓ જડ છે, આથી જ્ઞાન એ આત્માનો ગુણ નથી, પરંતુ જ્ઞાનસ્વરૂપજ આત્મા માનવો જોઇએ. ૧૯

ज्ञानस्य जडशेषत्वं न दृष्टं न च संभवि ॥
चिद्धर्मत्वं तथा नास्ति चिदचिन्नहि भिद्यते ॥ २० ॥

"વળી ઉપરનોજ અર્થ આ શ્લોકમાં પણ પ્રતિપાદિત કરે છે" જ્ઞાનનું જડ પદાર્થની સાથે સંબંધપણું કોઇ જગાએ જોયું પણ નથી અને સાંભળ્યું પણ નથી અને ઘટપટ આદિ જડ પદાર્થોમાં તેનો સંભવ પણ નથી. " આ ઠેકાણે એક એવી શંકા ઉત્પન્ન થાય છે કે, આત્મા જડ નથી કિંતુ ચૈતન્યસ્વરૂપજ છે એ ખરૂં, પરંતુ જ્ઞાનને ચૈતન્યધર્મપણું સંભવે છે ? એ શંકાનું સમાધાન અર્દ્ધ શ્લોકમાં કરે છે.' જ્ઞાન અને ચૈતન્ય એ બે એકજ છે અને આત્મા જ્ઞાન-સ્વરૂપ અને ચૈતન્યસ્વરૂપજ છે તેથી જ્ઞાનનું ચૈતન્યધર્મપણું નથી. અર્થાત્ જ્ઞાન ચૈતન્યનો ગુણ નથી. જ્ઞાન પણ ચૈતન્યરૂપ અને ચૈતન્ય પણ ચેતન્યસ્વરૂપ છે વાસ્તે ચૈતન્યનું ચૈતન્ય હોય નહિ. આથી ચૈતન્ય અને જ્ઞાન એ બે જ્યારે એક છે તો પછી ગુણગુણિભાવ કેવી રીતે સંભવે ? કારણ કે જ્યાં ભેદ હોય છે ત્યાંજ ગુણગુણિભાવ સંભવે છે. જો તમે જ્ઞાનને ચૈતન્યરૂપ આત્માથી જુદુંજ સ્વીકાર કરશો તો તે જ્ઞાન ચૈતન્યથી ભિન્ન અચેતન્ય અર્થાત્ જડરૂપજ થવાનું અને જ્ઞાન જડ જોવામાં આવતું નથી એથી જ્ઞાન અને ચૈતન્ય એ બે એકજ છે. ૨૦

तस्मादात्मा ज्ञानरूपः सुखरूपश्च सर्वदा॥
सत्यः पूर्णोप्यसंगश्च द्वैतजालविवर्जितः ॥ २१ ॥

ઉપરના વાદનો ઉપસંહાર કરે છે કે, પાછળ દર્શાવેલાં અનેક કારણોથી આત્મા જ્ઞાનસ્વરૂપજ છે, જ્ઞાન આત્માનો ગુણ નથી, અને તે આત્મા સર્વદા સુખરૂપ છે. એથીજ ખરેખરા આત્મજ્ઞાનીઓ પોતાની પાસે રહેલા સુખરૂપ આત્માથીજ સુખી રહે છે પણ બહારના નાશવાન્ પદાર્થોથી સુખી રહેતા નથી. તે આત્મા સત્ય એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાલમાં જેનો બાધ થાય નહિ તેવો છે, પૂર્ણ એટલે સર્વ ઠેકાણે અખંડ એકરસ છે, માયાથી કલ્પિત જે જગત્ તેના પ્રપંચથી વર્જિત છે અને એથીજ અસંગ છે. અર્થાત્ દ્વૈતપ્રપંચનો લેશ પણ નથી. ૨૧

स पुनः कामकर्मादियुक्तया स्वीयमायया ॥
पूर्वानुभूतसंस्कारात्कालकर्मविपाकतः ॥ २२ ॥
अविवेकाच्च तत्त्वस्य सिसृक्षावान्प्रजायते ॥
अबुद्धिपूर्वः सर्गोऽयं कथितस्ते नगाधिप ॥ २३ ॥

"એ પ્રકારે સૃષ્ટિના આદિ કાલમાં પોતાનો ચૈતન્યસ્વરૂપ જે આત્મા તેની સ્થિતિ વર્ણન કરીને કહી. હવે ભગવતી પોતેજ હિમાલયના પ્રતિ તે આત્મસ્વરૂપ જે ચૈતન્ય છે તેનાથી સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થાય છે એ આ બે શ્લોકોમાં વર્ણન કરીને કહે છે." તે આત્માજ પોતાની જે માયાશક્તિ કે જે કામ એટલે ઇચ્છા, કર્મ એટલે અનેક પ્રકારનું અદષ્ટ, આદિ શબ્દથી બધા જીવો, ઇત્યાદિ પદાર્થોથી યુક્ત છે તેજ માયાશક્તિવડે પ્રથમ જે સૃષ્ટિનો અનુભવ અને તેનાથી ઉત્પન્ન થયેલો જે સંસ્કાર તેથી અર્થાત્ અનેક વખત સૃષ્ટિનોસંહાર થાય છે અને ઉત્પત્તિ પણ થાય છે તો ઉત્પત્તિ સમયમાં પ્રથમની સૃષ્ટિમાં જે જે અનુભવ કર્યો હોય અને તેનાથી જે જે સંસ્કારો ઉત્પન્ન થયા હોય તેથી; અને કાળે કરેલાં જે કર્મનો વિપાક(પરિણામ)તેથી અર્થાત્ સમય આવે ત્યારેજ કરેલાં કર્મનું ફલ મળે છે તત્કાલ મળતું નથી, એમ જાણી તે તે જીવોએ કરેલાં જે પૂર્વભવ (પૂર્વજન્મ)માં કર્મ તેનો પરિપાક એટલે ફલ આપવાનો સમય પ્રાપ્ત થવાથી; અને તત્ત્વોના અવિવેકથી અર્થાત્ પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, એ પંચમહાભૂતો અને શ્રોત્ર એટલે કાન, ત્વક્ એટલે ચામડી, ચક્ષુ એટલે આંખ, જીહ્વા એટલે જીભ, ઘ્રાણ એટલે નાસિકા, એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને વાક્ એટલે વાચા, પાણિ એટલે હાથ, પાદ એટલે પગ, પાયુ એટલે ગુદા, ઉપસ્થ એટલે મૂત્રની ઇંદ્રિય એ પંચકર્મેંદ્રિયો અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પંચ તન્માત્રાઓ, મૂલ પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, મન, એ ચોવીશ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન નહિ હોવાથી, તે ચોવીસ તત્ત્વોનું પૃથક્ પૃથક્ જ્ઞાન થાય એટલા સારુ તે આત્મા પોતેજ પોતાની માયાશક્તિવડે સૃષ્ટિની ઉત્પત્તિની ઇચ્છાવાળો થાય છે. તાત્પર્ય કે જેમ પૃથ્વીમાં રોપેલું બીજ વખત આવે ત્યારે પોતાની મેળેજ ઉગીને વૃક્ષરૂપે થઈ ફલ આપ-

વાને સમર્થ થાય છે તેમ જ પરમાત્મા પણ પોતાની માયાશક્તિવડે કાલ, કર્મ અને સંસ્કારના વશથી તે તે પ્રાણિઓનાં તે તે કર્મોનાં ફલો આપવા જગતની ઉત્પત્તિની ઇચ્છાવાળા થાય છે: જેમ સુતેલો પુરુષ પૂર્વના સંસ્કારવશથી જાગે છે તેમ જ પરમાત્મા પણ પ્રલયરૂપ જે નિદ્રાવસ્થા તેથી જાગે છે. પ્રલયનો સમય એજ પરમાત્માની નિદ્રાવસ્થા છે. ભગવતી હિમાલયના પ્રતિ કહે છે કે, હે હિમાલય! જે આ નિદ્રાવસ્થાથી જાગૃતાવસ્થા તે બુદ્ધિથી કરેલી નથી, કારણ કે તે સમયમાં બુદ્ધિ છે જ નહિ કિંતુ પ્રાણિઓના સંસ્કારથી કરેલી છે; અને આ જે સૃષ્ટિની ઉત્પત્તિ છે તે તો બુદ્ધિથી કરેલી જ જાણવી. એવું નીલકંઠસ્વામીનું કહેવું છે. ૨૨-૨૩

एतद्धि यन्मया प्रोक्तं मम रूपमलौकिकम् ॥
अव्याकृतं तदव्यक्तं मायाशबलमित्यपि ॥ २४ ॥
प्रोच्यते सर्वशास्त्रेषु सर्वकारणकारणम् ॥
तत्त्वानामादिभूतं च सच्चिदानन्दविग्रहम् ॥ २५ ॥

હે હિમાલય! આ જે મેં તને મારું અલૌકિક રૂપ કહ્યું તેને કેટલાએક અવ્યાકૃત એટલે નામરૂપથી રહિત તેમ જ અવ્યક્ત, માયાશબલ (માયાશક્તિરહિત), સર્વ કારણોનું પણ કારણ, ચોવીશ તત્ત્વોના આદિભૂત અને સત્ ચિત્ આનંદસ્વરૂપ એવા નામોથી સર્વ શાસ્ત્રોમાં કહે છે. અર્થાત્ જુદા જુદા શાસ્ત્રકારોએ જુદાં જુદાં નામો આપ્યાં છે, વાસ્તવિક તે મારું એક જ સ્વરૂપ છે. ૨૪-૨૫

सर्वकर्मघनीभूतमिच्छाज्ञानक्रियाश्रयम् ॥
ह्रींकारमन्त्रवाच्यं तदादितत्त्वं तदुच्यते ॥ २६ ॥

તે મારું સ્વરૂપ સર્વ પ્રાણિઓનાં કર્મ જેમાં ઘનીભૂત એટલે એકઠાં મળ્યાં છે એવું અર્થાત્ સર્વ પ્રાણિઓનાં કર્મનું સાક્ષિરૂપ અને ઇચ્છા, જ્ઞાન, ક્રિયા એ ત્રણેનું આશ્રય અર્થાત્ જેમાં ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા એ ત્રણે વાનાં રહ્યાં છે એવું અને હ્રીંકાર એ પ્રકારના મંત્રનું વાચ્ય અર્થાત્ હ્રીંકાર એવા મંત્રને બોધન કરનારું

તે તેજથી રસ જેનો પ્રધાન ગુણ છે એવું જલ ઉત્પન્ન થયું અને તે જલથી ગંધ જેનો પ્રધાન ગુણ છે એવી ધરા એટલે પૃથ્વી ઉત્પન્ન થઇ. આકાશ ફક્ત એક શબ્દગુણવાળું છે, વાયું શબ્દ અને સ્પર્શ એ બે ગુણવાળો છે અર્થાત્ વાયુનો પોતાનો સ્પર્શ ગુણ અને આકાશનો શબ્દ ગુણ એમાં જોડાયો એથી વાયુમાં બે ગુણો છે. ૨૮

शब्दस्पर्शरूपगुणं तेज इत्युच्यते बुधैः ॥
शब्दस्पर्शरूपरसैरापो वेदगुणाः स्मृताः ॥ २९ ॥

શબ્દ, સ્પર્શ, રૂપ એ ત્રણ ગુણવાળું તેજ છે. અર્થાત્ તેજનો પોતાનો પ્રધાન ગુણ રૂપ અને તેની સાથે આકાશનો શબ્દ ગુણ અને વાયુનો સ્પર્શ ગુણ એ બંને જોડવાથી તેજમાં ત્રણ ગુણો છે, એમ પંડિતો કહે છે શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણવાળું આપ એટલે જલ છે. અર્થાત્ જલનો પ્રધાન ગુણ રસ છે અને તેની સાથે આકાશનો શબ્દ ગુણ, વાયુનો સ્પર્શગુણ, તેજનો રૂપ ગુણ એ ત્રણે જોડવાથી જલમાં ચાર ગુણો રહ્યા છે. ૨૯

शब्दस्पर्शरूपरसगन्धैः पञ्चगुणा धरा ॥
तेभ्योऽभवन्महत्सूत्रं यल्लिङ्गं परिचक्षते ॥ ३० ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણવાળી ધરા એટલે પૃથ્વી છે. અર્થાત્ પૃથ્વીનો પ્રધાન ગુણ ગંધ છે અને તેની સાથે આકાશનો ગુણ શબ્દ, વાયુનો ગુણ સ્પર્શ, તેજનો ગુણ રૂપ, જલનો ગુણ રસ, એ ચારે જોડવાથી પૃથ્વીમાં પાંચ ગુણો સિદ્ધ થાય છે. અવ્યક્ત જે ચૈતન્ય તેથી જે આ પંચમહાભૂતની સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે અપંચીકૃત એટલે પંચમહાભૂતના પરસ્પર સંબંધ વિના ઉત્પન્ન થઇ તેથી એ અપંચીકૃતભૂતસૃષ્ટિ કહેવાય છે, અને એ પાંચેનો જેમાં પરસ્પર સંબંધ છે એવી જે સૃષ્ટિ તે પંચીકૃત ભૂતની સૃષ્ટિ સમજવી એ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. તે જે આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, એ પંચ સૂક્ષ્મ ભૂતો છે તેમનાથી મહત્ એટલે વ્યાપક એકસૂત્રરૂપ ઉત્પન્ન થયું, જેનું બીજું નામ લિંગરૂપ એવું કહેવામાં આવે છે. અર્થાત્ ઉપર કહેલાં સૂક્ષ્મ ભૂતોથી આગળ જે ક્રમ બતાવીશું તે ક્રમથી સૂક્ષ્મદેહ ઉત્પન્ન થયો. ૩૦

सर्वात्मकं तत्संप्रोक्तं सूक्ष्मदेहोऽयमात्मनः ॥
अव्यक्तं कारणो देहः स चोक्तः पूर्वमेव हि ॥ ३१ ॥

ઉપરના શ્લોકમાં જે સૂત્રરૂપ કહ્યું તે ઠેકાણે સૂત્રશબ્દથી વાયુ-ગ્રહણ કરવો, કારણ કે વેદની શ્રુતિમાં કહ્યું છે કે, "वायुर्वै सूत्रं वायुना वै सूत्रेण सर्वाणि भूतानि संदृब्धानि"–" સૂત્રશબ્દનો અર્થ વાયુ છે. તે વાયુરૂપ સૂત્રથી સર્વ ભૂતો ઓતપ્રોત છે" વાયુરૂપ સૂત્ર સર્વનું પ્રાણરૂપ છે અને તેજ સૂત્ર આત્માનો સૂક્ષ્મ દેહ છે એમ નીલકંઠસ્વામીનું માનવું છે. જે આત્માનો અવ્યક્ત કારણ દેહ છે તે તો પ્રથમ કહી ગયા છીએ એટલે અહીં કહેવાની જરૂર નથી. ૩૧

यस्मिञ्जगद्बीजरूपं स्थितं लिङ्गोद्भवो यतः ॥
ततः स्थूलानि भूतानि पञ्चीकरणमार्गतः ॥ ३२ ॥

જે અવ્યક્ત કારણદેહને વિષે આ બધું જગત્ બીજરૂપે રહેલું છે, અને જેનાથી લિંગદેહની ઉત્પત્તિ છે તે અવ્યક્ત પરમાત્માનું સ્વરૂપ જાણવું. " એ પ્રકારે પરમાત્માથી અપંચીકૃત ભૂત એટલે પંચભૂતનો જેમાં પરસ્પર સંબંધ નથી, પરંતુ આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ પાંચે અનુક્રમથી ઉત્પન્ન થએલાં છે તે પંચ મહાભૂતની સૃષ્ટિ અપંચીકૃતભૂતસૃષ્ટિ કહેવાય છે, તેની ઉત્પત્તિ કહી બતાવી. જે અપંચીકૃત ભૂતો છે તેનું જ બીજું નામ સૂક્ષ્મભૂત છે. તે સૂક્ષ્મભૂતની ઉત્પત્તિપ્રસંગમાં વચમાં લિંગદેહની ઉત્પત્તિ અને તેનું સ્વરૂપ પણ કહી બતાવ્યું. હવે અર્ધ શ્લોકથી ઉપર કહેલાં સૂક્ષ્મ અપંચીકૃત ભૂતોથી સ્થૂલ પંચીકૃત ભૂતોની ઉત્પત્તિ કહે છે." તે અપંચીકૃત સૂક્ષ્મ ભૂતોથી પંચીકરણના માર્ગવડે સ્થૂલ ભૂતો ઉત્પન્ન થયાં. ૩૨

पञ्चसंख्यानि जायन्ते तत्प्रकारस्त्वथोच्यते ॥
पूर्वोक्तानि च भूतानि प्रत्येकं विभजेद्द्विधा ॥ ३३ ॥
एकैकं भागमेकस्य चतुर्धा विभजेद्गिरे ॥
स्वस्वेतरद्वितीयांशे योजनात्पञ्च पञ्च ते ॥ ३४ ॥

"પંચીકરણનો માર્ગ આ બે શ્લોકમાં બતાવે છે કે, પંચીકરણ કેવી રીતે સમજવું જોઇએ. હવે જે પ્રકારે પંચીકરણ થાય તે પ્રકાર આ શ્લોકમાં કહેવામાં આવે છે." જે આગળ આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ અપંચીકૃત ભૂતો કહ્યાં તેમના એકએકના બે બે ભાગ કરવા અને તેમાંથી પાછા એક એકના ચાર ચાર ભાગ કરવા. અર્થાત્ પ્રત્યેક ભૂતોનો અર્દ્ધ ભાગ બાકી રાખવો અને અર્દ્ધ ભાગના ચાર ભાગ કરવા અને પોતાથી જે બીજાં ચાર ભૂતો છે તેમાં પોતાનો એક એક ભાગ જોડી દેવો અને પોતાનામાં ચારે ભૂતોનો એક એક અંશ ઉમેરવો એટલે પંચ પંચ પૂરાં થશે. અર્થાત્ આકાશના બે ભાગ કરવા અને એક અર્ધો રાખવો અને અર્દ્ધના ચાર ભાગ કરવા; તેમજ વાયુના પણ બે ભાગ કરવા, એક અર્ધો રાખવો અને એકના ચાર ભાગ કરવા. તેવીજ રીતે અગ્નિ, જલ અને પૃથ્વીના પણ બે બે ભાગો કરવા અને એક એક અર્ધો રાખવો અને બીજા અર્દ્ધના ચાર ચાર ભાગ કરવા.પછી પોતાના શિવાયનાં ભૂતોમાં એક એક ભાગ ( બે આનાનો એક ભાગ ) જોડી દેવો, જેમ કે અર્દ્ધ ભાગ આકાશનો અને વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી એ ચારેનો એક એક અંશ આવવાથી અર્દ્ધ ભાગ તે થયો, બંને મળી આકાશ તત્ત્વ પૂરું થયું. તે આકાશમાં અર્દ્ધ ભાગ પોતાનો અને અર્દ્ધ ભાગમાં ચારે બીજાં ભૂતોના અંશો આવવાથી આકાશ તત્ત્વ પૂરું થયું એમ સમજવું. તેમજ વાયુનો અર્દ્ધ ભાગ અને અર્દ્ધ ભાગમાં આકાશ, અગ્નિ, જલ, પૃથ્વી એ ચારેનો એક એક અંશ આવવાથી વાયુ તત્ત્વ પૂરું થયું. એવી રીતે યોજના કરવાથી પંચીકરણ થાય છે. ૩૩-૩૪

तत्कार्यं च विराड् देहः स्थूलदेहोऽयमात्मनः ॥
पञ्चभूतस्थसत्त्वांशैः श्रोत्रादीनां समुद्भवः ॥ ३५ ॥
ज्ञानेन्द्रियाणां राजेन्द्र प्रत्येकं मिलितैस्तु तैः ॥
*अन्तःकरणमेकं स्याद्वृत्तिभेदाच्चतुर्विधम् ॥ ३६ ॥*

એ પ્રકારે પંચીકૃત ભૂતોનું જે એકઠાપણું થઇને જે કાર્ય ઉત્પન્ન થયું તે વિરાટ્ સ્વરૂપ કહેવાય છે અને તે જે વિરાટ્ સ્વરૂપ છે તેજ મારું સ્થૂલ સ્વરૂપ છે. "પાછળના શ્લોકોમાં જે લિંગ

દેહ કહ્યો તેના અંતર્ગત જે ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ વગેરે છે તેઓની ઉત્પત્તિ હવે કહે છે." આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી એ પાંચે ભૂતોનો જે સત્ત્વગુણનો અંશ છે તેથી શ્રોત્રને આદિ લઇ પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉત્પન્ન થઇ. અર્થાત્ આકાશના સત્ત્વગુણના અંશથી શ્રોત્ર એટલે કાન, વાયુના સત્ત્વગુણના અંશથી ત્વક્ એટલે ચામડી, અગ્નિના સત્ત્વગુણના અંશથી ચક્ષુ-નેત્ર, જલના સત્ત્વગુણના અંશથી રસના એટલે જીભ અને પૃથ્વીના સત્ત્વગુણના અંશથી ઘ્રાણ એટલે નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉત્પન્ન થઇ. જ્ઞાનેન્દ્રિયો એટલે એનો અર્થ એવો સમજવો કે ઉપર ગણાવેલી પાંચે ઇંદ્રિયોથી દુનિયાની વસ્તુનું આપણને જ્ઞાન થાય છે એમ જાણી જ્ઞાનને માટે જે ઇંદ્રિયો તે જ્ઞાનેન્દ્રિયો કહેવાય એવું વિવેચન શાસ્ત્રકારોએ કર્યું છે. વ્યાસજી રાજા જનમેજયના પ્રતિ કહે છે કે, હે રાજેન્દ્ર! ઉપર ગણાવેલાં પંચ મહાભૂતોનો સત્ત્વગુણ એકઠો મળીને એક અંતઃકરણ થાય છે, અર્થાત્ અંતઃકરણ પંચમહાભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે, તે અંતઃકરણ વૃત્તિના ભેદથી ચાર પ્રકારનું છે. ૩૫-૩૬

यदा तु संकल्पविकल्पकृत्यं तदा भवेत्तन्मन इत्यभिख्यम् ॥
स्याद्बुद्धिसंज्ञं च यदा प्रवेत्ति सुनिश्चितं संशयहीनरूपम् ॥३७॥
अनुसंधानरूपं तच्चित्तं च परिकीर्तितम् ॥
अहंकृत्यात्मवृत्त्या तु तदहंकारतां गतम् ॥ ३८ ॥

"તે ચાર પ્રકારો આ બે શ્લોકોમાં વર્ણન કરીને કહે છે." જ્યારે તેજ અંતઃકરણ નાના પ્રકારના સંકલ્પવિકલ્પરૂપ ક્રિયા કરવાવાળું થાય ત્યારે તેનું નામ મન એવું આપવામાં આવે છે, જ્યારે તેજ અંતઃકરણ કોઇ પણ પ્રકારના સંશયરહિત થઈ વસ્તુના સ્વરૂપનો યથાર્થ નિશ્ચય કરે ત્યારે તેનું બુદ્ધિ એવું નામ આપવામાં આવે છે, જ્યારે તેજ અંતઃકરણ કોઇપણ પદાર્થનું પૂર્વાપરનું અનુસંધાન કરે ત્યારે તેનું નામ ચિત્ત એવું કહેવામાં આવે છે અને જ્યારે તે અંતઃકરણ અહંવૃત્તિવાળું અર્થાત્ હું હું એવી વૃત્તિનો આશ્રય કરે છે ત્યારે અહંકાર એવા નામને પામે છે. અર્થાત્ અંતઃકરણ

પોતે એક છે. પરંતુ, તેમાં જુદા જુદા ધર્મોનો આવિર્ભાવ થવાથી તેનાં જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. ૩૭-૩૮

तेषां रजोंऽशैर्जातानि क्रमात्कर्मेन्द्रियाणि च ॥
प्रत्येकं मिलितैस्तैस्तु प्राणो भवति पञ्चधा ॥ ३९ ॥

"ઉપરના શ્લોકોમાં પાંચ જ્ઞાનેંદ્રિયોની અને ચાર અંતઃકરણોની ઉત્પત્તિ કહી, હવે આ શ્લોકમાં પાંચ કર્મેંદ્રિયની ઉત્પત્તિ કહે છે."

આગળ વર્ણન કરેલા પંચભૂતોના રજોગુણના અંશથી ક્રમવડે પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થઇ. અર્થાત્ આકાશના રજોગુણના અંશથી વાક્ એટલે વાણી, વાયુના રજોગુણના અંશથી પાણી એટલે હાથ, અગ્નિના રજોગુણના અંશથી પાદ, જલના રજોગુણના અંશથી પાયુ એટલે ગુદા અને પૃથ્વીના રજોગુણના અંશથી ઉપસ્થ, એવી રીતે પાંચ કર્મેંદ્રિયો ક્રમથી ઉત્પન્ન થઇ અને તે પંચમહાભૂતોના રજોગુણ એકઠા મળીને પાંચ પ્રકારનો પ્રાણવાયુ ઉત્પન્ન થયો. ૩૯

हृदि प्राणो गुदेऽपानो नाभिस्थस्तु समानकः ॥
कण्ठदेशेप्युदानः स्याद्व्यानः सर्वशरीरगः ॥ ४० ॥

"જો કે વાયુ એકજ છે, પરંતુ જુદાં જુદાં સ્થાનોમાં તેની ગતિ થવાથી જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. તે નામો આ શ્લોકમાં બતાવે છે."

હૃદયમાં જે વાયુ ગયો તેનું નામ પ્રાણ છે, ગુદામાં જવાથી અપાન એવું નામ છે, નાભિમાં જવાથી સમાન એવું નામ છે, કંઠ દેશમાં જવાથી ઉદાન એવું નામ છે અને સર્વ શરીરમાં ફરવાથી તે વાયુનું નામ વ્યાન છે. એ પ્રકારે વાયુ એક છતાં પણ તેનાં જુદાં જુદાં નામો પડયાં. ૪૦

ज्ञानेन्द्रियाणि पञ्चैव पञ्च कर्मेन्द्रियाणि च ॥
प्राणादिपञ्चकं चैव धिया च सहितं मनः ॥ ४१ ॥
एतत्सूक्ष्मशरीरं स्यान्मम लिङ्गं यदुच्यते ॥
तत्र या प्रकृतिः प्रोक्ता सा राजन्द्विविधा स्मृता ॥ ४२ ॥
सत्त्वात्मिका तु माया स्यादविद्या गुणमिश्रिता ॥
स्वाश्रयं या तु संरक्षेत्सा मायेति निगद्यते ॥ ४३ ॥

શ્રોત્ર, ત્વક્, ચક્ષુષ, જિહ્વા, પ્રાણ–નાસિકા, એ પાંચ જ્ઞાનેંદ્રિયો, વાક્, પાણિ–હાથ, પાદ, પાયુ–ગુદા, ઉપસ્થ, એ પાંચ કર્મેન્દ્રિય, અને પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, એ પાંચ પ્રાણવાયુ તેમ બુદ્ધિ અને મન, એ સત્તર (૧૭) તત્ત્વોનું મારું સૂક્ષ્મ શરીર છે. જેનું બીજું નામ લિંગશરીર પણ કહેવામાં આવે છે.

" એ પ્રકારે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહનું સ્વરૂપ હતું તે કહી બતાવ્યું. હવે જીવ અને ઈશ્વરનો વિભાગ શાથી થયો તેનું કારણ અર્ધ શ્લોકમાં બતાવે છે. "

હે રાજન્! આગળ જે મેં પ્રકૃતિ કહી તે પ્રકૃતિ બે પ્રકારની છે. એક શુદ્ધ સત્ત્વ જેમાં પ્રધાન છે એવી માયા અને બીજી મલીન સત્ત્વ જેમાં પ્રધાન છે એવી અવિદ્યા. એવી રીતે માયા અને અવિદ્યાનો ભેદ સમજવો. તેમાં પણ જેને પોતાનો આશ્રય છે તેનું રક્ષણ કરે અને તેનું આવરણ કરે નહિ તે માયાનું સ્વરૂપ છે. અર્થાત્ માયાનો આશ્રય કરીને રહેલો જે ઈશ્વર તે માયાથી બંધાએલો નથી, પરંતુ માયા તેને અધીન છે. ૪૧-૪૩

तस्यां यत्प्रतिबिम्बं स्याद्बिम्बभूतस्य चेशितुः ॥
स ईश्वरः समाख्यातः स्वाश्रयज्ञानवान्परः ॥ ४४ ॥

માયાનો જેને આશ્રય છે તેને અર્થાત્ ઈશ્વરને વ્યામોહ નહિ કરવાવાળી અને સત્ત્વ જેમાં પ્રધાન છે એવી જે માયા તેમાં જે પરમાત્માનું પ્રતિબિંબ પડે છે તે પ્રતિબિંબનું નામ જ ઈશ્વર છે, અને તે ઈશ્વર વ્યાપક બ્રહ્મના જ્ઞાનવાળો છે. અર્થાત્ ઈશ્વરને પોતાના સ્વરૂપનું જ્ઞાન હોવાથી માયાનું આવરણ તેને બાધ કરી શકતું નથી. ૪૪

सर्वज्ञः सर्वकर्ता च सर्वानुग्रहकारकः ॥
अविद्यायां तु यत्किंचित्प्रतिबिम्बं नगाधिप ॥ ४५ ॥
तदेव जीवसंज्ञं स्यात्सर्वदुःखाश्रयं पुनः ॥
द्वयोरपीह संप्रोक्तं देहत्रयमविद्यया ॥ ४६ ॥

તે ઈશ્વરનું સ્વરૂપ વ્યાપક હોવાથી અને કોઈપણ કાલમાં તેના જ્ઞાનમાં આવરણ નહિ આવવાથી તે ઈશ્વર સર્વજ્ઞ છે, અને તે

ઈશ્વર અચિંત્ય માયાશક્તિવાળો છે તેથી સર્વ પદાર્થોનો કર્તા છે અને સર્વના ઉપર અનુગ્રહ કરવાવાળો છે. અર્થાત્ સમય પ્રમાણે વૃષ્ટિ કરવાથી તેમજ ઋતુ પ્રમાણે ફલ, ફુલ, ધાન્ય વગેરેની ઉત્પત્તિ કરવાથી સર્વ પ્રાણિઓના ઉપર અનુગ્રહ કરવાવાળો છે.

ભગવતી હિમાલય પ્રતિ કહે કેઃ–હે પર્વતોના અધિપતિ ! ઉપરના શ્લોકોમાં મલિનસત્ત્વ જેમાં પ્રધાન છે એવી જે અવિદ્યા કહી તેમાં જે પરમાત્માનું પ્રતિબિંબ પડે છે તેનું જ નામ જીવ છે અને મલિનસત્ત્વ જેમાં પ્રધાન છે એવી તે અવિદ્યાવડે પોતામાં રહેલા આનંદનું આવરણ થવાથી તે જીવ સર્વ દુઃખોનો આશ્રય છે. અર્થાત્ જીવાત્મા અવિદ્યાને અધીન હોવાથી પોતાનું સ્વરૂપ ભૂલી જઈ અહંકર્તા અહંભોક્તા, અહંસુખી અહંદુઃખી એવા અહં-ભાવવાળો હોવાથી તે સર્વ દુઃખોનો આશ્રય છે.

તે ઈશ્વર અને જીવ એ બેના એ ત્રણ (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ) દેહો પાછળ કહી આવ્યા છીએ. આ ત્રણે દેહનું વર્ણન આગળ સારી રીતે કરશે. જો કે ઈશ્વરમાં આવરણ એટલે આચ્છાદન અર્થાત્ અજ્ઞાનશક્તિ નથી, પરંતુ વિક્ષેપ એટલે ચંચલશક્તિ તો છે જ અને જીવમાં આવરણ અને વિક્ષેપ એ બંને શક્તિઓ છે. મલ નામની ત્રીજી પણ શક્તિ જીવની અંદર છે, એવું નીલકંઠ સ્વામીનું કહેવું છે. છેતાલીશમા શ્લોકમાં અવિદ્યા પદથી માયા અને અવિદ્યા એ ઉભયનું ગ્રહણ કરવું, કેવલ અવિદ્યા જ લેવી નહિ એવું પણ તેમનું કહેવું છે. ૪૫–૪૬

देहत्रयाभिमानाच्चाप्यभून्नामत्रयं पुनः ॥
प्राज्ञस्तु कारणात्मा स्यात्सूक्ष्मदेही तु तैजसः ॥ ४७ ॥

स्थूलदेही तु विश्वाख्यस्त्रिविधः परिकीर्तितः ॥
एवमीशोपि संप्रोक्त ईशसूत्रविराट्पदैः ॥ ४८ ॥

प्रथमो व्यष्टिरूपस्तु समष्ट्यात्मा परः स्मृतः ॥
स हि सर्वेश्वरः साक्षाज्जीवानुग्रहकाम्यया ॥ ४९ ॥

करोति विविधं विश्वं नाना भोगाश्रयं पुनः ॥
मच्छक्तिप्रेरितो नित्यं मयि राजन्प्रकल्पितः ५० ॥

॥ इतिश्रीदे० भा० सप्तमस्कंधे देवीगीतायां द्वितीयोऽध्यायः ॥ २ ॥

"જીવ અને ઈશ્વર એ બંને પણ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ એ ત્રણે દેહના અભિમાની હોવાથી તેમનાં પણ ત્રણ નામ જુદાં જુદાં પડ્યાં છે. તેમાં જીવનાં ત્રણ નામો આ શ્લોકમાં બતાવે છે."

કારણ દેહનો અભિમાની જીવ 'પ્રાજ્ઞ' એ પ્રકારના નામવાળો કહેવાય છે, સૂક્ષ્મ (લિંગ) દેહનો અભિમાની જીવ 'તૈજસ' એવા નામવાળો કહેવાય છે અને સ્થૂલ દેહનો અભિમાની જીવ 'વિશ્વ' એવા નામવાળો કહેવાય છે. "એ પ્રકારે જીવના ત્રણ પ્રકારના કહ્યા, હવે ઈશ્વરના ત્રણ પ્રકારના ભેદો કહે છે." એ પ્રકારે ઈશ્વર પણ ત્રણ દેહના અભિમાનથી અર્થાત્ કારણદેહના અભિમાનથી ઈશ, સૂક્ષ્મ (લિંગ) દેહના અભિમાનથી સૂત્ર અથવા હિરણ્યગર્ભ અને સ્થૂલ દેહના અભિમાનથી વિરાટ્ અથવા વૈશ્વાનર એવા નામવાળો થાય છે. તેમાં પણ પ્રથમ જે જીવ છે તે વ્યષ્ટિરૂપે એટલે વ્યષ્ટિ–દેહત્રયનો અભિમાની છે, અને ઈશ્વર સમષ્ટિરૂપે એટલે સમષ્ટિદેહનો અભિમાની છે. સમષ્ટિ અને વ્યષ્ટિ એ બે શબ્દનો ખુલાસો એવો છે કે જેમ વન અને વૃક્ષ. બધાં વૃક્ષોનું નામ નહિ બોલતાં વન એવું બોલ્યા એટલે બધાં વૃક્ષો આવી ગયાં તેમજ દુનિયાના યાવત્ પદાર્થોનું નામ નહિ બોલતાં સમષ્ટિ એવું બોલ્યા એટલે દુનિયાના યાવત્ પદાર્થો તેમાં આવી ગયા. આથી એમ સમજવું કે સમષ્ટિ એટલે યાવત્ પદાર્થોનું એકકું જ્ઞાન અને વ્યષ્ટિ એટલે પ્રત્યેક પદાર્થનું ભિન્ન ભિન્ન જ્ઞાન. હવે ઈશ્વરના મહિમાનું વર્ણન કરે છે કે, તે ઇશ્વર સાક્ષાત્ સર્વનો ઈશ્વર છે અને પોતાના અનુભવના આનંદવડે નિરંતર નિત્ય તૃપ્ત છે, તો પણ કેવલ જીવોને મોક્ષ થાય એવી ઇચ્છાવડે નાના પ્રકારના ભોગોનું સ્થાન જેમાં છે એવું નાના પ્રકારનું વિશ્વ રચે છે, કારણ કે તે કરુણાસિંધુ છે.

વ્યાસજી જનમેજય રાજા પ્રતિ કહે છે કે હે રાજન્! અને ભગવતી હિમાલય પ્રતિ કહે છે કે, હે હિમાલય! તે ઇશ્વર પણ બ્રહ્મસ્વરૂપિણી એવી જે હું તે મારી માયા શક્તિવડે પ્રેરાયેલો જ સર્વ કરે છે.

એથી તે ઇશ્વર પણ બ્રહ્મસ્વરૂપિણી એવી જે હું તેને વિષે અંધારામાં પડેલી દોરડીમાં જેમ કલ્પિત સર્પ મિથ્યા છે તેમ મિથ્યા છે. આથી તે ઇશ્વર પણ મારી શક્તિને અધીન છે એમ સૂચિત કર્યું ૪૭-૫૦

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानोविषे
वीजो अध्याय समाप्त ॥ २ ॥

## अध्याय ३ जो. *

### બ્રહ્મસ્વરૂપમાં વિશ્વના અપવાદનું-બાધનું તથા દેવીના વિરાટ્સ્વરૂપનું વર્ણન.

"બીજા અધ્યાયની અંદર અધ્યારોપ વર્ણન કરીને કહ્યો. અધ્યારોપ એટલે અવસ્તુમાં વસ્તુનો આરોપ કરવો એનું નામ અધ્યારોપ છે, જેમ કે અંધારામાં પડેલી દોરડીમાં સર્પનો આરોપ કરવો તેનું નામજ અધ્યારોપ છે; દોરડી એ સર્પરૂપ વસ્તુ નથી, પરંતુ તેમાં જેમ વસ્તુ સર્પનો આરોપ કરવામાં આવે છે તેમજ જગત્ બ્રહ્મની અંદર કલ્પિત હોવાથી મિથ્યા છે એમ પ્રતિપાદન કર્યું. હવે આ ત્રીજા અધ્યાયના છપ્પન ( શ્લોકો ) વડે આ બધા વિશ્વના અપવાદ એટલે બાધનું બ્રહ્મસ્વરૂપની અંદર વર્ણન કરવામાં આવશે. અધ્યારોપ અને અપવાદ એ બે શબ્દોનો અર્થ ખાસ કરીને ધ્યાનમાં રાખવો, કારણ કે તે વેદાંતના ખાસ પારિભાષિક શબ્દો છે."

॥ देव्युवाच ॥

मन्मायाशक्तिसंकॢप्तं जगत्सर्वं चराचरम् ॥
सापि मत्तः पृथङ्माया नास्त्येव परमार्थतः ॥ १ ॥

ભગવતી હિમાલય પ્રતિ કહે છેઃ-હે હિમાલય ! જે મારી માયાશક્તિવડે આ સંપૂર્ણ ચરાચર વિશ્વ કલ્પિત કરવામાં આવ્યું છે તે માયાશક્તિ પણ મારા સ્વરૂપથી પૃથક્ નથી, અર્થાત્ મારું જ સ્વરૂપ છે અને તે માયાનું પણ મારે વિષે કલ્પિતપણું હોવાથી મિથ્યાપણું સમજવું. એથી એવું બોધન કર્યું કે, હું જ પરમાર્થરૂપે છું, બીજી કોઇપણ વસ્તુ છેજ નહિ. ૧

---

* આ અધ્યાયમાં બ્રહ્મસ્વરૂપમાં વિશ્વનો બાધ કેવી રીતે થાય છે તેની તથા દેવીના વિરાટ્સ્વરૂપના વર્ણનની કથા કહેવામાં આવી છે.

व्यवहारदशा सेयं विद्या मायेति विश्रुता ॥
तत्त्वदृष्ट्या तु नास्त्येवं तत्त्वमेवास्ति केवलम् ॥ २ ॥

" જ્યારે સર્વથા દ્વૈતનો અભાવ છે ત્યારે આ દ્વૈત જગત્ કેવી રીતે ભાસે છે ? એ શંકાનું સમાધાન આ શ્લોકમાં કરે છે. " અનાદિ અવિદ્યાવડે ભ્રાંત થયેલા પુરુષોનો જે વ્યવહાર તે વ્યવહારદૃષ્ટિથી માયા અને અવિદ્યા સાંભળવામાં આવી છે. તત્ત્વદૃષ્ટિ એટલે બ્રહ્મદૃષ્ટિથી તો તે માયા અને અવિદ્યા એ છે જ નહિ, કિંતુ એક અદ્વિતીય બ્રહ્મતત્ત્વ જ છે. જેમ અંધારામાં પડેલી દોરડીમાં પાણીનો રેલો, જમીનની ફાટ, લાકડી, સર્પ વગેરેની ભ્રાંતિ થાય છે, પરંતુ દોરડીનું યથાર્થ સ્વરૂપ જાણવાથી તે સર્વ વસ્તુઓ એની મેળે જ નિવૃત્ત થાય છે, કારણ કે તે સત્ય નથી પરંતુ કલ્પિત (મિથ્યા) છે, એટલે કે એક યથાર્થ વસ્તુ દોરડીજ સત્યસ્વરૂપ રહી જાય છે તેમજ બ્રહ્મનું સત્યસ્વરૂપ જાણવાથી તે સર્વ કલ્પિત યાવત જગત્ એની મેળેજ નિવૃત્ત થાય છે. એવી રીતે વેદની શ્રુતિમાં પણ કહ્યું છેઃ " न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः । न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता "–" તે સત્યસ્વરૂપ બ્રહ્મમાં નિરોધ નથી, તેની ઉત્પત્તિ નથી, તે બદ્ધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી મુક્ત નથી, પણ પરમાર્થસ્વરૂપજ છે. " તેમ જ તાપનીય ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કે " असत्त्वमरजस्कमतमस्कममायमिति–સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણેનો અને માયાનો જેમાં સંબંધ નથી એવું તે બ્રહ્મસ્વરૂપ છે." આ શ્રુતિઓ પણ બ્રહ્મનું અદ્વિતીયપણુંજ પ્રતિપાદન કરે છે. ૨

साऽहं सर्वं जगत्सृष्ट्वा तदन्तः प्रविशाम्यहम् ॥
माया कर्मादिसहिता गिरे प्राणपुरःसरा ॥ ३ ॥

" આ ઠેકાણે એવી શંકા ઉત્પન્ન થાય છે કે, જ્યારે આ બધું જગત્ મિથ્યા છે ત્યારે જગત્‌ની અંદર આવેલો જીવાત્મા પણ મિથ્યા તમારે કહેવો પડશે અને જીવને મિથ્યા કહેવાથી મોક્ષ દશામાં તેની સ્થિતિ ન રહે એમ જાણી તે જીવ કદાપિ પોતાના નાશસારૂ યત્ન નહિ કરે તો પછી તમારું મોક્ષશાસ્ત્ર વ્યર્થ થવાનું ?

એ શંકાનું સમાધાન આ શ્લોકમાં કરે છે." હે હિમાલય! માયા અને અવિદ્યા, તે તે પ્રાણિઓનાં કર્મ અને નાના પ્રકારનાસંસ્કારો સહિત હું જ કૂટસ્થ બ્રહ્મસ્વરૂપ છું, અને પ્રથમથી આ બધું જગત્ સર્જીને જેમ ઘટમાં આકાશ પ્રવેશ કરે છે, જેમ દર્પણમાં પ્રતિબિંબ પડેછે તેમજ ચિદાભાસરૂપવડે તે જગત્માં હું પ્રવેશ કરું છું. તેમાં પણ પ્રાણવાયુને આગળ કરીને પ્રવેશ કરું છું. અર્થાત્ પ્રથમ પ્રાણવાયુનો પ્રવેશ કરાવી પછી હું પ્રવેશ કરું છું. ૩

> लोकान्तरगतिर्नो चेत्कथं स्यादिति हेतुना ॥
> यथा यथा भवन्त्येव मायाभेदास्तथा तथा ॥
> उपाधिभेदाद्भिन्नाऽहं घटाकाशादयो यथा ॥ ४ ॥

"જગત્‌ને ઉત્પન્ન કરીને તેમાં પોતે જ પ્રાણસહિત પ્રવેશ કરે છે એવું ઉપરના શ્લોકમાં કહ્યું, જગત્માં પ્રવેશ કરવાનું પ્રયોજન શું તે આ શ્લોકમાં વર્ણન કરીને કહે છે." ભગવતી કહે છે કે, જો હું પ્રાણનું અભિમાન કરીને જગત્માં પ્રવેશ ન કરું તો મારું સ્વરૂપ તો વ્યાપક છે તેથી આ લોકમાંથી બીજા લોકમાં જવું તેમ જ પ્રાણિઓનાં જન્મ અને મરણ વગેરે વ્યવહાર કેવી રીતે થાય? કારણ કે વ્યાપકને જવું આવવું, દેહનો સંબંધ, દેહનો ત્યાગ વગેરે કાંઇ પણ બની શકે નહિ તેથી મારે પ્રાણનું અભિમાન ધારણ કરી શરીરમાં પ્રવેશ કરવો પડે છે. તે શરીરમાં પ્રાણનું રૂપ જ્યારે હું સ્વીકારું છું ત્યારે એક દેહમાંથી બીજા દેહમાં પ્રવેશ (જન્મ અને મરણ), આ લોકમાંથી બીજા લોકમાં ગતિ એ બધો વ્યવહાર સિદ્ધ થાય છે આ ઠેકાણે એવો અભિપ્રાય છે કે કેવલ ચિદાભાસની જીવ એવી સંજ્ઞા છે એમ નહિ કિંતુ હું કૂટસ્થસ્વરૂપિણી તેમ જ અંતઃકરણસ્વરૂપ, તદાશ્રય અવિદ્યારૂપ અને ચિદાભાસ એ ચારે મળીને જીવ એવી સંજ્ઞા છે. અને અવિદ્યા, અંતઃકરણ, ચિદાભાસ એ ત્રણનો જ્ઞાનવડે નાશ થાય છે, પરંતુ કૂટસ્થ બ્રહ્માંશનો મુક્તિદશામાં નાશ થતો નથી અને તે અવશેષ રહે છે, અને એટલા સારુજ જીવાત્માની મોક્ષમાં પ્રવૃત્તિ છે, અને પ્રવૃત્તિબોધક શાસ્ત્રની પણ જરુર છે. "અહીં એવી શંકા થાય છે કે જો ભગવતીએ પોતાનું

અદ્વિતીય સ્વરૂપ બતાવ્યું અને પોતે એક જ છે એમ જ્યારે કહ્યું, તો પછી જીવાત્મા પણ એક જ ઠરશે અને જીવાત્મા તો નાના પ્રકારના જોવામાં આવે છે, તેનું સમાધાન કરે છે." જેમ આકાશનું સ્વરૂપ સર્વત્ર વ્યાપક એક જ છે, પરંતુ તેને ઘટની ઉપાધિ લાગવાથી ઘટાકાશ, મઠની ઉપાધિ લાગવાથી મઠાકાશ, એમ તેની જુદી જુદી સંજ્ઞાઓ પડે છે, તેમ જ સત્ ચિત્ આનંદ સ્વરૂપ કૂટસ્થ એક જ છે પરંતુ અવિદ્યા અને અંતઃકરણ એ નાના પ્રકારના હોવાથી તેની ઉપાધિ કૂટસ્થને વળગી એટલે કૂટસ્થ પણ નાના પ્રકારનું ભાસવા લાગ્યું અને જીવાત્મા નાના છે એમ અજ્ઞાની પુરુષો માનવા લાગ્યા; વસ્તુતઃ જ્ઞાનદૃષ્ટિથી ઉપાધિને દૂર કરીએ તો તે કૂટસ્થ એક અદ્વિતીય જ ભાસે છે. વેદની શ્રુતિ પણ ઉપરના અર્થને ટેકો આપે છેઃ "इन्द्रो मायाभिः पुरुरूप ईयते"–"પ્રકાશસ્વરૂપ આત્મા માયાવડે બહુરૂપપને પામે છે." ઇત્યાદિ વેદનાં વાક્યોથી જીવાત્માનો ઉપાધિકૃત ભેદ સમજવો પણ વસ્તુતઃ તેનો ભેદ નથી. ૪

उच्चनीचादिवस्तूनि भासयन्भास्करः सदा ॥
न दुष्यति तथैवाहं दोषैर्लिप्ता कदापि न ॥ ५ ॥

"જ્યારે તમે પ્રાણરૂપ ધારણ કરી જગતમાં પ્રવેશ કર્યો ત્યારે તમે પણ જગતની અંદર આવ્યાં તો જગતના જે અનર્થ દોષો છે તેથી તમારું સ્વરૂપ પણ દૂષિત થશે તો તમે તમારું સચ્ચિદાનંદ સ્વરૂપ કેમ વર્ણવ્યું? એ શંકાનું સમાધાન કરે છે." જેમ સૂર્યનારાયણ પોતાના કિરણોવડે દુનિયાની સારી માઠી યાવત્ વસ્તુઓને પ્રકાશિતકરે છે અને તેના ઉપર પોતાનાં કિરણો પાડે છે, પરંતુ તે વસ્તુમાં રહેલા દોષોનો સંબંધ સૂર્યનારાયણની સાથે બિલકુલ નથી પણ એ તો સદા દોષરહિત જ છે, તેમજ હું પણ સચ્ચિદાનંદ રૂપે યાવત્ પદાર્થોને પ્રકાશિત કરું છું, પરંતુ તે પદાર્થોના દોષોથી દૂષિત થતી નથી અને સદા નિર્લેપ જ રહું છું.૫

मयि बुद्ध्यादिकर्तृत्वमध्यस्यैवापरे जनाः ॥
वदन्ति चात्मा कर्तेति विमूढा न सुबुद्धयः ॥ ६ ॥

"વળી એક એવી શંકા ઉત્પન્ન થાય છે કે, સૂર્યનારાયણ તો તે તે વસ્તુઓથી ભિન્ન સાક્ષિરૂપે આકાશમાં જુદો જ છે, તે કાંઇ કોઇ

વસ્તુને ઉત્પન્ન કરતો નથી અને તમે તો સર્વ કાર્યનાં કરવાવાળાં છો અને વળી પ્રાણરૂપે જગતમાં પ્રવેશ કરો છો તો જગતના દોષોથી તમારું સ્વરૂપ પણ દૂષિત થવું જ જોઇએ. એ શંકાનું સમાધાન આ શ્લોકમાં કરે છે." હે હિમાલય ! જે અવિવેકી પુરુષો છે તે બુદ્ધિ, અંતઃકરણ વગેરેનાં કરેલાં કાર્યોનું કર્તાપણું, હું જે આત્મસ્વરૂપિણી છું તે મારે વિષે અધ્યાસ કરીને એમ કહે છે કે, આત્મા જ આ બધું કરે છે પરંતુ જે વિવેકી પુરુષો છે તે એમ બોલતા નથી. તેથી હું પણ સૂર્યનારાયણની માફક સાક્ષિરૂપિણી જ છું પણ કરવાવાળી નથી. જો કરવાવાળી હઉં તો મને કાર્યના દોષો આવીને વળગે અને મારું સ્વરૂપ દૂષિત થાય. અર્થાત્ મારા યથાર્થ સ્વરૂપને નહિ જાણનારા અવિવેકી મૂઢ પુરુષો બુદ્ધિ, અંતઃકરણ વગેરેનાં કરેલાં કાર્યોને માટે એમ માને છે કે, આ બધાં આત્મા જ કરે છે અને એમ *મિથ્યા અધ્યાસ માની મારે વિષે કર્તૃત્વ ભોક્તૃત્વનો આરોપ કરે* છે, વસ્તુતઃ હું તો કર્ત્રી ભોક્ત્રી નથી, પરંતુ સાક્ષિણી છું. ૬

अज्ञानभेदतस्तद्वन्मायाया भेदतस्तथा ॥
जीवेश्वरविभागश्च कल्पितो माययैव तु ॥ ७ ॥

અજ્ઞાનના ભેદથી અને તદ્રૂપ (અજ્ઞાનરૂપ) માયાના ભેદથી જીવનું બહુપણું જાણવું, વસ્તુતઃ જીવનો ભેદ નથી. તેમ જ ઈશ્વરનાં સ્વરૂપો પણ ઘણાં જાણવાં. અર્થાત્ માયાના ભેદથી બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર વગેરે ભેદોથી ઇશ્વરનાં સ્વરૂપો પણ ઘણાં જાણવાં. જીવ અને ઈશ્વરનો વિભાગ માયાવડે કલ્પિત જાણવો. તાત્પર્ય કે અજ્ઞાનના ભેદથી જીવની સિદ્ધિ જાણવી અને માયાના ભેદથી ઈશ્વરની સિદ્ધિ જાણવી. ૭

घटाकाशमहाकाशविभागः कल्पितो यथा ॥
तथैव कल्पितो भेदो जीवात्मपरमात्मनोः ॥ ८ ॥

દેવી હિમાલયને દષ્ટાંત આપીને સમજાવે છે કે, જેમ આકાશને ઘટની ઉપાધિ લાગવાથી ઘટાકાશ, મઠની ઉપાધિ લાગવાથી મઠાકાશ, મહત્‌ની ઉપાધિ લાગવાથી મહાકાશ, એમ જુદાંજુદાં નામો આપવામાં આવે છે, પણ વસ્તુતઃ તે આકાશ એક જ છે તેમ જ અજ્ઞાન અને માયા એ બે વડે જીવાત્માપરમાત્માનો ભેદ કલ્પિત છે, વસ્તુતઃ ભેદ નથી

यथा जीवबहुत्वं च मायथैव न च स्वतः ॥
तथेश्वरबहुत्वं च मायया न स्वभावतः ॥ ९ ॥

જેમ જીવનું બહુપણું માયાવડે જ છે પણ સ્વતઃ નથી તેમજ ઈશ્વરનું બહુપણું એટલે બ્રહ્મારૂપે, વિષ્ણુરૂપે, રુદ્રરૂપે જે બહુપણું છે તે માયાવડે જ જાણવું પણ સ્વતઃ છે જ નહિ. ૯

देहेन्द्रियादिसंघातवासनाभेदभेदिता ॥
अविद्या जीवभेदस्य हेतुर्नान्यः प्रकीर्तितः ॥ १० ॥

જીવના ભેદમાં હેતુ બતાવે છે કે, દેહ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, ચાર અંતઃકરણો ( આ બધાંનાં સ્વરૂપો પાછળના અધ્યાયમાં કહી ગયા છીએ તેથી ત્યાં જોઇ લેવાં ) અને અનાદિકાલની વાસના એ સર્વના ભેદથી ભેદ પામેલી જે અવિદ્યા તે જ જીવના ભેદમાં હેતુ–કારણ છે, બીજું કાંઇ પણ કારણ નથી. ૧૦

गुणानां वासनाभेदभेदिता या धराधर ॥
माया सा परभेदस्य हेतुर्नान्यः कदाचन ॥ ११ ॥

ધરા એટલે પૃથ્વીને ધારણ કરનાર હે હિમાલય ! સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ એ ત્રણે ગુણોના જે વાસનાના ભેદો અર્થાત્ સાત્ત્વિક ભેદ, રાજસ ભેદ, તામસ ભેદ તે ભેદોથી ભેદ પામેલી જે માયા તે જ ઇશ્વરના ભેદમાં કારણ છે. અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર વગેરે જે ઇશ્વરના ભેદો થયા તેમાં પણ કારણ માયા જ છે, માયા શિવાય બીજું કારણ નથી. ૧૧

मयि सर्वमिदं प्रोतमोतं च धरणीधर ॥ १२ ॥

હે હિમાલય ! હું એક જ સર્વાત્મ ચૈતન્યસ્વરૂપ છું, એથી મારું સ્વરૂપ સર્વાત્મક છે. મારે વિષે આ બધું નામસ્વરૂપવાળું જગત્ ઓતપ્રોત એટલે પરોવાયલું છે. એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૧૨

ईश्वरोऽहं च सूत्रात्मा विराडात्माऽहमस्मि च ॥
ब्रह्माहं विष्णुरुद्रौ च गौरी ब्राह्मी च वैष्णवी ॥ १३ ॥

सूर्योऽहं तारकाश्चाहं तारकेशस्तथाऽस्म्यहम् ॥
पशुपक्षिस्वरूपाऽहं चाण्डालोऽहं च तस्करः ॥ १४ ॥
व्याधोऽहं क्रूरकर्माऽहं सत्कर्माऽहं महाजनः ॥
स्त्रीपुन्नपुंसकाकारोऽप्यहमेव न संशयः ॥ १५ ॥

કારણદેહના અભિમાનથી હું ઇશ્વરરૂપિણી છું, લિંગ અથવા સૂક્ષ્મ દેહના અભિમાનથી હું સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભરૂપિણી છું, સ્થૂલ દેહના અભિમાનથી વિરાટ્સ્વરૂપિણી છું, તેમજ બ્રહ્માસ્વરૂપે પણ હું જ છું, અને વિષ્ણુ અને રુદ્રરૂપે પણ મારું જ સ્વરૂપ છે. બ્રહ્માની પાસે બ્રાહ્મી, વિષ્ણુની પાસે વૈષ્ણવી અને રુદ્રની પાસે ગૌરી પણ મારી જ શક્તિઓ છે, તારાઓ અને તારાઓનો ઇશ જે ચંદ્રમા તેરૂપે પણ હું જ છું, પશુપક્ષિરૂપે પણ હું જ છું, ચાંડાલ અને ચોરરૂપે પણ હું જ છું, વ્યાધ એટલે શિકારી, ક્રૂર કર્મ કરનારી, સત કર્મ કરનારી અને મહાજન એ સર્વરૂપે હું જ છું. સ્ત્રીરૂપે, પુરુષરૂપે અને નપુંસકરૂપે પણ હું જ છું એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૧૩-૧૫

यच्च किंचित्क्वचिद्वस्तु दृश्यते श्रूयतेऽपि वा ॥
अन्तर्बहिश्च तत्सर्वं व्याप्याहं सर्वदा स्थिता ॥ १६ ॥

જે કાંઇ નામ રૂપવાળી વસ્તુ આ જગત્માં જોવામાં આવે છે અથવા સાંભળવામાં આવે છે તે સર્વ વસ્તુના અંદર અને બહાર વ્યાપીને એકરસરૂપે સર્વદા એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાલમાં હું જ રહી છું. ૧૬

न तदस्ति मया त्यक्तं वस्तु किंचिच्चराचरम् ॥
यद्यस्ति चेत्तच्छून्यं स्याद्वन्ध्यापुत्रोपमं हि तत् ॥ १७ ॥

હે હિમાલય ! મારી માયાશક્તિથી ચરાચર વસ્તુ કોઇ પણ છુટેલી નથી. અર્થાત્ સર્વ ઠેકાણે માયાશક્તિનો જ વિલાસ છે. જો મારી માયાશક્તિથી છુટેલી કોઇ પણ વસ્તુ હોય તો તે શૂન્ય સમજવી અથવા વંધ્યાપુત્રની માફક છે જ નહિ એમ સમજવી. ૧૭

रज्जुर्यथा सर्पमालाभेदैरेका विभाति हि ॥
तथैवेशादिरूपेण भाम्यहं नात्र संशयः ॥ १८ ॥

જેમ અંધારામાં પડેલી રજ્જુ એટલે દોરડી સર્પરૂપે, માલારૂપે, જમીનની ફાટરૂપે, લાકડીરૂપે, પાણીના રેલારૂપે, એમ અનેક રૂપે ભાસે છે પણ વસ્તુતઃ તે દોરડી એક જ છે, તેમજ ઇશ્વરના આદિ લઇ નાનારૂપે હું જ ભાસું છું એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૧૮

अधिष्ठानातिरेकेण कल्पितं तन्न भासते ॥
तस्मान्मत्सत्तयैवैतत्सत्तावन्नान्यथा भवेत् ॥ १९ ॥

હે હિમાલય ! સર્પ, માલા, જમીનની ફાટ, લાકડી, પાણીનો રેલો વગેરેનું અધિષ્ઠાન—આધાર કોણ છે કે અંધારામાં પડેલી દોરડી. જો દોરડી ન હોય તો પછી કોઈ પણ વસ્તુની કલ્પના સંભવે નહિ તેથી અધિષ્ઠાન જે દોરડી તેને છોડીને જુદે ઠેકાણે તેમના અસ્તિપણાનો જેમ અભાવ છે તેવી જ રીતે મારી સત્તાથી જ આ બધું સચરાચર જગત્ સત્તાવાન્ છે; અન્યથા એટલે મારી સત્તા શિવાય પોતાની મેળે સત્તાવાન્ નથી. આથી એમ બોધક કર્યું કે સર્વનું કારણ હું પોતે જ છું. ૧૯

॥ हिमालय उवाच ॥

यथा वदसि देवेशि समष्ट्यात्मवपुस्त्विदम् ॥
तथैव द्रष्टुमिच्छामि यदि देवि कृपा मयि ॥ २० ॥

આ પ્રકારનું જગદંબાનું વચન સાંભળી હિમાલયના મનમાં જિજ્ઞાસા થઈ અને તે બોલ્યો—હે દેવેશિ ! જેવી રીતે તમે આ તમારું સમષ્ટિરૂપ ( વિરાટ્ સ્વરૂપ ) કહો છો, તેવી જ રીતે હું જોવાને ઇચ્છું છું. હે દેવિ ! જો તમારી મારા ઉપર કૃપા હોય તો કૃપા કરીને દેખાડો. ૨૦

॥ व्यास उवाच ॥

इति तस्य वचः श्रुत्वा सर्वे देवाः सविष्णवः ॥
ननन्दुर्मुदितात्मानः पूजयन्तश्च तद्वचः ॥ २१ ॥

વ્યાસજી જનમેજયના પ્રતિ કહે છે કે, હે રાજન્ ! વિષ્ણુ સહિત તે સર્વ દેવતાઓ તે હિમાલયનું વચન સાંભળી આનંદ પામવા લાગ્યાં, એટલું જ નહિ, પરંતુ પોતાના મનમાં પ્રસન્ન થઇને

તેના વચનનો સત્કાર કરવા લાગ્યા. ભાવાર્થ કે હિમાલયનો આ પ્રકારનો પ્રશ્ન સાંભળી દેવતાઓ ઘણાજ રાજી થયા અને એમ કહેવા લાગ્યા કે અમને જે ઇષ્ટ હતું તેજ આ હિમાલય પૂછે છે. ૨૧

अथ देवमतं ज्ञात्वा भक्तकामदुघा शिवा ॥
अदर्शयान्निजं रूपं भक्तकामप्रपूरिणी ॥ २२ ॥

બાદ ભક્તોની ઇચ્છા પૂર્ણ કરનારી તેમજ ભક્તોના મનોરથને પરિપૂર્ણ કરનારી તે શિવા એટલે મંગલસ્વરૂપિણી જગદંબા, દેવતાઓનો અભિપ્રાય જાણીને પોતાનું સ્વરૂપ દેખાડતાં હવાં. અર્થાત્ દેવતાઓના મુખમાંથી એમ નીકળ્યું કે હિમાલય ઘણુંજ સારું પૂછે છે તેથી એ વચનસાંભળી ભગવતી પોતાનું સ્વરૂપ દેખાડતાં હવાં. ૨૨

अपश्यंस्ते महादेव्या विराड्रूपं परात्परम् ॥
द्यौर्मस्तकं भवेद्यस्य चन्द्रसूर्यौ च चक्षुषी ॥ २३ ॥

તે સર્વ દેવતાઓ મહાદેવીનું પરથી પણ પર એવું વિરાટ્ સ્વરૂપ જોતા હવા. તે દેવતાઓએ જગદંબાનું કેવું સ્વરૂપ જોયું તે બતાવે છે કે જે વિરાટ્સ્વરૂપનું મસ્તક ઉપરના સાત લોકને ઠેકાણે હતું, અને સૂર્ય અને ચંદ્રમા નેત્રને ઠેકાણે હતા. ૨૩

दिशः श्रोत्रे वचो वेदाः प्राणो वायुः प्रकीर्तितः ॥
विश्वं हृदयमित्याहुः पृथिवी जघनं स्मृतम् ॥ २४ ॥

કાનને ઠેકાણે દશ દિશાઓ હતી, વાણીરૂપ વેદો હતા, પ્રાણવાયુને ઠેકાણે વાયુ હતો, હૃદયને ઠેકાણે વિશ્વ હતું અને જંઘાઓને ઠેકાણે પૃથિવી હતી. ૨૪

नभस्तलं नाभिसरो ज्योतिश्चक्रमुरःस्थलम् ॥
महर्लोकस्तु ग्रीवा स्याज्जनो लोको मुखं स्मृतम् ॥ २५ ॥

નાભિચક્રને ઠેકાણે આકાશતલ હતું, છાતીને ઠેકાણે ગ્રહ અને તારાઓનું મંડલ હતું, ગ્રીવા એટલે ડોકને ઠેકાણે મહર્નામનો લોક હતો અને મુખને ઠેકાણે જનનામનો લોક હતો. ૨૫

तपोलोको रराटिस्तु सत्यलोकादधः स्थितः ॥
इन्द्रादयो बाहवः स्युः शब्दः श्रोत्रं महेशितुः ॥ २६ ॥

રરાટિ એટલે લલાટને ઠેકાણે સત્યલોકથી અધોભાગમાં રહેલો તપોલોક હતો, ઇંદ્રાદિ દેવતાઓ બાહુને ઠેકાણે હતા, તે સર્વના નિયંતા વિરાટ્ સ્વરૂપના શ્રોત્ર એટલે કાનને ઠેકાણે શબ્દ હતો. ભાવાર્થ કે જે સર્વના શ્રોત્ર-કાનનો વિષય શબ્દ છે તે વિરાટ્ સ્વરૂપનો કાન હતો. ૨૬

नासत्यदस्रौ नासे स्तो गन्धो घ्राणं स्मृतो बुधैः ॥
मुखमग्निः समाख्यातो दिवारात्री च पक्ष्मणी ॥ २७ ॥

નાસત્ય અને દસ્ર એટલે બે અશ્વિનીકુમાર નામના દેવતાઓ આ વિરાટ્સ્વરૂપની બે નાસિકાને ઠેકાણે હતા, જે ગંધ ગુણ છે તે ઘ્રાણ એટલે નાસિકાને ઠેકાણે વિદ્વાનોએ કહ્યો છે, મુખને ઠેકાણે અગ્નિ કહેવામાં આવ્યો છે, અને દિવસ તથા રાત્રિ રુંવાટાંને ઠેકાણે જાણવાં. ૨૭

ब्रह्मस्थानं भ्रूविजृम्भोऽप्यापस्तालुः प्रकीर्तिताः ॥
रसो जिह्वा समाख्याता यमो दंष्ट्राः प्रकीर्तिताः ॥ २८ ॥

પ્રજાના પતિ ચતુર્મુખ બ્રહ્માનું જે બ્રહ્મલોક સ્થાન છે તે આ વિરાટ્સ્વરૂપનો ભ્રકુટિનો વિલાસ સમજવો એટલે ભ્રુકુટિને ઠેકાણે બ્રહ્મલોક જાણવો, આપ એટલે જલ છે તે તાલુને ઠેકાણે છે, જે રસ છે તે જીભને ઠેકાણે છે અને જે યમરાજ છે તે દાઢોને ઠેકાણે છે. ૨૮

दन्ताः स्नेहकला यस्य हासो माया प्रकीर्तिता ॥
सर्गस्त्वपाङ्गमोक्षः स्याद्व्रीडोर्ध्वोष्ठो महेशितुः ॥ २९ ॥

સ્ત્રીપુરુષાદિકની જે સ્નેહની કલાઓ છે તે દાંતને ઠેકાણે છે, અને જે માયા છે તે હાસ્ય (ખડખડ હસવું) ને ઠેકાણે કહેલી છે. વાંકી ભ્રુકુટિથી જે જોવું એજ આ સૃષ્ટિની ઉત્પત્તિ છે. મહાન્ નિયમન કરવાવાળા તે વિરાટ્સ્વરૂપનો ઉપરનો જે હોઠ તે લજ્જા ને ઠેકાણે છે. ૨૯

लोभः स्यादधरोष्ठोऽस्याधर्ममार्गस्तु पृष्ठभूः ॥
प्रजापतिश्च मेढ्रं स्याद्यः स्रष्टा जगतीतले ॥ ३० ॥

વળી આ વિરાટ્સ્વરૂપના નીચેના હોઠને ઠેકાણે લોભ છે, પૃષ્ઠભાગને ઠેકાણે અધર્મમાર્ગ છે, અને આ પૃથ્વીતલમાં ઉત્પન્ન કરવાવાળા પ્રજાપતિ (બ્રહ્મા) છે તે મેઢ્ર એટલે ગુહ્યસ્થાનને ઠેકાણે છે. ૩૦

कुक्षिः समुद्रा गिरयोऽस्थीनि देव्या महेशितुः ॥
नद्यो नाड्यः समाख्याता वृक्षाः केशाः प्रकीर्तिताः ॥३१॥

ભગવતીના વિરાટ્સ્વરૂપની જે કુખો છે તેને ઠેકાણે સમુદ્ર છે, તેમ જ અસ્થિ એટલે હાડકાંને ઠેકાણે પર્વતો છે, નદીઓ જે છે તે નાડીઓને ઠેકાણે છે, અને વૃક્ષો કેશને ઠેકાણે કહ્યા છે. ૩૧

कौमारयौवनजरावयोऽस्य गतिरुत्तमा ॥
बलाहकास्तु केशाः स्युः सन्ध्ये ते वाससी विभोः ॥३२॥

આ વિરાટ્સ્વરૂપની કૌમાર, યૌવન અને જરા એ ત્રણ પ્રકારની વયની ઉત્તમ ગતિ કહી છે, બલાહક એટલે મેઘ (વાદળાં) કેશને ઠેકાણે છે, અને સમર્થ વિરાટ્ સ્વરૂપનાં વસ્ત્રોને ઠેકાણે બે સંધ્યા છે. અર્થાત્ પ્રાતઃકાલની સંધ્યા અને સાયંકાલની સંધ્યા એ બે વસ્ત્રોને ઠેકાણે છે. ૩૨

राजञ्छ्रीजगदम्बायाश्चन्द्रमास्तु मनः स्मृतः ॥
विज्ञानशक्तिस्तु हरी रुद्रोऽन्तःकरणं स्मृतम् ॥ ३३ ॥

વ્યાસજી જનમેજયના પ્રતિ કહે છે કે, હે રાજન્! જગદંબાનું જે મન છે તેને ઠેકાણે ચંદ્રમા છે, જે હરિ-વિષ્ણુ છે તે વિજ્ઞાન શક્તિ એટલે બુદ્ધિને ઠેકાણે છે અને રુદ્ર-મહાદેવજી અંતઃકરણને ઠેકાણે છે. ૩૩

अश्वादिजातयः सर्वाः श्रोणिदेशे स्थिता विभोः
अतलादिमहालोकाः कट्यधोभागतां गताः ॥ ३४ ॥

સંપૂર્ણ અશ્વ આદિ જાતિઓ આ સમર્થ વિરાટ્સ્વરૂપના કટિપશ્ચાત્ ભાગને વિષે રહ્યા છે. અતલ, વિતલ, સુતલ વગેરે જે સાત પાતાલો છે તે કટિભાગથી પણ નીચેના ભાગમાં રહ્યાં છે. અર્થાત્ કટિથી લઈને તે પાદના મૂલપર્યંત સાત પાતાલો રહ્યાં છે.

ઉપરના અર્થને પ્રતિપાદન કરવાવાળી વેદની શ્રુતિ પણ છેઃ "अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः॥ वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा" મુખને ઠેકાણે અગ્નિ, ચંદ્ર અને સૂર્ય બે નેત્રોને ઠેકાણે, બે કાનને ઠેકાણે દિશાઓ, વાણીના વિકાસને ઠેકાણે વેદ અને વાયુ પ્રાણને ઠેકાણે છે; આ વિરાટ્સ્વરૂપનું હૃદય આખું વિશ્વ છે, પૃથ્વી પાદને ઠેકાણે છે અને એ સર્વ ભૂતોનો અંતરાત્મા છે." ૩૪

एतादृशं महारूपं ददृशुः सुरपुङ्गवाः ॥
ज्वालामालासहस्राढ्यं लेलिहानं च जिह्वया ॥ ३५ ॥

મ્હોટા મ્હોટા દેવતાઓ આ પ્રકારનું આશ્ચર્યકારક રૂપ કે જે સ્વરૂપમાંથી હજારો જ્વાલાની શિખાઓ નીકળતી હતી અને જે જીભવડે આખા જગત્‌ને જાણે ચાટતું હોયને શું એવું જણાતું હતું તે જગદંબાનું વિરાટ્સ્વરૂપ જોયું. ૩૫

दंष्ट्राकटकटारावं वमन्तं वह्निमक्षिभिः ॥
नानायुधधरं वीरं ब्रह्मक्षत्रौदनं च यत् ॥ ३६ ॥

જે વિરાટ્સ્વરૂપની દાઢામાંથી કડ કડ શબ્દ થતો હતો, નેત્રમાંથી અગ્નિના તણખા નીકળતા હતા, જે સ્વરૂપમાં નાના પ્રકારના આયુધોને ધારણ કરનારા વીર પુરુષો હતા તેમ બ્રાહ્મણ અને ક્ષત્રિય આ બે જાતિ પણ જે વિરાટ્સ્વરૂપના ઓદન એટલે ભાતને ઠેકાણે હતા. ૩૬

सहस्रशीर्षनयनं सहस्रचरणं तथा ॥
कोटिसूर्यप्रतीकाशं विद्युत्कोटिसमप्रभम् ॥ ३७ ॥

જે વિરાટ્સ્વરૂપને હજારો માથાં હતાં, હજારો નેત્રો હતાં, હજારો ચરણ હતા, તેમજ અસંખ્ય સૂર્યનારાયણના સમાન જેનો પ્રકાશ હતો અને કોટિ વિજળીના સમાન જેની કાંતિ હતી. અર્થાત્ જેના તેજની કોઇની સાથે પણ તુલના થઇ શકે નહિ એવું આશ્ચર્યકારક તે તેજ હતું. ૩૭

भयंकरं महाघोरं हृदक्ष्णोस्त्रासकारकम् ॥
ददृशुस्ते सुराः सर्वे हाहाकारं च चक्रिरे ॥ ३८ ॥

હૃદય અને નેત્રને ત્રાસદાયક તે મહાઘોર ભયંકર રૂપને દેવતાઓએ જોયું અને તે સર્વ દેવતાઓ ભયભીત થઇને હાહાકારનો ભયંકર શબ્દ કરવા લાગ્યા. ૩૮

विकम्पमानहृदया मूर्च्छामापुर्दुरत्ययाम् ॥
स्मरणं च गतं तेषां जगदम्बेयमित्यपि ॥ ३९ ॥

ભયથી જેમનું હૃદય કંપાયમાન થયું છે એવા તે દેવતાઓ આહોટી મૂર્છાને પામ્યા અને તેમને સ્મરણમાં પણ રહ્યું નહિ કે આ તો જગદંબાનું જ સ્વરૂપ છે, બીજા કોઇનું નથી. ૩૯

अथ ते ये स्थिता वेदाश्चतुर्दिक्षु महाविभोः ॥
बोधयामासुरत्युग्रं मूर्च्छातो मूर्च्छितान्सुरान् ॥ ४० ॥

જ્યારે દેવતાઓને મોટી મૂર્છા આવી ત્યારે મહાદેવીની આસપાસ ચારે દિશાઓમાં જે મૂર્તિમાન્ વેદો હતા તે મૂર્છા પામેલા દેવતાઓને મૂર્છામાંથી અત્યંત ઉચ્ચસ્વરે જગાડવા લાગ્યા. અર્થાત્ ભગવતીનું વિરાટસ્વરૂપ જોઇ દેવતાઓ અસાવધ થયા, તેમને વેદોએ સાવધ કર્યા. ૪૦

अथ ते धैर्यमालम्ब्य लब्ध्वा च श्रुतिमुत्तमाम् ॥
प्रेमाश्रुपूर्णनयना रुद्धकण्ठास्तु निर्जराः ॥ ४१ ॥
बाष्पगद्गदया वाचा स्तोतुं समुपचक्रिरे ॥

॥ देवा ऊचुः ॥

अपराधं क्षमस्वाम्ब पाहि दीनांस्त्वदुद्भवान् ॥ ४२ ॥
कोपं संहर देवेशि सभया रूपदर्शनात् ॥
का ते स्तुतिः प्रकर्तव्या पामरैर्निर्जरैरिह ॥ ४३ ॥

બાદ તે દેવતાઓ ધૈર્યનું આલંબન કરી ઉત્તમ એવી શુદ્ધિને પામ્યા. પછી પ્રેમનાં આંસુથી જેમનાં નેત્રો ભરાઇ આવ્યાં છે, અને જેમના કંઠ રોકાઇ ગયા છે એવા તે દેવતાઓ આંસુથી ગદ્ગદ્ વાણીવડે ભગવતીની સ્તુતિ કરવા લાગ્યાઃ હે અંબ (જનનિ)! અમારા અપરાધોને ક્ષમા કરો, તમારાથી જ અમારી ઉત્પત્તિ છે. અર્થાત્ અમે તમારા બાળકો છીએ અને તમે અમારી માતા છો; તો માતાએ

બાળકોના અપરાધ ક્ષમા કરવા જોઇએ એટલું જ નહિ પરંતુ અમારે કોઇ પણ પ્રકારનું આલંબન (આધાર) નહિ હોવાથી અમે દીન છીએ અને તેથી દીન ઉપર દયા કરવી એ માતાનું કાર્ય છે. હે દેવેશિ ! કોપને સમેટી લ્યો. આ તમારા વિરાટ્ સ્વરૂપને જોઇ અમે ભયભીત થયા છીએ. આ જગતમાં પામર એવા જે અમે તે અમારાથી તમારી સ્તુતિ કેવી રીતે થઇ શકે ? અર્થાત તમારા અદ્ભુતરૂપની સ્તુતિ કરવાને અમારું સામર્થ્ય નથી. ૪૧-૪૩

स्वस्याप्यज्ञेय एवासौ यावान्यश्च स्वविक्रमः ॥
तदर्वाग्जायमानानां कथं स विषयो भवेत् ॥ ४४ ॥

આ જે તમારી માયાશક્તિથી ઉત્પન્ન થએલું સચ્ચિદાનંદથી અન્ય વિરાટ્સ્વરૂપ તેના પરાક્રમને જાણવાને તમે પોતે પણ સમર્થ નથી તો તમારા પછી ઉત્પન્ન થએલ જે અમે તે તમારા એ સ્વરૂપને કેવી રીતે જાણી શકીએ ? અર્થાત્ આ માયાસહિત તમારા સ્વરૂપને તમે પોતે જાણી શકતાં નથી તો અમે કેવી રીતે જાણી શકીએ ? ૪૪

नमस्ते भुवनेशानि नमस्ते प्रणवात्मके ॥
सर्ववेदान्तसंसिद्धे नमो ह्रींकारमूर्तये ॥ ४५ ॥

હે ભુવનની અધિષ્ઠાત્રિ ! તમને નમસ્કાર છે, હે ૐકારસ્વરૂપિણિ ! તમને નમસ્કાર છે. વેદનો અંત એટલે શિરોભાગ જે વેદાંત અર્થાત્ ઉપનિષદ્ તે સર્વ વેદનાં ઉપનિષદોમાં જેનું સ્વરૂપ સિદ્ધ છે એવી હે દેવિ ! તમને નમસ્કાર છે. હ્રીંકાર બીજની મૂર્તિરૂપ એવી હે દેવિ ! તમને નમસ્કાર છે. ૪૫

यस्मादग्निः समुत्पन्नो यस्मात्सूर्यश्च चन्द्रमाः ॥
यस्मादोषधयः सर्वास्तस्मै सर्वात्मने नमः ॥ ४६ ॥

જેનાથી અગ્નિ ઉત્પન્ન થયો છે, જેનાથી સૂર્યનારાયણ અને ચંદ્રમા ઉત્પન્ન થયા છે, જેનાથી સર્વ ઓષધિઓ ઉત્પન્ન થઇ છે, તે સર્વસ્વરૂપિણી ભગવતીને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૬

यस्माच्च देवाः संभूताः साध्याः पक्षिण एव च ॥
पशवश्च मनुष्याश्च तस्मै सर्वात्मने नमः ॥ ४७ ॥

જેનાથી દેવતાઓ ઉત્પન્ન થયા છે, તેમ જ સાધ્ય નામના દેવતાઓ અને પક્ષિઓ જેમનાથી ઉત્પન્ન થયા છે, અને પશુઓ અને મનુષ્યો પણ જેમનાથી ઉત્પન્ન થયાં છે તે સર્વસ્વરૂપિણી ભગવતીને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૭

प्राणापानौ व्रीहियवौ तपः श्रद्धा ऋतं तथा ॥
ब्रह्मचर्यं विधिश्चैव यस्मात्तस्मै नमोनमः ॥ ४८ ॥

પ્રાણવાયુ, અપાનવાયુ, ડાંગેર, જવ, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય, યજ્ઞાદિક ક્રિયાઓનું વિધાન એ સર્વ જેનાથી ઉત્પન્ન થયાં છે તે ભગવતીને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૪૮

सप्तप्राणार्चिषो यस्मात्समिधः सप्त एव च ॥
होमाः सप्त तथा लोकास्तस्मै सर्वात्मने नमः ॥ ४९ ॥

સાત મસ્તકના ઉપરભાગના પ્રાણો છે તે પણ ભગવતીના સ્વરૂપથી જ ઉત્પન્ન થયેલા છે અને તે પ્રાણોની સાત દીપ્તિઓ (પ્રકાશની જ્વાલાઓ) પોતપોતાના વિષયને પ્રકાશ કરનારી છે. સાત સમિધાઓ એટલે સાત દીપ્તિઓના વિષયો છે અર્થાત્ જેમ અગ્નિને પોતાનો વિષય કાષ્ઠ મળવાથી તેની વૃદ્ધિ થાય છે તેમ જ મસ્તકના સાત પ્રાણોને પોતાના વિષયો મળવાથી તેઓ પણ જાજ્વલ્યમાન થાય છે. એથી જ યોગીઓ લાંબા વખત સુધી પોતાનું શરીર રાખી શકે છે. અને સાત પ્રકારનો હોમ અર્થાત્ ઉપરના સાત મસ્તકના પ્રાણોના વિષયનું જ્ઞાન, તેમ જ સાત લોક એટલે સાત ઇંદ્રિયોનાં સ્થાન એ સર્વ જે સ્વરૂપથી ઉત્પન્ન થયાં છે તે સ્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. તાત્પર્ય કે બે આંખો, બે નાસિકાઓ, બે કાન અને એક મુખ એ સાત ઠેકાણે પ્રાણવાયુનો સંચાર થવાથી સાત પ્રકારના મસ્તકના પ્રાણો કહેવામાં આવે છે. અને તેમનો પ્રકાશ એટલે આંખથી રૂપનું જોવું, કાનથી શબ્દનું સાંભળવું, નાસિકાથી ગંધનું લેવું, મુખથી બોલવું, એમ સમજવો. અને અગ્નિમાં સમિધાઓ પડવાથી જેમ અગ્નિની શક્તિ વધે છે તેમ જ ઉપરની સાતે ઇંદ્રિયોને પોતપોતાનો વિષય મળવાથી અર્થાત્ આંખને રૂપ જોવાનો, કાનને શબ્દ સાંભળવાનો, નાસિકાને ગંધ

લેવાનો, મુખને બોલવાનો, વિગેરે વિષય મળવાથી તેમની શક્તિ વધે છે. જેમ હોમ એટલે બધી વસ્તુઓ એકઠી મળીને તેનું યથાર્થ સ્વરૂપ જાણવું, તેમ જ સાત મસ્તકના પ્રાણોનું અને તેમના વિષયનું જે યથાર્થજ્ઞાન તેનું જ નામ હોમ છે. અને ઉપરની સાતે ઇંદ્રિયોનાં જે સ્થાન તેનું નામ સાત લોક છે એવું રહસ્ય આ ઠેકાણે સમજવું. ૪૯

यस्मात्समुद्रा गिरयः सिन्धवः प्रचरन्ति च ॥
यस्मादोषधयः सर्वा रसास्तस्मै नमोनमः ॥ ५० ॥

જે સ્વરૂપથી સમુદ્રો, પર્વતો, નદીઓ વગેરે ઉત્પન્ન થયાં છે અને જેનાથી સંપૂર્ણ ઔષધિઓ, સંપૂર્ણ રસો ઉત્પન્ન થયા છે તે સ્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૦

यस्माद्यज्ञः समुद्भूतो दीक्षा यूपश्च दक्षिणः ॥
ऋचो यजूंषि सामानि तस्मै सर्वात्मने नमः ॥ ५१ ॥

જેનાથી યજ્ઞ ઉત્પન્ન થયો છે, તેમ યજ્ઞમાં અપાતી યજ્ઞની દીક્ષા, યૂપ એટલે યજ્ઞમાં વધ કરવાને લાવેલા પશુઓને બાંધવાનો સ્તંભ, દક્ષિણા એટલે યજ્ઞના અંતમાં યજ્ઞમાં વરેલા બ્રાહ્મણોને આપવામાં આવતું દ્રવ્ય અને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ એ સર્વ જેનાથી ઉત્પન્ન થયાં તે વ્યાપક સ્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૧

नमः पुरस्तात्पृष्ठे च नमस्ते पार्श्वयोर्द्वयोः ॥
अध ऊर्ध्वं चतुर्दिक्षु मातर्भूयो नमोनमः ॥ ५२ ॥

સન્મુખ જેનું સ્વરૂપ છે, તેમ જ પાછળના ભાગમાં, બંને પડખાઓમાં અને નીચે ઉપર ચારે દિશાઓમાં જેનું સ્વરૂપ વ્યાપક છે એવાં હે માતા! તમને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૫૨

उपसंहर देवेशि रूपमेतदलौकिकम् ॥
तदेव दर्शयास्माकं रूपं सुन्दरसुन्दरम् ॥ ५३ ॥

હે દેવેશિ! આ તમારું અલૌકિક રૂપ સમેટી લ્યો. અર્થાત્ આવું તમારું અદ્ભુત રૂપ જોઇને અમે ભયભીત થયા છીએ એથી આ તમારું વ્યાપક રૂપ સમેટી લ્યો, અને પ્રથમ જે તમારું

અત્યંત સુંદર રૂપ હતું તે અમને બતાવો. અર્થાત્ તે સુંદર રૂપ જોઇ અમારું મન શાંત થશે. ૫૩

॥ व्यास उवाच ॥

इति भीतान्सुरान्दृष्ट्वा जगदम्बा कृपार्णवा ॥
संहृत्य रूपं घोरं तद्दर्शयामास सुन्दरम् ॥ ५४ ॥

વ્યાસજી જનમેજય રાજાના પ્રતિ કહે છે કે, એ પ્રકારે ભય પામેલા દેવતાઓને જોઇ કરુણાસાગર જગદંબાએ પોતાનું ઘોર એવું રૂપ સમેટી લીધું અને પ્રથમનું સુંદર એવું પોતાનું રૂપ બતાવ્યું. ૫૪

पाशाङ्कुशवराभीतिधरं सर्वाङ्गकोमलम् ॥
करुणापूर्णनयनं मन्दस्मितमुखाम्बुजम् ॥ ५५ ॥
दृष्ट्वा तत्सुन्दरं रूपं तदा भीतिविवर्जिताः ॥
शान्तचित्ताः प्रणेमुस्ते हर्षगद्गदनिःस्वनाः ॥ ५६ ॥

इतिश्रीदे० भा० सप्तमस्कन्धे देवीगीतायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

"તે ભગવતીનું પ્રથમનું રૂપ કેવું હતું, એ બે શ્લોકવડે વર્ણન કરીને કહે છે." ચાર ભુજાઓની અંદર ચાર પદાર્થો ભગવતીએ ધારણ કર્યા હતા. એક હસ્તમાં પાશ, બીજામાં અંકુશ. ત્રીજો હસ્ત વરદ-મુદ્રાને અને ચોથો અભય મુદ્રાને ધારણ કરવાળો હતો. આખું શરીર ગૌર કોમલ હતું, નેત્રો કરુણારસથી ભરપૂર હતાં, અને મુખકમલ-માંથી મંદ મંદ હાસ્ય થતું હતું. એવું સુંદર રૂપ જોઇને તે સમ-યમાં ભયથી વર્જિત થઇને શાંત જેમનાં ચિત્ત છે એવા તે દેવતાઓ હર્ષથી ગદ્‌ગદ્ જેમનો શબ્દ છે એવા થકા ભગવતીને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. ૫૫-૫૬

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानेविषे
त्रीजो अध्याय समाप्त ॥ ३ ॥

## अध्याय ४ थो. *

### મોક્ષપ્રાપ્તિના કારણરૂપ વૈરાગ્યનો ઉપદેશ.

" આ ચોથા અધ્યાયના પચાસ શ્લોકોવડે મોક્ષને સારુ પુરુષોએ જ્ઞાન જ સંપાદન કરવું જોઇએ અને તે જ્ઞાન વૈરાગ્ય શિવાય થતું નથી એમ જાણી પ્રથમ વૈરાગ્યનો ઉપદેશ કરવામાં આવશે. "

॥ श्रीदेव्युवाच ॥

क्व यूयं मन्दभाग्या वै क्वेदं रूपं महाद्भुतम् ॥
तथापि भक्तवात्सल्यादीदृशं दर्शितं मया ॥ १ ॥

ભગવતી દેવતાઓના પ્રતિ કહે છેઃ- હે દેવતાઓ! મંદ ભાગ્યવાળા એવા તમે કયાં અને આ મારું અદ્દ્ભુત રૂપ કયાં? તો પણ તમે મારા ભકતો છો તેથી તમારા ઉપર વાત્સલ્ય (પ્રેમ) હોવાથી મેં તમને મારું આ અદ્દ્ભુતરૂપ દેખાડયું. અર્થાત્ તમને મેં જે મારું સ્વરૂપ બતાવ્યું તે તમે અનાયાસે જોયું એમ તમારે ન માનવું, પરંતુ મારી કૃપાથી જ જોયું છે. ૧

न वेदाध्ययनैर्योगैर्न दानैस्तपसेज्यया ॥
रूपं द्रष्टुमिदं शक्यं केवलं मत्कृपां विना ॥ २ ॥

રાતદિવસ વેદના અધ્યયનથી (ભણવાથી), યોગાભ્યાસથી, નાના પ્રકારનાં દાનો આપવાથી, ચાંદ્રાયણાદિ તપશ્ચર્યા કરવાથી તેમ જ યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવાથી આ મારું અદ્દ્ભુત રૂપ જોવાને શકય નથી. ગમે તેટલું કરો પરંતુ કેવળ મારી કૃપા શિવાય મારું રૂપ જોવાને કોઇ પણ સમર્થ નથી. ૨

प्राकृतं शृणु राजेन्द्र परमात्माऽत्र जीवताम् ॥
उपाधियोगात्संप्राप्तः कर्तृत्वादिकमप्युत ॥ ३ ॥

" બ્રહ્મવિદ્યાના ઉપદેશનું પ્રકરણ પ્રથમ ચાલ્યું હતું, પરંતુ વચમાં હિમાલયને આગળ કરી દેવતાઓએ વિશ્વરૂપ જોવાની પ્રાર્થના કરી એટલે ભગવતીએ પોતાનું વિશ્વરૂપ બતાવ્યું અને તેને જોઇ

* આ અધ્યાયમાં મોક્ષની પ્રાપ્તિના કારણભૂત જ્ઞાનની પ્રાપ્તિને માટે વૈરાગ્ય કારણ હોવાથી વૈરાગ્યના ઉપદેશની કથા કહેવામાં આવી છે.

દેવતાઓ અત્યંત ભયભીત થયા તેથી ભગવતીએ પોતાનું વિશ્વરૂપ સમેટી લીધું અને જેવું પ્રથમ સુંદર ચતુર્ભુજવાળું સ્વરૂપ હતું તેવુંજ પાછું સ્વરૂપ ધારણ કર્યું અને હિમાલયને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા લાગ્યાં."

વ્યાસજી જનમેજય રાજાના પ્રતિ કહે છે કેઃ-હે રાજેંદ્ર! ભગવતીએ હિમાલયને કહ્યું કે, હવે જે પ્રકૃત વાત છે તેને તું સાંભળ. જે પરમાત્મા છે તે ઉપાધિના યોગથી અર્થાત્ માયાના સંબંધથી જીવપણાને પામ્યો છે તેમજ કર્તાપણાને, ભોક્તાપણાને તેમ સુખી દુઃખી વગેરે ધર્મોને પણ માયાના સંબંધથીજ પામ્યો છે. વસ્તુતઃ તે પરમાત્મા કર્તા ભોક્તા કાંઇ પણ નથી, એ તો સચ્ચિદાનંદ સ્વરૂપજ છે. વેદની શ્રુતિ પણ ઉપરના અર્થનું બોધન કરે છે. "अमूढो मूढो इव व्यवहरन्नास्ते मायया एव" "પરમાત્મા અમૂઢ એટલે જ્ઞાનસ્વરૂપ છે છતાં પણ માયાવડે મૂઢ હોયને શું? અર્થાત્ કર્તૃત્વ ભોક્તૃત્વ સુખી દુઃખી ઇત્યાદિ ધર્મવાળો હોયને શું એમ વ્યવહાર કરતો સતો રહે છે." આ વેદની શ્રુતિથી પરમાત્મા સ્વયં સત્-ચિત્-આનંદસ્વરૂપ છે, પરંતુ માયાની ઉપાધિથી ભેદ દશાને પામે છે. ૩

क्रियाः करोति विविधा धर्माधर्मैकहेतवः ॥
नानायोनीस्ततः प्राप्य सुखदुःखैश्च युज्यते ॥ ४ ॥

તે જીવાત્મા ધર્મ અને અધર્મમાં કારણ જે નાના પ્રકારનાં કર્મો તેને કરે છે તેથીજ નાના પ્રકારની યોનિઓને પામી સુખ-દુઃખને ભોગવે છે. અર્થાત્ જીવાત્મા પોતે સારાં માઠાં કર્મો કરે છે અને તેનાં ફલ ભોગવવા નાના પ્રકારની યોનિઓમાં ભટકે છે. ૪

पुनस्तत्संस्कृतिवशान्नानाकर्मरतः सदा ॥
नानादेहान्समाप्नोति सुखदुःखैश्च युज्यते ॥ ५ ॥

વળી તે સુખદુઃખના સંસ્કારવશથી જીવાત્મા નાના પ્રકારનાં કર્મોમાં નિરંતર પ્રીતિવાળો થાય છે, અર્થાત્ જેવા જેવા સંસ્કારો એના હોય તે તે પ્રમાણે કર્મ કરવાવાળો થાય છે. તે જીવાત્મા કર્માનુસાર નાના પ્રકારનાં શરીરોને પામે છે, અને કર્માનુસાર સુખ-દુઃખને પણ ભોગવે છે. ૫

घटीयन्त्रवदेतस्य न विरामः कदापि हि ॥
अज्ञानमेव मूलं स्यात्ततः कामः क्रियास्ततः ॥ ६ ॥

આ જન્મમરણપ્રબંધરૂપ સંસારનો વિરામ ત્રણે કાલમાં છેજ નહિ, એ તો ઘટીયંત્રની માફક ફર્યાજ કરે છે. હજી સુધી સૃષ્ટિના અનંત પ્રલય થઈ ગયા તો પણ જીવસંસારનો અંત આવ્યો નહિ, એ તો વિદ્યમાનજ છે." એ પ્રકારે સંસારની અનાદિ કાલની પ્રવૃત્તિનું ઉપપાદન કરી હવે તેના નાશને સારુ ઉપાય બતાવવા પ્રથમ તેનું મૂલ કારણ કહે છે." તે અનાદિ સંસારનુ મૂલ કારણ અવિદ્યા છે. અને તે અવિદ્યાથી કામ એટલે ઇચ્છા ઉત્પન્ન થાય છે, તેમ તે ઇચ્છાથી ક્રિયા થાય છે. અર્થાત્ આ બધા સંસારનું મૂલ અવિદ્યા એટલે અજ્ઞાન છે અને અજ્ઞાનને લીધે માણસની નાના પ્રકારની ઇચ્છાઓ થાય છે, અને એ ઇચ્છાઓ પૂરી કરવા નાના પ્રકારનાં કર્મો માણસ કરે છે અને જ્યારે કર્મ કર્યાં ત્યારે તેનુ ફલ ભોગવવા તેને અવશ્ય જન્મ લેવો પડે છે. આથી સંસારની વૃદ્ધિ થાય છે એમ જાણી મહાત્મા પુરુષો આ સસારનુ મૂલ કારણ અજ્ઞાનનેજ માને છે. ૬

तस्मादज्ञाननाशाय यतेत नियतं नरः ॥
एतद्धि जन्मसाफल्यं यदज्ञानस्य नाशनम् ॥ ७ ॥

જ્યારે આ સંસારનું મૂલ કારણ અજ્ઞાન છે ત્યારે તેના નાશ સારુ પુરુષે નિરંતર પ્રયાસ કરવો જોઇએ જે અજ્ઞાનનો નાશ કરવો એજ આ જન્મનું સાફલ્ય છે. વેદની શ્રુતિ પણ કહે છે કે, "यो ह्यविदित्वात्मानमस्माल्लोकात्प्रैति स कृपणः" જે પુરુષ આ આત્મસ્વરૂપને નહિ જાણી આ લોકથી જાય છે તે કૃપણ જાણવો, અર્થાત્ આત્માનુ યથાર્થ સ્વરૂપ જાણવાથી અજ્ઞાનનો નાશ થાય છે અને તેનો નાશ કરવો એજ પરમ પુરુષાર્થ છે. ૭

पुरुषार्थसमाप्तिश्च जीवन्मुक्तदशापि च ॥
अज्ञाननाशने शक्ता विद्यैव तु पटीयसी ॥ ८ ॥

અજ્ઞાનના નાશનું સાધન બતાવે છે કે, અજ્ઞાનનો નાશ કરવામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની ઉત્તમ રીતે પ્રાપ્તિ

કરવી તેજ સમર્થ છે. તેમ જ જીવન્મુક્તાની દશા પણ અજ્ઞાનના નાશમાં સમર્થ છે. તેમાં પણ જે વિદ્યા એટલે આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવું તે જ મુખ્ય અજ્ઞાનના નાશનું સાધન છે, કારણ કે જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે. જ્ઞાન અને અજ્ઞાનનો, અંધકાર અને પ્રકાશની માફક પરસ્પર વિરોધ છે. ૮

न कर्म तज्जं नोपास्तिर्विरोधाभावतो गिरे ॥
प्रत्युताशा ज्ञाननाशे कर्मणा नैव भाव्यताम् ॥ ९ ॥

ભગવતી કહે છે કેઃ—હે હિમાલય! તે અજ્ઞાનથી ઉત્પન્ન થએલું જે કર્મ તે પણ અજ્ઞાનના નાશમાં સમર્થ નથી, તેમ જ ઉપાસના પણ અજ્ઞાનના નાશમાં સમર્થ નથી, કારણ કે તેનો વિરોધ નથી. ભાવાર્થ કે અંધકારથી ઉત્પન્ન થએલું બીજું અંધારું અંધારાનો નાશ કરે નહિ તેમજ અજ્ઞાનથી ઉત્પન્ન થએલું જે કર્મ અને ઉપાસના તેપણ અજ્ઞાનનો કેવી રીતે નાશ કરી શકે? કારણ કે અજ્ઞાનનો અને કર્મનો પરસ્પર વિરોધ નથી કિંતુ કાર્યકારણભાવ છે; અજ્ઞાન કારણ છે અને કર્મ કાર્ય છે એથી તેમનો પરસ્પર વિરોધ નથી. તેથી અજ્ઞાનના નાશમાં કર્મ કારણ છે એવી તો આશા રાખવી જ નહિ. ૯

अनर्थदानि कर्माणि पुनः पुनरुशन्ति हि ॥
ततो रागस्ततो दोषस्ततोऽनर्थो महान्भवेत् ॥ १० ॥

સકામ શુભ કર્મો અને અશુભ કર્મો એ અનર્થને આપનારાં છે એટલું જ નહિ પરંતુ સકામ કર્મો ઉત્તરોત્તર ઇચ્છાને વધારનારાં છે તેથી માણસોને ભોગમાં પ્રીતિ થાય છે અને તેમાંથી દોષ પણ થાય છે તેથી મ્હોટો અનર્થ પણ થાય છે, એમ જાણી વિદ્વાન્ પુરુષોએ કોઈપણ કર્મ સકામ કરવું નહિ, કારણ કે સકામ કર્મમાં મહાન્ અનર્થ છે. ૧૦

तस्मात्सर्वप्रयत्नेन ज्ञानं संपादयेन्नरः ॥
कुर्वन्नेवेह कर्माणीत्यतः कर्माप्यवश्यकम् ॥ ११ ॥
ज्ञानादेव हि कैवल्यमतः स्याचत्समुच्चयः ॥
सहायतां व्रजेत्कर्म ज्ञानस्य हितकारि च ॥ १२ ॥

તેથી સર્વ પ્રયત્નવડે મનુષ્યે જ્ઞાન જ સંપાદન કરવું જોઇએ. જ્ઞાન વિના અજ્ઞાનનો નાશ થતો નથી. " હવે અર્દ્ધ શ્લોકથી કેવલ જ્ઞાન અજ્ઞાનના નાશમાં કારણ નથી, પરંતુ જ્ઞાન અને કર્મ એ બંનેનો સમુચ્ચય એટલે એકઠાપણું અજ્ઞાનના નાશમાં કારણ છે. અને એ પણ શાસ્ત્રસંમત છે એ આ શ્લોકમાં બતાવે છે. " कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः"–" આ જગત્‌માં અગ્નિહોત્રાદિ કર્મોને કરતો સતો સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા રાખ " આ યજુર્વેદની શ્રુતિથી યાવત્‌જીવન કર્મ કરવાનું બોધિત કરાય છે અને "ज्ञानादेव तु कैवल्यम्"–"જ્ઞાનથી જ કૈવલ્ય એટલે મોક્ષ થાય છે." આ વેદની શ્રુતિથી એમ સ્પષ્ટ માલમ પડી આવે છે કે મોક્ષમાં કારણ જ્ઞાન જ છે. આ બંને વેદની શ્રુતિઓને આધારે નિષ્કામ કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને અંતઃકરણની શુદ્ધિ થવાથી જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. મલીન અંતઃકરણમાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી અને જો કદાપિ થયું તો પણ તત્કાલ નાશ પામે છે, અખંડ જ્ઞાન રહેતું નથી, એમ જાણી મહાત્મા પુરુષો ઇશ્વરપ્રીત્યર્થ અવશ્ય કર્મ અને ઉપાસના કરે છે કે જેથી સંસારના પદાર્થોમાં રહેલી પોતાની આસક્તિ દૂર થાય અને નિર્મલ જ્ઞાનથી અખંડ બ્રહ્માકારદૃષ્ટિ સ્થિર થાય. આથી જ્ઞાન અને કર્મ એ બેનો સમુચ્ચય ( એકઠાપણું ) અવશ્ય માનવું જોઇએ એવો સમુચ્ચયવાદ પણ વ્યાસજીને ઇષ્ટ હોય એમ માલમ પડે છે, અને આ શ્લોકના ટીકાકાર નીલકંઠ સ્વામીએ પણ સમુચ્ચયવાદ આ ઠેકાણે અંગીકાર કર્યો છે એમ સ્પષ્ટ માલમ પડે છે. વળી શંકરાચાર્યના પહેલાંના ભાસ્કરાચાર્ય જેવા સમર્થ વિદ્વાનોએ પણ સમુચ્ચયવાદ સ્વીકાર્યો છે, માત્ર નવીન વેદાંતી શંકરાચાર્યે ઉપનિષદ્‌ભાષ્યમાં,શાંકરભાષ્યમાં અને ગીતાભાષ્યમાં સમુચ્ચયવાદનું તાણી ખીંચીને ખંડન કર્યું છે, પરંતુ વાસ્તવિક રીતે સમુચ્ચયવાદ માનવામાં કોઇ પ્રકારની હાનિ નથી. આ ઠેકાણે કોઇ એવી શંકા કરે કે અજ્ઞાનના નાશમાં જ્યારે જ્ઞાન કારણ છે ત્યારે કર્મ શું કરી શકશે ? કર્મ વચમાં માનવું એ નિરર્થક છે તો તેનું સમાધાન કરે છે કે, જ્ઞાનનું હિતકારિ કર્મ જ્ઞાનની સહાયતા કરશે. આ પ્રકારે સમુચ્ચયવાદ સ્વીકાર કર્યો. ૧૧–૧૨

इति केचिद्वदन्त्यत्र तद्विरोधान्न संभवेत् ॥
ज्ञानाद्धृद्ग्रंथिभेदः स्याद्धृद्ग्रंथौ कर्मसंभवः ॥ १३ ॥

"કેટલા એક સમુચ્ચયવાદનું ખંડન કરે છે તે ખંડનપ્રકાર આ શ્લોકમાં બતાવે છે." જો જ્ઞાન થયા પછી કર્મ સંભવતું હોય તો જ્ઞાન અને કર્મનો સમુચ્ચય (એકઠાપણું) માનવો, પરંતુ તે સંભવતો નથી તેથી "कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः આ જગત્માં અગ્નિહોત્રાદિ કર્મોને કરતો સતો સેંકડો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કર" એ શ્રુતિમાં એવો સંકોચ કરવો કે જ્ઞાનની ઉત્પત્તિ થાય ત્યાં સુધી કર્મ કર અને જ્યારે જ્ઞાન થયું એટલે પછી કર્મની આવશ્યકતા નથી, એજ આ શ્લોકમાં બતાવે છે. કર્મનું જ્ઞાનની સાથે રહેવાપણું કેમ સંભવતું નથી? તેનું સમાધાન કરે છે કે, જ્ઞાનથી જે હૃદયની ગ્રંથિનો ભેદ એટલે નાશ થાય છે તે હૃદયગ્રંથિમાં કર્મનો સંભવ છે, અર્થાત્ હૃદયની ગ્રંથિ (ગાંઠ) આ ઠેકાણે એવી સમજવી કે અંતઃકરણમાં પડેલું જે આત્માનું પ્રતિબિંબ તેનો દેહની સાથે તાદાત્મ્યાધ્યાસ કરવો એટલે દેહને જ આત્મા માનવો એજ ગ્રંથિ અને જ્યારે જ્ઞાનવડે આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે ગ્રંથિનો ભેદ એટલે નાશ થાય છે. તે હૃદયની ગ્રંથિમાં હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, હું પરલોકની ઇચ્છાવાળો છું, ઇત્યાદિ અહંભાવસ્થિતિ હોય છે ત્યારે જ કર્મની સંભાવના કરાય છે, કારણ કે તેવા અધિકારીને ઉદ્દેશીને જ કર્મનું વિધાન કરવામાં આવ્યું છે. તેથી તે જ્ઞાનકર્મનું એકઠાપણું સંભવતું નથી. આવી રીતે કેટલાએક સમુચ્ચયવાદનું ખંડન પણ કરે છે. આ ઠેકાણે જ્ઞાન અને કર્મનો સમુચ્ચય (એકઠાપણું) માનનારાઓનું કહેવું એવું છે કે, તમે કર્મ શબ્દનું ઉચ્ચારણ કરી જ્ઞાનની સાથે તેનો વિરોધ બતાવો છો એ તમારી ચુક છે, કારણ કે જેમ જ્ઞાનની પ્રાપ્તિમાં શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરે અનુકૂળ કર્મોને સાધનરૂપ માની જ્ઞાનની સાથે તેનો વિરોધ માનતા નથી, તેમજ कुर्वन्नेवेह એ પાછળ કથન કરેલી શ્રુતિમાં કહેલાં અગ્નિહોત્રાદિ કર્મોના ફલનું અનુસંધાન નહિ કરનાર અને ઇશ્વરપ્રીત્યર્થ અંતઃ-

કરણની શુદ્ધિસારૂ નિષ્કામ કર્મ કરનાર પુરુષને તે કર્મો જ્ઞાનપ્રાપ્તિમાંસાધનરૂપથશે, બાધક નહિ થાય, તોજ્ઞાન અને કર્મનો વિરોધ આવવાનો સંભવ નથી, એમ કહી પોતાનો સશાસ્ત્ર સમુચ્ચયવાદ સિદ્ધ કરે છે. અને कुर्वन्नेवेह એ શ્રુતિમાં સંકોચ પણ કરવો પડતો નથી, કારણ કે મનુષ્યની ઉક્તિમાં સંકોચ હોય પણ વેદની શ્રુતિમાં સંકોચ હોયજ નહિ કારણ કે તે સિદ્ધાંતરૂપ છે, એમ કહીને કેવલ જ્ઞાનવાદીઓનું ખંડન કરે છે. ભાસ્કરાચાર્યોના ગ્રંથો હાલમાં મળતા નથી પરંતુ તેના સિધ્ધાંતો કોઇ કોઇ ગ્રંથોમાં મળી આવે છે તેથી એમ માલમ પડે છે કે કેવલ જ્ઞાનવાદ માનવામાં એક જાતનું નાસ્તિકત્વ કાલાંતરે આવી જાય છે અને આજકાલના જમાનામાં વેદાંતીઓ મહોટે ભાગે અંદરથી શૂન્યજ હોય છે, એમ જાણી અમને તો સમુચ્ચયવાદ સર્વથા ઇષ્ટ છે. માત્ર કેવલ જ્ઞાનવાદીઓની અને સમુચ્ચયવાદીઓની તકરાર કેટલા અંશમાં થાય છે કે, કેવલ જ્ઞાનીઓ કહે છે કે, જ્ઞાન થયા પછી અમારે કર્મની જરુર નથી ના હક કર્મનાં ચુંથણાં શું કરવાં જોઇએ ? તેનું ઉત્તર સમુચ્ચયવાદીઓ એવું આપે છે કે, " *वृक्ष इव तिष्ठासे छिद्यमानो न कुप्येत न कंपेत* –મુમુક્ષુ પુરુષે વૃક્ષની સદૃશ રહેવું; વૃક્ષને કોઇ કાપે તો તેના ઉપર તે કોપ કરતું નથી અને ચલિત પણ થતું નથી " આ શ્રુતિમાં વર્ણન કરેલી જો મુમુક્ષુની સ્થિતિ હોય તો પછી તેને કર્મ કરવાની જરૂર નથી, પરંતુ મઠ બાંધવા, ચેલાઓ કરવા, પ્રતિષ્ઠા મેળવવી, વાદ કરી બીજાઓનો પરાભવ મેળવવો વગેરે અશાસ્ત્રીય કરવામાં જ્યારે તમારી પ્રવૃત્તિ થાય છે ત્યારે શ્રુતિ જેમાં સાક્ષાત્ પ્રમાણ છે એવાં શાસ્ત્રીય કર્મો કરવામાં કેવલ જ્ઞાનવાદીઓને શી અડચણ ? ઇત્યાદિ પ્રકારે ઘણો એવો વાદ શાસ્ત્રમાં જોવામાં આવે છે. ૧૩

यौगपद्यं न संभाव्यं विरोधात्तु ततस्तयोः ॥
तमःप्रकाशयोर्यद्वद्यौगपद्यं न संभवि ॥ १४ ॥

જ્ઞાન અને કર્મનો સમુચ્ચય (એકઠાપણું) સંભવતું નથી, કારણ કે તે બેનો અંધકાર અને પ્રકાશની માફક પરસ્પર વિરોધ છે. વિરોધી વસ્તુઓનો સમુચ્ચય ( એકઠાપણું ) સંભવેજ નહિ. ૧૪

तस्मात्सर्वाणि कर्माणि वैदिकानि महामते ॥
चित्तशुद्धयन्तमेव स्युस्तानि कुर्यात्प्रयत्नतः ॥ १५ ॥

"ત્યારે અગ્નિહોત્રાદિ કર્મો કયાં સુધી કરવાં જોઇએ તેનું સમાધાન આ શ્લોકમાં કરે છે." હે બુદ્ધિમાન્ હિમાલય ! તેથી સંપૂર્ણ વૈદિક કર્મો ચિત્તની શુદ્ધિ પર્યંતજ છે. અર્થાત્ ચિત્તની શુદ્ધિ થઇ પછી કર્મનો ઉપયોગ નથી, એમ જાણી પ્રયત્નથી તે કર્મો કરવાં જ જોઇએ. ૧૫

शमो दमस्तितिक्षा च वैराग्यं सत्त्वसंपदः ॥
तावत्पर्यंतमेव स्युः कर्माणि न ततः परम् ॥ १६ ॥

શમ એટલે અંદરની ઇંદ્રિયોનો નિગ્રહ ( મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અતરિંદ્રિયોનું નિયમનો, દમ એટલે બહારની ઇંદ્રિયોનો નિગ્રહ,તિતિક્ષા એટલે શીત ઉષ્ણ, સુખ દુઃખ વગેરે દ્વંદ્વ પદાર્થોની સહિષ્ણુતા, વૈરાગ્ય એટલે આ લોક તથા પરલોકના ભોગની ઇચ્છાનો ત્યાગ, અંતઃકરણની શુદ્ધિ, એ સર્વની જ્યાં સુધી પ્રાપ્તિ થાય ત્યાં સુધી જ કર્મ કરવાં જોઇએ પછી કરવાની જરુર નથી. ૧૬

तदन्ते चैव संन्यस्य संश्रयेद्गुरुमात्मवान् ॥
श्रोत्रियं ब्रह्मनिष्ठं च भक्त्या निर्व्याजया पुनः ॥ १७ ॥

અંતઃકરણની શુદ્ધિ થયા પછી કર્મનો ત્યાગ પણ સંન્યાસાશ્રમ સ્વીકારીને જ કરવો જોઇએ. કારણ કે " વિધિથી સંપાદિત કરેલું કર્મ વિધિથીજ છોડવું એવો ન્યાય છે. " આત્મવાન્ એટલે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચારે જેના સ્વાધીન છે એવા મુમુક્ષુએ નિષ્કપટ ભક્તિવડે બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એટલે વેદવેદાંગ જાણનાર ગુરુનોજ આશ્રય કરવો. ૧૭

वेदान्तश्रवणं कुर्यान्नित्यमेवमतन्द्रितः ॥
तत्त्वमस्यादिवाक्यस्य नित्यमर्थं विचारयेत् ॥ १८ ॥

ગુરુની પાસે જઇને નિરંતર આલસ્યરહિત થઇ વેદાંતશાસ્ત્રનુંજ શ્રવણ કરવું. "तत्त्वमसि–તે તું છે.", "अहं ब्रह्मास्मि–હું બ્રહ્મ છું " એવાં જે મહાવાકયો છે તેનો વિચાર નિરંતર કરવો. એટલે એ વાકયોનો અનુભવ સારી રીતે મેળવવો. ૧૮

तत्त्वमस्यादिवाक्यं तु जीवब्रह्मैक्यबोधकम् ॥
ऐक्ये ज्ञाते निर्भयस्तु मद्रूपो हि प्रजायते ॥ १९ ॥

"તત્ત્વમસ્યાદિ વાકયોથી તેમ જ તેના વિચારથી શું ફળ મળશે તેનું સમાધાન આ શ્લોકમાં કરે છે." "तत्त्वमसि–તે તું છે." ઇત્યાદિ જે વાકયો છે તે જીવ અને બ્રહ્મ એ બે એકજ છે એવું જણાવનારાં છે. અને જ્યારે જીવ અને બ્રહ્મનું એકપણુ જાણ્યું ત્યારે ભયરહિત થઇ મત્સ્વરૂપજ થાય છે, " ब्रह्मविद् ब्रह्मैव भवति–બ્રહ્મને જાણનાર બ્રહ્મસ્વરૂપ જ થાય છે." એ શ્રુતિ પ્રમાણે તે પુરુષ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ થાય છે. ૧૯

पदार्थावगतिः पूर्वं वाक्यार्थावगतिस्ततः ॥
तत्पदस्य च वाक्यार्थो गिरेऽहं परिकीर्तितः ॥ २० ॥

त्वंपदस्य च वाच्यार्थो जीव एव न संशयः ॥
उभयोरैक्यमसिना पदेन प्रोच्यते बुधैः ॥ २१ ॥

વાકયાર્થના જ્ઞાન પ્રતિ પદાર્થજ્ઞાનને કારણતા છે વાસ્તે પ્રથમ પદ અને પદનો અર્થ જાણવો પછી આખા વાકયના અર્થનો વિચાર કરવો; જેમકે આપણે કોઇને કહીએ કે, " તું કાળો પાણીનો ઘડો ભરી લાવ" એ આખું વાકય કહેવાય. તેમાં જે જે જુદાં જુદાં પદો છે તું, કાળો, પાણીનો, ઘડો, ભરી, લાવ, એ છએ પદનો અર્થ પ્રથમ થવો જોઇએ પછી આખા વાકયનો અર્થ થાય. હે પર્વત હિમાલય ! " तत्त्वमसि" એ મહાવાકયમાં તત્, त्वं, અને અસિ એવાં ત્રણ પદ છે. તેમાં જે તત્ પદ છે તેનો વાચ્યાર્થ હું સર્વની ઇશ્વરી છું એમ પંડિતોએ કહ્યો છે. અર્થાત્ તત પદનો અર્થ ઇશ્વર છે, અને ઉપરના મહાવાકયમાં જે त्वं પદ છે તેનો અર્થ જીવ એવો જ કરવો એમાં કોઇ પ્રકારનો સંશય નથી. અને ઇશ્વર તથા જીવ એ બેનું એકપણું અસિ પદથી કરાય છે. ૨૦–૨૧

वाच्यार्थयोर्विरुद्धत्वादैक्यं नैव घटेत ह ॥
लक्षणाऽतः प्रकर्तव्या तत्त्वमोः श्रुतिसंस्थयोः ॥ २२ ॥

"ઇશ્વર સુખદુઃખથી રહિત છે, જન્મમરણથી રહિત છે અને જીવ સુખદુઃખવાળો છે, જન્મમરણવાળો છે તો એ બેનું એકપણું કેવી રીતે સંભવે ? તેનું સમાધાન આ શ્લોકમાં કરે છે." તત્ પદ ઇશ્વરનું વાચક છે, ત્વં પદ જીવનું વાચક છે, એ બેનું ઐકય ઘટતું જ નથી, કારણ કે એ બે પરસ્પર વિરુદ્ધધર્મવાળા છે; તો પણ વેદની શ્રુતિમાં સ્થિત જે તત્ પદ અને ત્વં પદ તેમાં ભાગત્યાગ નામની લક્ષણા કરવી, અર્થાત્ લક્ષણાથી તે બેનું ઐકય કરવું. ૨૨

चिन्मात्रं तु तयोर्लक्ष्यं तयोरैक्यस्य संभवः
तयोरैक्यं तथा ज्ञात्वा स्वाभेदेनाद्वयो भवेत् ॥ २३ ॥

ભાગત્યાગ નામની લક્ષણાનો એવો અભિપ્રાય છે કે, કાંઇક ભાગનો ત્યાગ કરી જેટલા અંશમાં ઐકય મળે તેટલા અંશથી બંનેનું ઐકય કરવું. જેમ કે સર્વજ્ઞત્વ (સર્વને જાણવાપણું), સર્વેશ્વરત્વ (સર્વનું ઇશ્વરપણું) ઇત્યાદિ ગુણવિશિષ્ટ બ્રહ્મ ચૈતન્ય-ઇશ્વર છે, અને અસર્વજ્ઞત્વ (સર્વને નહિ જાણવાપણું) અસર્વેશ્વરત્વ (સર્વનું ઇશ્વરપણું નહિ, ઇત્યાદિ ગુણવિશિષ્ટ બ્રહ્મ ચૈતન્ય-જીવ છે. તેમાં ઇશ્વરનો જે ધર્મ અને જીવનો જે ધર્મ એ બે ભાગનો ત્યાગ કરી માત્ર ચૈતન્ય જ એક અવશેષ રહેશે એનું નામ જ ભાગત્યાગલક્ષણા છે. ઇશ્વરનો વાચ્યાર્થ અને જીવનો વાચ્યાર્થ ભિન્ન ભિન્ન છે પરંતુ એ બેનો ચૈતન્યરૂપ લક્ષ્યાર્થ એકજ છે. એ બેના એકપણાનો સંભવ છે. એ બેનું એકપણું જાણીને જાણનાર પોતે પણ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ જ થાય છે. એ મ્હોટું ફલ સમજવું. ૨૩

देवदत्तः स एवायमितिवल्लक्षणा स्मृता ॥
स्थूलादिदेहरहितो ब्रह्म संपद्यते नरः ॥ २४॥

"ભાગત્યાગલક્ષણાથી જીવ અને ઇશ્વરની એકતા વર્ણન કરીને કહી, પરંતુ ભાગત્યાગલક્ષણાનું ઉદાહરણ લોકમાં કેવી રીતે બને છે તે આ શ્લોકમાં પ્રતિપાદન કરે છે." જેમકે લોકમાં આપણે બોલીએ છીએ કે, "सोऽयं देवदत्तः-તે જ આ દેવદત્ત નામનો માણસ છે." ભાવાર્થ કે મુંબઇમાં રહેલો માણસ બીજા માણસને એમ કહે કે,

જુવો ભાઇ! તે જ આ દેવદત્ત નામનો માણુસ કે જે આપણે કાશીમાં જોયો હતો. એમ બોલવાથી આ ઠેકાણે ભાગત્યાગલક્ષણા થઇ, કેમ કે દેવદત્ત તો તેનો તે જ, પરંતુ કાશીમાં હતો ત્યારે કાશીવાસી કહેવાતો અને મુંબઇમાં આવ્યો ત્યારે મુંબઇવાસી કહેવાયો; તેમાં કાશી અને મુંબઇ એ ભાગનો ત્યાગ કરીએ તો તે દેવદત્ત એક જ કહેવાય તેવી જ રીતે ઇશ્વર અને જીવ એ ચૈતન્ય સ્વરૂપથી એક જ છે, પરંતુ જ્યારે ઉપાધિના ભાગનો ત્યાગ કરીએ ત્યારે જ તે એક સંભવે અન્યથા સંભવે નહિ, એમ જાણી ભાગત્યાગ લક્ષણા આ ઠેકાણે સ્વીકારી છે. આ અનુભવથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહુથી રહિત થયો સતો નર (મનુષ્ય) બ્રહ્મસ્વરૂપ જ થાય છે. ભાવાર્થ કે જીવાત્માને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ ઉપાધિઓ લાગવાથી ભિન્ન ભિન્ન માલમ પડે છે, વસ્તુતઃ ઉપાધિનો ભાગ ત્યાગ કરીએ તો પછી ચૈતન્ય એક જ અવશિષ્ટ રહે. ૨૪

पञ्चीकृतमहाभूतसंभूतः स्थूलदेहकः ॥
भोगालयो जराव्याधिसंयुतः सर्वकर्मणाम् ॥ २५ ॥

"ઉપરના શ્લોકમાં કહ્યું કે, સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહરહિત થયો સતો નર બ્રહ્મસ્વરૂપ જ થાય છે. તે ત્રણે દેહનું વિવેચન હવે પછીના શ્લોકમાં કરે છે." આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી એ પંચમહાભૂતોથી ઉત્પન્ન થએલો દેહ સ્થૂલ એવા નામથી કહેવાય છે. સુખ અથવા દુઃખ એ બેમાંથી કોઇનો પણ સાક્ષાત્કાર થવો એનું નામ ભોગ છે અને તેનું આલય એટલે સ્થાન તેથી તે સૂક્ષ્મ-દેહભોગાલય કહેવાય છે. તેમ જતે જરાવસ્થા અને નાના પ્રકારના વ્યાધિઓથી સંયુત છે, અને પુણ્યપાપરૂપ સર્વ કર્મવડે યુક્ત છે.૨૫

मिथ्याभूतोऽयमाभाति स्फुटं मायामयत्वतः
सोऽयं स्थूल उपाधिः स्यादात्मनो मे नगेश्वर ॥ २६ ॥

આ સ્થૂલ દેહ માયાનો વિકાર હોવાથી મિથ્યાભૂત છે. જેમ મદારીની માયાથી ઉત્પન્ન થએલી વસ્તુઓ મિથ્યા છે તેમજ માયાથી ઉત્પન્ન થએલાં જે પંચમહાભૂતો અને તેમનાથી ઉત્પન્ન થએલો આ સ્થૂલ દેહ સ્પષ્ટ રીતે મિથ્યા જ જાણવો. નગ એટલે

પર્વત તેના ઈશ્વર એવા હે હિમાલય! મારા ચૈતન્યસ્વરૂપ આત્માને આ સ્થૂલ પંચમહાભૂતોની ઉપાધિ વળગી એમ જાણવું, અર્થાત્ ઉપાધિને લીધે સ્થૂલ દેહ એવું નામ પડ્યું છે. ૨૬

ज्ञानकर्मेन्द्रिययुतं प्राणपञ्चकसंयुतम् ॥
मनोबुद्धियुतं चैतत्सूक्ष्मं तत्कवयो विदुः ॥ २७ ॥

શ્રોત્ર (કાન), ત્વક્ (ચામડી), જિહ્વા (જીભ), ચક્ષુષ્, ઘ્રાણ (નાસિકા), એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને વાક્, પાણિ (હસ્ત), પાદ, ઉપસ્થ, ગુદા, એ પાંચ કર્મેંદ્રિયસહિત, તેમજ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન, એ પંચપ્રાણસહિત, તેમ મન અને બુદ્ધિ એ (૧૭) સત્તર તત્ત્વો મળીને સૂક્ષ્મ શરીર વિદ્વાનો કહે છે. કેટલાએકના મનમાં ચિત્ત અને અહંકાર એ બે તત્ત્વનો ઉમેરો કરવાથી (૧૯) ઓગણીસ તત્ત્વનું પણ સૂક્ષ્મ શરીર સાંભળવામાં આવ્યું છે. ૨૭

अपञ्चीकृतभूतोत्थं सूक्ष्मदेहोऽयमात्मनः ॥
द्वितीयोऽयमुपाधिः स्यात्सुखादेरवबोधकः ॥ २८ ॥

પંચ મહાભૂતથી નહિ થએલો તેથી અપંચીકૃત ભૂતોનો આ આત્માનો સૂક્ષ્મ દેહ બીજો અંતઃકરણની ઉપાધિવાળો જાણવો અને તેજ સૂક્ષ્મદેહ અંતઃકરણમાં સુખ દુઃખનો જણાવનાર છે એમ જાણવું. ૨૮

अनाद्यनिर्वाच्यमिदमज्ञानं तु तृतीयकः ॥
देहोऽयमात्मनो भाति कारणात्मा नगेश्वर ॥ २९ ॥

હે હિમાલય! અનાદિકાલનું અનિર્વાચ્ય એટલે જેનું વાણીથી વર્ણન ન કરી શકીએ એવું જે અજ્ઞાન (માયા) તેજ આ આત્માનો કારણ દેહ સમજવો. અર્થાત્ અવિદ્યાનું નામ જ કારણદેહ છે. ૨૯

उपाधिविलये जाते केवलात्माऽवशिष्यते ॥
देहत्रये पञ्च कोशा अन्तस्थाः सन्ति सर्वदा ॥ ३० ॥

આત્માને સ્થૂલની ઉપાધિ લાગવાથી સ્થૂલદેહ કહેવાયો, સૂક્ષ્મની ઉપાધિ લાગવાથી સૂક્ષ્મદેહ કહેવાયો, કારણની ઉપાધિ લાગવાથી

કારણદેહ કહેવાયો. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે ઉપાધિનો. જ્યારે જ્ઞાનથી નાશ કરીએ ત્યારે કેવળ એક આત્મા જ શેષ રહે. છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહના મધ્યમાં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય, એ પંચકોશો અંતર્ભાવ પામે છે. (પંચકોશોનું વર્ણન પાછળ કરી આવ્યા છીએ).૩૦

पञ्चकोशपरित्यागे ब्रह्मपुच्छं हि लभ्यते ॥
नेतिनेतीत्यादिवाक्यैर्मम रूपं यदुच्यते ॥ ३१ ॥

દેહત્રયના ત્યાગવડે પંચકોશનો ત્યાગ કર્યે સતે બ્રહ્મનું પુંછડું મળે છે, એટલે બ્રહ્મનું સ્વરૂપ તેના ઓળખવામાં આવે છે. તે બ્રહ્મનું સ્વરૂપ વેદમાં " नेति नेति "–" ઇતિ ન ઇતિ ન–એ પ્રકારનું બ્રહ્મનું સ્વરૂપ નથી." એમ નિષેધ જણાવતાં સર્વનું શેષ બ્રહ્મ સ્વરૂપ માલમ પડી આવે છે. એથી નેતિ નેતિ એવાં વેદનાં વાકયોથી બ્રહ્મનું સ્વરૂપ કહેવાય છે. ૩૧

न जायते म्रियते तत्कदाचिन्नायं भूत्वा न बभूव कश्चित् ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥३२॥

"તે બ્રહ્મનું સ્વરૂપ કેવું છે તે આ શ્લોકવડે પ્રતિપાદન કરે છે." (આ પ્રકરણમાં આત્મા અને બ્રહ્મ એ બે એક જાણવાં). આ બ્રહ્મનું સ્વરૂપ ઉત્પન્ન થતું નથી, તેમ મરતું પણ નથી, આ બ્રહ્મનું સ્વરૂપ થઇને ફરીને અસ્તિમાન્ નથી. ભાવાર્થ–જેમ ઘટ આ સમયમાં છે અને ફુટ્યા પછી પણ પાછો ઉત્પન્ન થશે તેમ બ્રહ્મનું સ્વરૂપ નથી, કિંતુ મૃત્તિકાસદૃશ ઉત્પત્તિની અપેક્ષા નહિ રાખી આક્તન સત્તાવાન્ જ છે. નિરવયવ હોવાથી તે બ્રહ્મ નિત્ય એકરૂપવડે નિરંતર છે તેથી શાશ્વત (જે હમેશાં એવું ને એવું જ રહે) અને નિરવયવ હોવાથી આ બ્રહ્મ પ્રથમ અને હમણાં સર્વદા એકરૂપજ છે તેથી પુરાણ (પ્રાચીન જુનું) છે. ખડ્ગાદિવડે શરીર હણાએ સતે તે આત્મરૂપી બ્રહ્મસ્વરૂપ હણાતું નથી. વેદની શ્રુતિ પણ ઉપરના અર્થનું બોધન કરે છેઃ " अविनाशी वा अरेऽयमात्मानुच्छित्तिधर्मा "–" અરે ! આ આત્મસ્વરૂપ બ્રહ્મ અવિનાશિ છે. શસ્ત્રાદિવડે છેદન ક્રિયાને યોગ્ય નથી." આ શ્લોકથી જાયતે (ઉત્પન્ન થાય છે), અસ્તિ (છે), વર્ધતે (વધે

છે), વિપરિણમતે (પરિણામ પામે છે), અપક્ષીયતે (ક્ષીણ થાય છે), અને વિનશ્યતિ ( નાશ પામે છે ), એ છ ભાવવિકારરહિત આત્મા છે એવું પ્રતિપાદન કર્યું. ૩૨

हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम् ॥
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ ३३ ॥

જે એમ માને છે કે, હું આને મારું છું, એ અહં પ્રત્યય (અહં અહં એવા શબ્દથી જે ભાન થાય તે ) જે પ્રકૃત આત્મા તેને હનન ક્રિયાનો કર્તા છે એમ માને છે તે, તેમ જે હું આનાથી હણાયો અર્થાત્ બીજા વડે મરાયો એમ માને છે એ બંને પુરુષો આત્માના સ્વરૂપને જાણતા નથી. તે આત્મા કોઇને હણતે પણ નથી અને બીજાવડે હણાતો પણ નથી. ૩૩

अणोरणीयान्महतो महीयानात्माऽस्य जन्तोर्निहितो गुहायाम् ॥
तमक्रतुः पश्यति वीतशोको धातुप्रसादान्महिमानमस्य ॥३४॥

તે આત્મા અણુ વસ્તુથી પણ અણુ છે અને મ્હોટામાં મ્હોટું જે આકાશ તેનાથી પણ મ્હોટો છે, અને આ પ્રાણિની બુદ્ધિરૂપી ગુહામાં બેઠો છે, અર્થાત્ તેમાં આત્માનો અનુભવ થાય છે. આ આત્માના મહિમાને ચિત્તની પ્રસન્નતાથી સંકલ્પવિકલ્પરહિત થયો સતો જ્યારે જોઇશ ત્યારે જ ભય અને શોકથી રહિત થઇશ. ૩૪

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ॥
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३५ ॥
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ॥
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ३६ ॥

આત્માને રથી એટલે રથનો સ્વામી એવો જાણ્ય, અને શરીરને રથને ઠેકાણે જાણ્ય, મનને ઘોડાને ખીંચી રાખવાસારુ લગામને ઠેકાણે જાણ્ય. વળી ઇંદ્રિયોને ઘોડાને ઠેકાણે વિદ્વાનો કહે છે અને ઇંદ્રિયોના જે વિષયો છે તે રથને ફરવાનો માર્ગ સમજવો. આત્મા એટલે ચિદાભાસ, ઇંદ્રિયો, મન, એ ત્રણવિશિષ્ટ જે કૂટસ્થ આત્મા તેજ ભોક્તા છે

એમ વિદ્વાનો કહે છે. ભાવાર્થ કે શરીર, રથ, આત્મા, રથી ( રથનો માલીક ), બુદ્ધિ રથનો સારથિ, ઇંદ્રિયો રથના ઘોડાઓ, મન ઘોડાઓની લગામ અને ઇંદ્રિયોના વિષયો એ રથને ફરવાનો માર્ગ છે એવી રીતે યોજના કરવી. ૩૫-૩૬

यस्त्वविद्वान्भवति स चामनस्कः सदाऽशुचिः ॥
न तत्पदमवाप्नोति संसारं चाधिगच्छति ॥ ३७ ॥

જે અવિદ્વાન્ એટલે અવિવેકી છે, જેનું મન પોતાને સ્વાધીન નથી અને નિરંતર અશુચિ એટલે સત્કર્મથી રહિત છે તે પુરુષ પરમાત્માના પદને પામતો નથી અને સંસારના પ્રતિ જ જાય છે, અર્થાત્ વારંવાર સંસારચક્રમાં પડે છે. ૩૭

यस्तु विद्वान्भवति स मनस्कः सदा शुचिः ॥
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ३८ ॥

જે વિદ્વાન્ એટલે વિવેકી છે, જેનું મન પોતાને સ્વાધીન છે, નિરંતર શુચિ એટલે સત્કર્મ કરી પવિત્ર છે, તે પુરુષ પરમાત્માના પદને પામે છે અને ફરીને સંસારમાં આવતો નથી. ૩૮

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ॥
सोऽध्वनः पारमाप्नोति मदीयं यत्परं पदम् ॥ ३९ ॥

વિજ્ઞાન એટલે બુદ્ધિ જેનો સારથિ છે અને ઇંદ્રિયોરૂપી ઘોડાની મનરૂપી જેને લગામ છે એવો પુરુષ (બુદ્ધિ જેની સારી છે અને મન જેનું નિયમમાં છે એવો પુરુષ) આ સંસારના માર્ગને ઓળંઘીને પાર જાય છે અને મારા પરમ પદને પામે છે. ૩૯

इत्थं श्रुत्वा च मत्वा च निश्चित्यात्मानमात्मना ॥
भावयेन्मामात्मरूपं निदिध्यासनतोऽपि च ॥ ४० ॥

એ પ્રકારે વેદની શ્રુતિવડે અને પોતાના વારંવાર મનનવડે નિશ્ચય કરીને (શ્રુતિના અર્થનો વિચાર કરી સંશય અને વિપર્યાસ (ઉલટા અર્થ) ને છોડી પોતાની મેળે સાક્ષાત્કાર કરીને.) આત્મસ્વરૂપિણી એવી જે હું તે મારી પોતાના અંતઃકરણવડે એકાગ્ર ચિત્તવૃત્તિથી ભાવના કરે, અર્થાત્ પોતાના આત્મામાં જ મને જુવે. ૪૦

योगवृत्तेः पुरा स्वास्मिन्भावयेदक्षरत्रयम् ॥
देवीप्रणवसंज्ञस्य ध्यानार्थं मन्त्रवाच्ययोः ॥ ४१ ॥

"એ પ્રકારે નિદિધ્યાસન એટલે ચિત્તની એકાગ્રવૃત્તિવડે જ્યારે ચિત્તને સમાધિ કરવાની યોગ્યતા આવે છે ત્યારે સમાધિથી પ્રથમ જે પ્રકારનું ધ્યાન કરી સમાધિ કરવી, તે પ્રકાર આ શ્લોકમાં બતાવે છે." સમાધિ કરવાના આગળ પોતાને વિષે ત્રણ અક્ષરની ભાવના કરવી (એ ત્રણ અક્ષર કીયા કે) જે અક્ષરનું નામ દેવીનો પ્રણવ એવું છે. અર્થાત્ હ્રીં એ દેવીનો પ્રણવ છે, એ આગળના શ્લોકમાં બતાવશે. પોતાને વિષે દેવીના પ્રણવની શું કરવા ભાવના કરવી કે તે મંત્ર અને તેનો અર્થ સમાધિ કરતી વખતે ધ્યાનમાં સ્ફુરી આવે એટલા સારુ ભાવના કરવી. ૪૧

हकारः स्थूलदेहः स्याद्रकारः सूक्ष्मदेहकः ॥
ईकारः कारणात्माऽसौ ह्रींकारोऽहं तुरीयकम् ॥ ४२ ॥

"દેવીના પ્રણવના ત્રણ અક્ષર કીયા અને તેનો અર્થ શો થાય છે તે આ શ્લોકમાં બતાવે છે." હકાર સ્થૂલદેહ છે, રકાર સૂક્ષ્મદેહ છે, ઇકાર કારણદેહ છે. એ ત્રણે અક્ષરો મળી દેવીનો પ્રણવ હ્રીં એ પ્રકારનો થાય છે અને ત્રણ અક્ષરથી વાચ્ય હું તુરીયક એટલે ચતુર્થરૂપે છું. અર્થાત્ હ્રીં એ શબ્દથી યાવત્ સૃષ્ટિની રમત આવી ગઇ, કારણ કે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહની સ્થિતિ હ્રીં એ શબ્દમાં છે અને આનો અર્થ સાક્ષાત્ જગદંબા છે. એથી મંત્ર અને એનો અર્થ એ બેનું ધ્યાન કરવા સારૂં આ જગદંબાએ સાક્ષાત્ ઉપદેશ કર્યો છે. ૪૨

एवं समष्टिदेहेऽपि ज्ञात्वा बीजत्रयं क्रमात् ॥
समष्टिव्यष्टयोरेकत्वं भावयेन्मतिमान्नरः ॥ ४३ ॥

"સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ વ્યષ્ટિ દેહમાં જેવી રીતે અક્ષરત્રયની ભાવના કરી તેવીજ રીતે સમષ્ટિદેહમાં પણ કરવી જોઇએ એ આ શ્લોકમાં બતાવે છે." એ પ્રકારે સમષ્ટિદેહને વિષે પણ પાછળના શ્લોકમાં કહેલાં હકાર, રકાર અને ઇકાર એ ત્રણ બીજને

ક્રમથી જાણીને બુદ્ધિમાન્ પુરુષ સમષ્ટિ અને વ્યષ્ટિ એ બેનું એકપણું કરે. અર્થાત્ વ્યષ્ટિ એટલે પિંડ અને સમષ્ટિ એટલે બ્રહ્માંડ એ પિંડબ્રહ્માંડનું એકપણું હ્રીં એ દેવીના પ્રણવથી જાણી લેવું. આનું રહસ્ય પુસ્તકમાં લખાય એવું નથી તેથી કોઇ અનુભવી ગુરુની પાસેથી જાણી લેવું. તે પણ મંત્રશાસ્ત્ર જાણનારો હોવો જોઇએ. ૪૩

समाधिकालात्पूर्वं तु भावयित्वैवमादरः ॥
ततो ध्यायन्निलीनाक्षो देवीं मां जगदीश्वरीम् ॥ ४४ ॥

એ પ્રકારે સમાધિકાલના આગળ આદરભાવથી હ્રીં અને તેનો અર્થ સારી રીતે જાણી લેવો. પછી નાસિકાના અગ્રભાગ આગળ દૃષ્ટિ કરી જગદીશ્વરી દેવી જે હું તે મારું ધ્યાન કરવું. એટલે ધ્યાનમાં હ્રીં એ શબ્દનો અર્થ અને તેનું સ્વરૂપ પોતાના ધ્યાનમાં લાવવું. ૪૪

प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥
निवृत्तविषयाकाङ्क्षो वीतदोषो विमत्सरः ॥ ४५ ॥
भक्त्या निर्व्याजया युक्तो गुहायां निःस्वने स्थले ॥
हकारं विश्वमात्मानं रकारे प्रविलापयेत् ॥ ४६ ॥
रकारं तैजसं देवमोंकारे प्रविलापयेत् ॥
ईंकारं प्राज्ञमात्मानं ह्रींकारे प्रविलापयेत् ॥ ४७ ॥
वाच्यवाचकताहीनं द्वैतभावविवर्जितम् ॥
अखण्डं सच्चिदानंदं भावयेत्तच्छिखान्तरे ॥ ४८ ॥

પ્રાણાયામના અભ્યાસવડે નાસિકાની અંદર ગતિ કરવાવાળો જે પ્રાણવાયુ અને અપાનવાયુ એ બેને સમાન કરી ઇંદ્રિયોના વિષયમાં જેની આકાંક્ષા નિવૃત્ત પામી છે, કષાયાદિ દોષો જેના દૂર થયા છે, જેના અંતઃકરણમાં મત્સરનો લેશ નથી અને કપટરહિત ભક્તિવડે જે યુક્ત તે યોગાભ્યાસી પુરૂષે પોતાની હૃદયરૂપી ગુહામાં જે સ્થાનમાં બિલકુલ શબ્દ થતો નથી તે સ્થાનમાં વિશ્વ અથવા વૈશ્વાનર જેનો અભિમાની છે એવો જે હકાર એટલે સ્થૂલદેહ તેનો તૈજસ જેનો અભિમાની છે એવો જે રકાર એટલે સૂક્ષ્મદેહ તેમાં લય કરવો

અર્થાત્ સ્થૂલ દેહનો સૂક્ષ્મ દેહમાં લય કરવો. ह्रीं એ દેવીના પ્રણવમાં હકાર સ્થૂલ દેહ છે અને રકાર સૂક્ષ્મ દેહ છે. વળી તૈજસ જેનો અભિમાની છે એવો જે રકાર એટલે સૂક્ષ્મ દેહ તેનો ઈકાર એટલે પ્રાજ્ઞ જેનો અભિમાની છે એવો જે કારણદેહ તેમાં લય કરવો, અર્થાત્ સૂક્ષ્મનો કારણદેહમાં લય કરવો, અને તે પ્રાજ્ઞ જેનો અભિમાની છે એવો ઈકાર એટલે કારણદેહ તેનો હ્રીંકાર શબ્દમાં અર્થાત્ હ્રીંકારવાચ્ય બ્રહ્મસ્વરૂપમાં લય કરવો, એટલે કારણ દેહનો બ્રહ્મમાં લય કરવો. વાચ્ય વાચક એ બેથી રહિત દ્વૈતભાવથી વર્જિત અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપની, ચૈતન્યથી દીપિત અને શિખાના મધ્યમાં ભાવના કરવી. ૪૫-૪૮

इति ध्यानेन मां राजन्साक्षात्कृत्य नरोत्तमः ॥
मद्रूप एव भवति द्वयोरप्येकता यतः ॥ ४९ ॥

હે રાજન્! એ પ્રકારના ધ્યાનવડે મારો સાક્ષાત્કાર કરીને મનુષ્યોમાં ઉત્તમ પુરુષ મત્સ્વરૂપજ થાય છે, કારણ કે મારો અને તેનો એકીભાવ થયો હોય છે. અર્થાત્ આ પ્રકારના સ્વરૂપનું ધ્યાન કરનાર સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ જ થાય છે. ૪૯

योगयुक्त्याऽनया दृष्ट्वा मामात्मानं परात्परम् ॥
अज्ञानस्य सकार्यस्य तत्क्षणे नाशको भवेत् ॥
इति श्रीदेवीभागवते महापुराणे सप्तमस्कंधे देवीगीतायां
॥ चतुर्थोऽध्यायः ॥ ४ ॥

સમાધિયુક્ત આ વૃત્તિવડે પરાત્પર મારા સ્વરૂપને જોઇને અર્થાત્ ધ્યાનવડે મારા સ્વરૂપનો અનુભવ કરીને કાર્યસહિત જે અજ્ઞાન અર્થાત્ કાર્ય જે જગત્ અને તેનું કારણ અજ્ઞાન એટલે માયા એ બેનો નાશ કરવાવાળો તે પુરુષ થાય છે. ૫૦

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानेविषे
चोथो अध्याय समाप्त ॥ ४ ॥



## अध्याय ५ मो. *

### યોગનાં તથા મંત્રસિદ્ધિનાં ઉત્તમ સાધનો.



"આ પાંચમા અધ્યાયના સાઠી બાસઠ શ્લોકોવડે યોગનાં સાધનો તેમ જ મંત્રસિદ્ધિનાં સાધનોનું વર્ણન કરવામાં આવશે."

॥ हिमालय उवाच ॥

योग वद महेशानि साङ्गं संवित्प्रदायकम् ॥
कृतेन येन योग्योऽहं भवेयं तत्त्वदर्शने ॥ १ ॥

"ચોથા અધ્યાયની સમાપ્તિમાં એવું કહેવામાં આવ્યું કે યોગયુક્ત દૃષ્ટિવડે પરથી પણ પર મારા સ્વરૂપને જોઇને પુરુષ પરમપદને પામે છે, એમ કહેવાથી આત્માના દર્શનમાં યોગનો અભ્યાસ કરવો એ પણ કારણ છે. હવે તે યોગનો પ્રકાર કેવો છે એવા હેતુથી હિમાલય પૂછે છેઃ-હે મહેશાનિ! (હે સર્વની નિયંત્રિ) સંવિત્ એટલે જે જ્ઞાન તેને આપવાવાળો અંગસહિત યોગ મને કહો કે, જે યોગના અભ્યાસવડે હું તમારું દર્શન કરવાને યોગ્ય થાઉં. ૧

॥ श्रीदेव्युवाच ॥

न योगो नभसः पृष्ठे न भूमौ न रसातले ॥
ऐक्यं जीवात्मनोराहुर्योगं योगविशारदाः ॥ २ ॥

આ પ્રકારનું હિમાલયનું વચન સાંભળી ભગવતી કહે છેઃ-હે હિમાલય! આકાશના પૃષ્ઠભાગમાં યોગ નથી, પૃથ્વી ઉપર યોગ નથી, રસાતલમાં યોગ નથી. (ત્યારે યોગ કયાં છે?) યોગશાસ્ત્રને જાણનારા પંડિતો એમ કહે છે કે, આત્મા અને પરમાત્માનું જે ઐક્ય (એકપણું) તે જ યોગ છે. અર્થાત્ જીવાત્મા અને પરમાત્માના અભેદ જ્ઞાનવાળી જે અંતઃકરણની વૃત્તિ તે જ યોગ છે, બીજો યોગ નથી. ૨

तत्प्रत्यूहाः षडाख्याता योगविघ्नकराऽनघ ॥
कामक्रोधौ लोभमोहौ मदमात्सर्यसंज्ञकौ ॥ ३ ॥

---

* આ અધ્યાયમાં યોગની તથા મંત્રોની સિદ્ધિ કયાં સાધનો દ્વારા થાય છે તે ઉત્તમ સાધનો જણાવવા સંબંધી કથા કહેવામાં આવી છે.

હે પાપરહિત હિમાલય! તે જીવાત્મા અને પરમાત્માના અભેદ જ્ઞાનવાળી જે અંતઃકરણની વૃત્તિ તે જ યોગ અને તે યોગના છ શત્રુઓ છે. ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ મોહ, ૫ મદ, અને ૬ માત્સર્ય. આ છ શત્રુઓનો જેનામાં વાસ છે તે પુરુષને કદાપિ યોગ સિદ્ધ થતો નથી. ભાવાર્થ કે જીવાત્મા અને પરમાત્માના અભેદ જ્ઞાનવાળી અંતઃકરણની વૃત્તિ તેની થતી નથી. ૩

योगाङ्गैरेव भित्वा तान्योगिनो योगमाप्नुयुः ॥
यमं नियममासनप्राणायामौ ततः परम् ॥ ४ ॥
प्रत्याहारं धारणाख्यं ध्यानं सार्धं समाधिना ॥
अष्टाङ्गान्याहुरेतानि योगिनां योगसाधने ॥ ५ ॥

યોગીઓએ અર્થાત્ જીવાત્મા પરમાત્માનો અભેદ કરવાવાળા પુરુષોએ યોગનાં અંગોવડે ઉપરના છ શત્રુઓનો નાશ કરી યોગને કરવો જોઇએ. અર્થાત્ કામના આદિ લઇ છ શત્રુઓને જીતી પછી જીવાત્મા પરમાત્માના અભેદનો વિચાર કરવો. જ્યાંસુધી તે શત્રુઓ શરીરની અંદર છે ત્યાં સુધી અભેદ કરવાવાળી અંતઃકરણની વૃત્તિ થતી જ નથી. યોગનાં અંગ કેટલાં છે તે દોઢ શ્લોકવડે વર્ણન કરી કહે છે. ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, ૮ સમાધિ, એ આઠ અંગ યોગીઓને યોગસાધનમાં કહ્યાં છે. અર્થાત્ જીવાત્મા પરમાત્માના અભેદજ્ઞાનવાળી જો અંતઃકરણની વૃત્તિ મેળવવી હોય તો ઉપરનાં આઠ અંગોનું અવશ્યમેવ સેવન કરવું જોઇએ, જેના વિના અભેદજ્ઞાનવાળી અંતઃકરણની વૃત્તિ બની શકતી જ નથી. ૪-૫

अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं दयार्जवम् ॥
क्षमा धृतिर्मिताहारः शौचं चेति यमा दश ॥ ६ ॥

"ઉપરના શ્લોકમાં યોગનાં આઠ અંગ વર્ણન કરીને કહ્યાં, તેમાં પ્રથમ અંગ યમ છે તેનું શું લક્ષણ છે તે આ શ્લોકમાં જણાવે છે." ૧ અહિંસા (કોઇ પણ પ્રાણીને પીડા ન કરવી), ૨ સત્ય (ખરું બોલવું), ૩ અસ્તેય (ચોરી નહિ કરવી), ૪ બ્રહ્મ-

ચર્ય (* આઠ પ્રકારના મૈથુનનો અભાવ), ૫ દયા (સર્વ પ્રાણીઓ ઉપર કરુણા), ૬ આર્જવ (સરલતા-બધાઓની અપેક્ષાથી પોતાનામાં અલ્પજ્ઞાનપણું-એમ કે હું કાંઇજ જાણતો નથી એવી બુદ્ધિ કરવી), ૭ ક્ષમા (પૃથ્વીની માફક અપમાન આદિ તિરસ્કારવચનો સહન કરવાં), ૮ ધૃતિ (સર્વનો નાશ થાય તો પણ ધૈર્ય રાખવું), ૯ મિતાહાર (†પેટમાં બે ભાગ અન્નથી પૂરવા; એક ભાગ પાણીથી અને એક ભાગ ખાલી રાખવો કે જેમાં વાયુનો સંચાર થાય એનું નામ મિતાહાર કહેવાય છે), ૧૦ શૌચ (બહાર અને અંદરની શુદ્ધિ. (બહારની શુદ્ધિ જલ અને મૃત્તિકાદિકથી સમજવી અને અંદરની શુદ્ધિ મનની પવિત્રતાથી જાણવી), એ દશ પ્રકારના યમ સમજવા. યોગનું પ્રથમ અંગ જે યમ તે સમાપ્ત થયું. ૬

तपः संतोष आस्तिक्यं दानं देवस्य पूजनम् ॥
सिद्धान्तश्रवणं चैव ह्रीर्मतिश्च जपो हुतम् ॥ ७ ॥

"હવે આ શ્લોકમાં યોગના બીજા અંગનું વર્ણન કરવામાં આવે છે." બીજું અંગ નિયમ છે અને તે પણ દશ પ્રકારનો છે. ૧ તપ (વિધિપ્રમાણે અનુષ્ઠાન કરવું તેનું જ નામ તપ છે. આ ઠેકાણે તપ શબ્દથી ચાંદ્રાયણ કૃચ્છ વગેરે તપ લેવાં નહિ, કારણ કે તે તપ શરીરને ક્લેશ કરવાવાળાં હોવાથી યોગમાં ઉપકારક નથી, એવો નીલકંઠસ્વામીનો અભિપ્રાય છે.), ૨ સંતોષ (પ્રારબ્ધવશથી જે મળે તેનાથી પોતાના મનમાં તૃપ્તિ માનવી), ૩ આસ્તિક્ય (વેદ, દેવ, બ્રાહ્મણો, ગુરુ એમના ઉપર વિશ્વાસ), ૪ દાન (યથાશક્તિ સત્પાત્રને દ્રવ્ય આપવું), ૫ દેવપૂજન (પરમેશ્વરનું પૂજન), ૬ સિદ્ધાંત-

---

* दर्शनं स्पर्शनं केलिः कीर्तनं गुह्यभाषणम् ।
संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृतिरेव च ॥

અર્થ-સ્ત્રીઓનું દર્શન કરવું, સ્ત્રીઓનો સ્પર્શ કરવો, સ્ત્રીઓની સાથે ક્રીડા કરવી, મૈથુનની વાત કરવી, સ્ત્રીઓની સાથે એકાંતમાં ભાષણ કરવું, મૈથુનનો સંકલ્પ કરવો, મૈથુનનો નિશ્ચય કરવો અને પ્રત્યક્ષ મૈથુન કરવું, એ પ્રકારે આ શ્લોકમાં આઠ પ્રકારનું મૈથુન ગણાવ્યું છે.

† द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयेत् ।
मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् ॥

શ્રવણ ( વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું ), હ્રી ( ખરાબ કામ કરવામાં શરમ ), ૮ મતિ ( સારા કર્મમાં અને સારા શાસ્ત્રમાં જે ઉત્તમ જ્ઞાન તે), ૯ જપ (ગાયત્રીમંત્ર, ઓંકારમંત્ર, ભુવનેશ્વરીમંત્ર વગેરેનો જપ), ૧૦ હુત (નિત્ય હોમ). યોગનું બીજું અંગ જે નિયમ તે દશ પ્રકારનો છે એ વર્ણન કરીને કહ્યું. ૭

दशैते नियमाः प्रोक्ता मया पर्वतनायक ॥
पद्मासनं स्वस्तिकं च भद्रं वज्रासनं तथा ॥ ८ ॥
वीरासनमिति प्रोक्तं क्रमादासनपञ्चकम् ॥
उर्वोरुपरि विन्यस्य सम्यक्पादतले शुभे ॥ ९ ॥
अङ्गुष्ठौ च निबध्नीयाद्धस्ताभ्यां व्युत्क्रमात्ततः ॥
पद्मासनमिति प्रोक्तं योगिनां हृदयंगमम् ॥ १० ॥

હે પર્વતના નાયક હિમાલય ! મે તને દશ પ્રકારના નિયમો કહી બતાવ્યા, હવે યોગનું ત્રીજું અંગ જે આસન છે તેને તું સાંભળ. તે આસન પાંચ પ્રકારનાં છે. ૧ પદ્માસન, ૨ સ્વસ્તિકાસન, ૩ ભદ્રાસન, ૪ વજ્રાસન અને ૫ વીરાસન, એવી રીતે પાંચ પ્રકારનાં આસન સમજવાં. હવે પ્રથમ પદ્માસનનો પ્રકાર બતાવે છે. બે જાંઘો ઉપર સુંદર પાદનાં તલીયાં સારી રીતે સ્થાપન કરવાં અને પછી હસ્તને ફેરવીને બે હાથવડે અંગુષ્ઠને બાંધવા, અર્થાત્ પાછળના ભાગથી બંને હસ્તને ફેરવીને જમણા હસ્તથી જમણા પગનો અંગુઠો અને ડાબા હસ્તથી ડાબા પગનો અંગુઠો બાંધવો, એનું નામ યોગીઓને પ્રિય એવું પદ્માસન છે એમ જાણવું. ૮–૧૦

जानूर्वोरन्तरे सम्यक्कृत्वा पादतले शुभे ॥
ऋजुकायो विशेद्योगी स्वस्तिकं तत्प्रचक्षते ॥ ११ ॥

બીજા સ્વસ્તિક નામના આસનનો પ્રકાર બતાવે છે કે, બંને જંઘાઓના મધ્યમાં સુંદર પાદનાં તલને કરીને જે યોગી ઋજુકાય એટલે સીધી રીતે શરીરને રાખી બેસે છે તેનું નામ સ્વસ્તિક આસન કહેવાય છે. ૧૧

सीवन्या पार्श्वयोर्न्यस्य गुल्फयुग्मं सुनिश्चितम् ॥
वृषणाधः पादपार्ष्णी पाणिभ्यां परिबन्धयेत् ॥ १२ ॥
भद्रासनमिति प्रोक्तं योगिभिः परिपूजितम् ॥
उर्वोः पादौ क्रमान्न्यस्य जान्वोः प्रत्यङ्मुखाङ्गुली ॥ १३ ॥
करौ विदध्यादाख्यातं वज्रासनमनुत्तमम् ॥
एकं पादमधः कृत्वा विन्यस्योरुं तथोत्तरे ॥
ऋजुकायो विशेद्योगी वीरासनमितीरितम् ॥ १४ ॥

સીવની એટલે અંડની નીચેના ભાગની જે શિરા તેના પડખાના ભાગમાં પગની પેનીના બે ભાગો સ્થાપન કરવા અને અંડના નીચેના ભાગમાં જે પાદનાં તલીયાંનો પૃષ્ઠભાગ તેને પોતાના બે હાથવડે બાંધવો એનું નામ યોગીઓ ભદ્રાસન કહે છે. આ ત્રીજું ભદ્રાસન સમજવું. હવે ચોથું વજ્રાસન કહે છે કે, ક્રમથી જંઘાના ઉપર પાદને સ્થાપન કરવા. પછી પૂર્વ દિશા તરફ આંગલિઓ-આવે એવી રીતે તેના ઉપર બે હાથ મુકવા એનું નામ ઉત્તમ વજ્રાસન કહેવામાં આવે છે. હવે પાંચમું વીરાસન કહે છે કે, એક પાદને નીચે નમાવવો અને બીજા પાદને તે પાદની સમીપ સ્થાપન કરવો પછી સીધી કાયા રાખી જે બેસવું તેનું નામ વીરાસન કહેવાય છે. ૧૨-૧૪

इडया कर्षयेद्वायुं बाह्यं षोडश मात्रया ॥ १५ ॥
धारयेत्पूरितं योगी चतुःषष्ठ्या तु मात्रया ॥
सुषुम्नामध्यमं सम्यग्द्वात्रिंशन्मात्रया शनैः ॥ १६ ॥
नाड्या पिङ्गलया चैव रेचयेद्योगवित्तमः ॥
प्राणायाममिमं प्राहुर्योगशास्त्रविशारदाः ॥ १७ ॥

"એ પ્રકારે પાંચ પ્રકારનાં આસન હતાં તે કહી બતાવ્યાં, હવે ત્રણ શ્લોકવડે યોગનું ચોથું અંગ જે પ્રાણાયામ તેનો પ્રકાર કહે છે." ઇડા નામની નાડીથી નાસિકાદ્વારા સોળ વખત ઓંકારનું મનમાં ઉચ્ચારણ કરીએ તેટલા સમય સુધી બહારના વાયુને અંદર ખીંચવો આનું નામ પૂરક કહેવાય છે, અને તે ખીંચેલા વાયુને ચોસઠ ઓંકાર મનમાં

બોલાય ત્યાં સુધી સુષુમ્ના નામની નાડીમાં તેને રોકવો એનું નામ કુંભક કહેવાય છે. પછી બત્રીશ ઓંકારનું મનમાં ઉચ્ચારણ કરીએ ત્યાં સુધી યોગને જાણનાર પુરુષે પિંગલા નામની નાડીવડે ધીરે ધીરે તે વાયુને ઉતારવો એનું નામ રેચક કહેવામાં આવે છે. યોગશાસ્ત્રને જાણનારા વિદ્વાનો આને જ પ્રાણાયામ કહે છે. ૧૫-૧૭

मयोभूयाः क्रमास्तस्य बाह्यमेवं समाचरेत् ॥
'मात्रावृद्धिक्रमेणैव सम्यग्द्वादश षोडश ॥ १८ ॥
जपध्यानादिभिः सार्धं सगर्भं तं विदुर्बुधाः ॥
तदपेतं विगर्भं च प्राणायामं परे विदुः ॥ १९ ॥

કેટલાએક યોગીઓ પ્રાણાયામનો બીજો પ્રકાર એવી રીતનો માને છે કે ફરી ફરીને ઇડા નાડીમાંથી પિંગલામાં વાયુને લઇ જવો અને પિંગલામાંથી ઇડામાં લઈ જવો. એવી રીતે બહારના વાયુને અંદર લઇ જવો અને વળી પાછો તેનો ત્યાગ કરવો અને તે બહારનો વાયુ બાર વખત ઓંકારનું મનમાં ઉચ્ચારણ કરીએ ત્યાં સુધી અંદર પૂરવો પછી તેને તેટલા છ વખત સુધી અંદર રોકવો અને પછી તે જ પ્રમાણે બહાર કાઢવો. બાર વખત ઓંકારનું ઉચ્ચારણ કરીએ ત્યાં સુધી જ્યારે વાયુની ગતિ સિદ્ધ થાય ત્યારપછી થોડા દિવસમાં તેની શક્તિ સોળ વખત ઓંકારનું ઉચ્ચારણ કરીએ ત્યાં સુધી ચઢાવવી એમ ક્રમથી દિવસે દિવસે પ્રાણાયામની વૃદ્ધિ કરવી. તે પ્રાણાયામ બે પ્રકારનો છે એક સગર્ભ અને બીજો વિગર્ભ. પોતાના ઇષ્ટ દેવતાના મંત્રનો જપ અને તેનું ધ્યાન પૂજન વગેરે સહિત જે પ્રાણાયામ કરવો તેનું નામ સગર્ભ પ્રાણાયામ પંડિતો કહે છે, અને જેમાં ઇષ્ટ દેવતાના મંત્રનો જપ અને ધ્યાન ન હોય અને કેવલ ખાલી પ્રાણાયામ જ હોય તેનું નામ વિગર્ભ પ્રાણાયામ કહે છે. એવી રીતે બે પ્રકારનો પ્રાણાયામ જાણવો. ૧૮-૧૯

क्रमादभ्यस्यतः पुंसो देहे स्वेदोद्गमोऽधमः ॥
मध्यमः कम्पसंयुक्तो भूमित्यागः परो मतः ॥ २० ॥

"કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ એ ત્રણ પ્રકારનું પ્રાણાયામનું લક્ષણ વર્ણન કરીને કહે છે." ક્રમથી પ્રાણાયામનો અભ્યાસ કરનાર પુરુષને

જો પોતાના શરીરમાં પરસેવો આવી જાય તો તે કનિષ્ઠ ( અધમ ) પ્રાણાયામ જાણવો, અને જો પોતાના શરીરમાં કંપ છુટે તો મધ્યમ પ્રાણાયામ જાણવો, અને જે પ્રાણાયામમાં ભૂમિનો ત્યાગ થાય તે ઉત્તમ પ્રાણાયામ જાણવો. અર્થાત્ જ્યારે ભૂમિને છોડીને આસન ઉપર જ પુરુષ રહે ત્યારે ભૂમિનો ત્યાગ કહેવાય, તે પ્રાણાયામ ઉત્તમ કહેવાય છે. ૨૦

उत्तमस्य गुणावाप्तिर्यावच्छीलनमिष्यते ॥
इन्द्रियाणां विचरतां विषयेषु निरर्गलम् ॥ २१ ॥
बलादाहरणं तेभ्यः प्रत्याहारोऽभिधीयते ॥
अङ्गुष्ठगुल्फजानूरुमूलाधारलिङ्गनाभिषु ॥ २२ ॥
हृद्ग्रीवाकण्ठदेशेषु लम्बिकायां ततो नसि ॥
भ्रूमध्ये मस्तके मूर्ध्नि द्वादशान्ते यथाविधि ॥ २३ ॥
धारणं प्राणमरुतो धारणेति निगद्यते ॥
समाहितेन मनसा चैतन्यान्तरवर्तिना ॥ २४ ॥
आत्मन्यभीष्टदेवानां ध्यानं ध्यानमिहोच्यते ॥
समत्वभावना नित्यं जीवात्मपरमात्मनोः ॥ २५ ॥
समाधिमाहुर्मुनयः प्रोक्तमष्टाङ्गलक्षणम् ॥
इदानीं कथये तेऽहं मन्त्रयोगमनुत्तमम् ॥ २६ ॥

"ઉત્તમ પ્રાણાયામની સિદ્ધિપર્યંત જ્યારે પ્રાણાયામ કર્યો ત્યારે તેનું શું ફલ થાય છે તે આ શ્લોકમાં બતાવે છે." ઉત્તમ પ્રાણાયામ કરવાથી ગુણની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ "वपुःप्रकाशो ज्वलनस्य दीप्तिरल्पाशता चैव तनोर्लघुत्वम्–શરીરની અંદર એક જાતનો અપૂર્વ પ્રકાશ આવે છે, તેના મુખની કાંતિ ચોતરફ પડે છે, તેના ખાવાનો ખોરાક ઘણો જ થોડો થાય છે, શરીર હલકું થાય છે," ઇત્યાદિ ગુણો તેનામાં સ્વાભાવિક રીતે આવી જાય છે. જ્યાંસુધી પ્રાણાયામ ચાલે છે ત્યાંસુધી ઉત્તરોત્તર ગુણોની વૃદ્ધિ જ થાય છે. "હવે યોગનું પાંચમું અંગ જે પ્રત્યાહાર તેનો પ્રકાર વર્ણન કરીને કહે છે." પોત-

પોતાના વિષય તરફ પ્રવૃત્ત થતી જે ઇંદ્રિયો તેનું તે તે વિષયોથી વિઘ્નરહિત જે સમેટી લેવું તેનું નામ પ્રત્યાહાર કહેવાય છે. અર્થાત્ ઇંદ્રિયોને નિયમમાં રાખવી એનું નામ જ પ્રત્યાહાર છે. "યોગનું છઠું અંગ જે ધારણા છે તેનું વર્ણન કરે છે." અંગુઠા, પગની પંડીઓ, જાનુ, ઉરુ, ગુદા, લિંગ, નાભિ, હૃદય, ગ્રીવા (ડોક), કંઠ, તેમં જ નાસિકા, ભ્રુકુટિનો મધ્યભાગ, મસ્તક, મુખ અને તાળવું, વગેરે સ્થાનોમાં યથાવિધિ જે પ્રાણવાયુનો નિરોધ કરવો તેનું નામ ધારણા કહેવાય છે. યોગનું સાતમું અંગ જે ધ્યાન તેનું વર્ણન કરે છે. ચૈતન્યનું જેની અંદર રહેવાપણું છે એવા સમાધાન પામેલા મનવડે પોતાના આત્મામાં જે પોતાના ઇષ્ટ દેવતા હોય તેનું ધ્યાન કરવું તેનું નામ જ ધ્યાન કહેવાય છે. હવે યોગનું આઠમું અંગ જે સમાધિ તેનું લક્ષણ કહે છે કે, જીવાત્મા અને પરમાત્મા એ બેના સમપણાની જે ભાવના કરવી તેનું નામ જ મુનિઓ સમાધિ કહે છે. એ પ્રકારે યોગનાં આઠ અંગ કહી બતાવ્યાં. હવે જેનાથી બીજી કોઇ પણ વસ્તુ ઉત્તમ નથી એવો મંત્રયોગ એટલે મંત્રોની સિદ્ધિ આપનારો યોગ હે હિમાલય! તને હું કહું તે તું સાંભળ. ૨૧-૨૬

विश्वं शरीरमित्युक्तं पञ्चभूतात्मकं नग ॥
चन्द्रसूर्याग्नितेजोभिर्जीवब्रह्मैक्यरूपकम् ॥ २७ ॥

હે હિમાલય! પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ, એ પંચભૂતોનું બનેલું આ શરીર વિશ્વ એ પ્રકારે કહેવાય છે. અર્થાત્ પિંડ બ્રહ્માંડનું એકપણું હોવાથી આ શરીર વિશ્વ એટલે બ્રહ્માંડરૂપ જ કહેવાય છે. ચંદ્ર, સૂર્ય, અગ્નિ અને તેજ એવડે જીવ અને બ્રહ્મનું એકપણું સમજવું. ૨૭

तिस्रः कोट्यस्तदर्धेन शरीरे नाड्यो मताः ॥
तासु मुख्या दश प्रोक्तास्ताभ्यस्तिस्रो व्यवस्थिताः ॥२८॥

આ શરીરની અંદર સાડા ત્રણ કરોડ નાડીઓ છે અને તે નાડીઓના મધ્યમાં દશ નાડીઓ મુખ્ય છે. તેમાં પણ ત્રણ નાડીઓ પ્રધાન છે. ૨૮

प्रधाना मेरुदण्डेऽत्र चन्द्रसूर्याग्निरूपिणी ॥
इडा वामे स्थिता नाडी शुभ्रा तु चन्द्ररूपिणी ॥ २९ ॥

મેરુદંડ એટલે પાછળનાં વાંસામાં ચંદ્રસૂર્યઅગ્નિરૂપિણી પ્રધાના એટલે સુષુમ્ના નાડી રહી છે. અર્થાત્ મૂલાધારથી લઈને પાછળના ભાગથી બ્રહ્મરંધ્રપર્યંત સુષુમ્ના નાડી રહી છે અને તે સુષુમ્ના નાડીની વામ કહેતાં ડાબી બાજુએ શુભ્રા ચંદ્રરૂપિણી ઇડા નામની નાડી છે. ૨૯

शक्तिरूपा तु सा नाडी साक्षादमृतविग्रहा ॥
दक्षिणे या पिङ्गलाख्या पुंरूपा सूर्यविग्रहा ॥ ३० ॥

તે ઇડા નામની નાડી શક્તિરૂપા છે અને સાક્ષાત્ અમૃતને વર્ષનારી છે. વળી તે સુષુમ્ના નામની નાડીના દક્ષિણ ભાગમાં પિંગલા નામની નાડી છે અને તે પુરુષના જેવી આકૃતિવાળી નાડી સૂર્યરૂપિણી છે. ૩૦

सर्वतेजोमयी सा तु सुषुम्ना वह्निरूपिणी ॥
तस्या मध्ये विचित्राख्ये इच्छाज्ञानक्रियात्मकम् ॥ ३१ ॥
मध्ये स्वयंभूलिङ्गं तु कोटिसूर्यसमप्रभम् ॥
तदूर्ध्वं मायाबीजं तु हरात्मा बिन्दुनादकम् ॥ ३२ ॥

સર્વત્ર તેજરૂપિણી તે સુષુમ્ના નાડી વન્હિરૂપિણી છે અને તે સુષુમ્ના નાડીના મધ્ય ભાગમાં વિચિત્રા નામની એક સૂક્ષ્મા નાડી છે કે જેમાં ઇચ્છા, જ્ઞાન અને ક્રિયારૂપ, કોટિ સૂર્યના જેવી જેની પ્રભા છે એવું સ્વયંભૂ લિંગ મધ્યમાં રહ્યું છે. અને તેના ઉપર હકાર, રેફ, ઇકાર અને બિંદુ જેમાં રહ્યાં છે એવું નાદરૂપ માયાશક્તિનું બીજ અર્થાત્ હ્રીં એ બીજ રહ્યું છે. ૩૧-૩૨

तदूर्ध्वे तु शिखाकारा कुण्डली रक्तविग्रहा ॥
देव्यात्मिका तु सा प्रोक्ता मदभिन्ना नगाधिप ॥ ३३ ॥

તે હ્રીં બીજના ઉપર દીપની શિખા જેવો જેનો આકાર છે, અને રક્ત જેનું સ્વરૂપ છે એવી કુંડળી છે. તે સાક્ષાત્ દેવીસ્વરૂપિણી છે. હે પર્વતના રાજા હિમાલય ! તે દેવી મારાથી અભિન્ન કહેવાય છે. ૩૩

तद्बाह्ये हेमरूपाभं वादिसान्तचतुर्दलम् ॥
द्रुतहेमसमप्रख्यं पद्मं तत्र विचिन्तयेत् ॥ ३४ ॥

તે કુંડળીના બહારના ભાગમાં સુવર્ણના જેવી જેની કાંતિ છે એવું વકારના આદિ લઇ સકારાંત અર્થાત્ વ શ ષ સ એ ચાર વર્ણ જેમાં છે એવું ચતુર્દલ છે, તેમાં તપાવેલા સુવર્ણ સમાન કાંતિવાળા કમળની ભાવના કરવી. ૩૪.

तदूर्ध्वे त्वनलप्रख्यं षड्दलं हीरकप्रभम् ॥
बादिलान्तषड्वर्णेन स्वाधिष्ठानमनुत्तमम् ॥ ३५ ॥

તે કમળના ઉપરના ભાગમાં હીરાના જેવી જેની કાંતિ છે અને અનલ જેનું નામ છે એવું ષટ્દલ છે કે જે બકારના આદિ લઇ લકારાંત છ વર્ણવડે અર્થાત્ બ ભ મ ય ર લ એ વર્ણોવડે યુક્ત, અને જેનાથી બીજું ઉતમ નથી એવું પોતાનું અધિષ્ઠાન છે. ૩૫

मूलमाधारषट्कोणं मूलाधारं ततो विदुः ॥
स्वशब्देन परं लिङ्गं स्वाधिष्ठानं ततो विदुः ॥ ३६ ॥

સર્વનું આધાર ષટ્કોણ મૂલ છે તેથી વિદ્વાનો તેને મૂલાધાર કહે છે. અને સ્વશબ્દથી પર લિંગસ્વરૂપ લેવું અને તેનું અધિષ્ઠાન (આધાર) તેથી સ્વાધિષ્ઠાન એ પ્રકારે પણ તેને કહે છે. ૩૬

तदूर्ध्वे नाभिदेशे तु मणिपूरं महाप्रभम् ॥
मेघाभं विद्युदाभं च बहुतेजोमयं ततः ॥ ३७ ॥
मणिवद्भिन्नं तत्पद्मं मणिपद्मं तथोच्यते ॥
दशभिश्च दलैर्युक्तं डादिफान्ताक्षरान्वितम् ॥ ३८

ત્યાર પછી નાભિપ્રદેશમાં મણિઓથી જાણે જડેલું હોયને શું એવું ઘણી જ જેની કાંતિ છે એવું, મેઘ અને વિજળીના જેવી કાંતિવાળુ, અને તેથી ઘણુંજ તેજોમય, મણિઓની માફક ખિલેલું તે પદ્મ (કમલ) મણિપદ્મ એ પ્રકારે કહેવાય છે. તે મણિપદ્મ દશ દલવડે યુક્ત છે, અને ડકારના આદિ લઇ ફકાર સુધી જે વર્ણો ડ ઢ ણ ત થ દ ધ ન પ ફ આ દશ અક્ષરો વડે યુક્ત છે. ૩૭-૩૮

विष्णुनाऽधिष्ठितं पद्मं विष्ण्वालोकनकारणम् ॥
तदूर्ध्वेनाहतं पद्ममुद्यदादित्यसन्निभम् ॥ ३९ ॥
कादिठान्तदलैरर्कपत्रैश्च समधिष्ठितम् ॥
तन्मध्ये बाणलिङ्गं तु सूर्यायुतसमप्रभम् ॥ ४० ॥
शब्दब्रह्ममयं शब्दानाहतं तत्र दृश्यते ॥
अनाहताख्यं तत्पद्मं मुनिभिः परिकीर्तितम् ॥ ४१ ॥

તે મણિપદ્મ વિષ્ણુએ અધિષ્ઠિત છે. અર્થાત્ તે મણિપદ્મમાં સાક્ષાત્ વિષ્ણુ બિરાજમાન છે, અને તે મણિપદ્મ વિષ્ણુના પ્રકાશનું કારણ છે. ત્યારપછી ઉગતા સૂર્યની કાંતિ જેવું લાલ અનાહત નામનું પદ્મ છે. અને તે પદ્મનાં આકડાનાં પાંદડાં જેવા આકારવાળાં દલો છે. કકારના આદિ લઈ ઠકાર સુધી જે વર્ણો ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ ટ ઠ એ બાર વર્ણોવડે તે યુક્ત છે અને તે અનાહત નામના પદ્મના મધ્યમાં હજારો સૂર્યોના સમાન કાંતિવાળું બાણલિંગ છે. અર્થાત્ આ અનાહત નામના પદ્મમાં મહાદેવજીનું બાણલિંગ છે અને તેમાં સાક્ષાત્ શબ્દબ્રહ્મસ્વરૂપ શબ્દાનાહત એટલે शब्दानाहतम्–अनाहतो नाम ताडनं विनापि जायमानः शब्दः सोऽनाहतः स शब्दो यस्मिंस्तच्छब्दानाहतम् ॥ वाहिताग्न्यादित्वात्साधुः । તાડન કર્યા વિના પણ પોતાની મેળે જે જે શબ્દ ઉત્પન્ન થાય તે અનાહત શબ્દ કહેવાય અને વ્યાકરણના નિયમથી 'શબ્દ' શબ્દને પ્રથમ મુકવો એટલે શબ્દાનાહત થાય છે. ભાવાર્થ–તે પદ્મમાં રહેલું જે મહાદેવજીનું બાણલિંગ તેમાંથી પોતાની મેળે જ શબ્દો નિકળ્યા કરે છે, એથી મુનિઓ તે પદ્મને અનાહત એ પ્રકારે કહે છે. ૩૯–૪૧

आनन्दसदनं तत्तु पुरुषाधिष्ठितं परम् ॥
तदूर्ध्वं तु विशुद्धाख्यं दलषोडशपङ्कजम् ॥ ४२ ॥

તેનાથી ઉપર સોળ દલનું વિશુદ્ધ નામનું ચક્ર છે અને તે આનંદનું સ્થાન છે. પુરુષ જે રુદ્ર તેણે તે અધિષ્ઠિત છે. અર્થાત્ તે વિશુદ્ધ ચક્રના અધિષ્ઠાતા રુદ્ર દેવતા છે. ૪૨

स्वरैः षोडशभिर्युक्तं धूम्रवर्णं महाप्रभम् ॥
विशुद्धं तनुते यस्माज्जीवस्य हंसलोकनात् ॥ ४३ ॥

તે વિશુદ્ધ નામના ચક્રનાં જે સોળ દલ છે તેના પ્રત્યેક દલમાં એક એક સ્વરવર્ણ રહેવાથી તે સોળ દલો સોળ સ્વરથી યુક્ત છે, ધુમાડાના જેવો તેનો વર્ણ છે, મહાન્ તેની કાંતિ છે. જે જીવાત્મા છે તે હંસ એટલે પરમાત્માનું અવલોકન કરે છે અને અવલોકન કરવાથી જીવ પોતે શુદ્ધ સ્વરૂપ થાય છે; તેથી આ ચક્રનું નામ વિશુદ્ધ એવું આપવામાં આવ્યું છે. આ ઠેકાણે એટલું વિશેષ સમજવાનું છે કે ઉપરના શ્લોકોમાં જે અનાહત નામનું ચક્ર કહ્યું તે હૃદયદેશમાં જાણવું અને વિશુદ્ધ નામનું ચક્ર કંઠદેશમાં જાણવું અને આગળના શ્લોકમાં જે આજ્ઞાચક્ર વર્ણન કરવામાં આવશે તે ભ્રૂપ્રદેશમાં જાણવું. ૪૩

विशुद्धं पद्ममाख्यातमाकाशाख्यं महाद्भुतम् ॥
आज्ञाचक्रं तदूर्ध्वे तु आत्मनाऽधिष्ठितं परम् ॥ ४४ ॥

ઉપર જે વિશુદ્ધ નામના ચક્રનું વર્ણન કર્યું તેનું બીજું નામ મહાદ્ભુત આકાશચક્ર પણ કહેવામાં આવે છે, અને તે વિશુદ્ધ ચક્રથી આગળ ભ્રૂપ્રદેશમાં આજ્ઞાચક્ર છે તે શ્રેષ્ઠ ચક્ર આત્માએ અધિષ્ઠિત છે, અર્થાત્ તેની દેવતા આત્મા છે. ૪૪

आज्ञासंक्रमणं तत्र तेनाज्ञेति प्रकीर्तितम् ॥
द्विदलं हक्षसंयुक्तं पद्मं तत्सुमनोहरम् ॥ ४५ ॥

તે આજ્ઞાચક્ર આજ્ઞાવડે સંક્રમણ છે, અર્થાત્ આજ્ઞાચક્રમાં જે પુરુષનું મન સ્થિર થાય છે તે પુરુષને સર્વ પદાર્થોનો સાક્ષાત્કાર થાય છે, અને તે એમ કહી શકે છે કે આવું ભૂત હતું, આ પ્રકારે વર્તમાન ચાલે છે અને હવે પછી ભવિષ્યમાં આ પ્રકારે થશે. એવા ત્રિકાલજ્ઞાનની આજ્ઞા કરવાથી આ ચક્રનું નામ આજ્ઞા એવું આપવામાં આવ્યું છે. એ ચક્રને ફક્ત બે જ દલ છે; એ ह क્ષ એ બે અક્ષરોથી યુક્ત છે, અને અત્યંત મનોહર કમલના જેવો એનો આકાર છે. ૪૫

कैलासाख्यं तदूर्ध्वं तु रोधिनी तु तदूर्ध्वतः ॥
एवं त्वाधारचक्राणि प्रोक्तानि तव सुव्रत ॥ ४६ ॥

તે આજ્ઞાચક્રના ઉપર કૈલાસ નામનું ચક્ર છે, અને તેના ઉપર રોધિની નામનું ચક્ર છે. હે હિમાલય ! એ પ્રકારે આધારચક્રનું વર્ણન મેં તને કહી બતાવ્યું. ૪૬

सहस्रारयुतं बिन्दुस्थानं तदूर्ध्वमीरितम् ॥
इत्येतत्कथितं सर्वं योगमार्गमनुत्तमम् ॥ ४७ ॥

સર્વ ચક્રોની ઉપર રહેલું હજાર જેના આરાઓ છે એવું બિંદુ-સ્થાન (પરમ આત્મસ્થાન) કહ્યું છે. હે હિમાલય ! જેનાથી બીજો કોઇ પણ માર્ગ ઉત્તમ નથી એવો યોગમાર્ગ સંપૂર્ણ મેં તને કહ્યો. ૪૭

आदौ पूरकयोगेनाप्याधारे योजयेन्मनः ॥
गुदमेढ्रान्तरे शक्तिस्तामाकुञ्च्य प्रबोधयेत् ॥ ४८ ॥

"ચક્રોનું જ્ઞાન મેળવી પછી શું કરવું એ આ શ્લોકમાં બતાવે છે" પ્રથમ પૂરકયોગવડે બહારના વાયુને ખેંચી કુંભકયોગ કરવો, પછી મનને વાયુ સાથે જોડી મૂલાધારમાં તેની યોજના કરવી, પછી ગુદા અને લિંગના મધ્યમાં અર્થાત્ મૂલાધારચક્રમાં રહેલી જે શક્તિ (કુંડલિની) તેનું આકુંચન કરી અર્થાત્ મૂલાધારમાં રહેલા વાયુવડે તેનું પીડન કરી ઉત્થાપન કરવું. ૪૮

लिङ्गभेदक्रमेणैव बिन्दुचक्रं च प्रापयेत् ॥
शम्भुना तां पराशक्तिमेकीभूतां विचिन्तयेत् ॥ ४९ ॥

તે શક્તિ એટલે જે કુંડલિની તેનું ઉત્થાપન કર્યા બાદ ઉપરના શ્લોકોમાં વર્ણન કરેલાં તે તે ચક્રોમાં સ્થિત તેજોમય સ્વયંભૂ આદિલિંગોનું ભેદન કરી અર્થાત્ ક્રમવડે તે માર્ગથી કુંડલિની શક્તિને હજાર આરાઓવાળા બિંદુચક્રની સાથે જોડવી અને પછી હજાર આરાવાળા પદ્મમાં સ્થિત શંભુની સાથે એકીભાવ કરી તે કુંડલિની પરાશક્તિ છે એવી ભાવના કરવી. ૪૯

तत्रोत्थितामृतं यत्तु द्रुतलाक्षारसोपमम् ॥
पाययित्वा तु तां शक्तिं मायाख्यां योगसिद्धिदाम् ॥५०॥

તે બિંદુચક્રમાં શિવ અને શક્તિનો યોગ થયે સતે જે અમૃત ઉત્પન્ન થયું તે ટીપળેલી લાખના રસસમાન જાણવું. તે અમૃતનું યોગની સિદ્ધિ આપવાવાળી માયા જેનું બીજું નામ છે એવી કુંડલિની પરાશક્તિને પાન કરાવવું. ૫૦

षट्चक्रदेवतास्तत्र संतर्प्यामृतधारया ॥
आनयेत्तेन मार्गेण मूलाधारं ततः सुधीः ॥ ५१ ॥

આગળ જે ષટ્ચક્રોનું નિરૂપણ કર્યું તે ચક્રોમાં સ્થિત તે તે દેવતાઓને તે બિંદુચક્રમાં અમૃતની ધારાવડે તૃપ્તિ કરવા પછી જે માર્ગથી કુંડલિનીને મસ્તક પર્યંત યોગી લાવ્યો હતો તેજ માર્ગ વડે પુનઃ મૂલાધારમાં પાછી લઇજવી. ૫૧

एवमभ्यस्यमानस्याऽप्यहन्यहनि निश्चितम् ॥
पूर्वोक्तदूषिता मन्त्राः सर्वे सिद्ध्यन्ति नान्यथा ॥ ५२ ॥

એ પ્રકારે પ્રતિદિન અભ્યાસ કરનાર યોગીના પ્રથમ કહેલા દૂષિત સર્વ મંત્રો નિશ્ચય સિદ્ધ થાય છે, અન્યથા સિદ્ધ થતા નથી. અર્થાત્ છિન્નાદિ દોષથી દૂષિત મંત્રો આ યોગથી જ ( હઠયોગથીજ ). સિદ્ધ થાય છે. આવું શારદાતિલક નામના મંત્રશાસ્ત્રના ગ્રંથમાં પણ કહ્યું છે કે, "इत्यादिदोषदुष्टांस्तान्मन्त्रानात्मनि योजयेत् । शोधये- द्रुद्धपवनो बद्धया योनिमुद्रया"-છિન્નાદિ દોષોથી દુષ્ટ થએલા મંત્રોને મનની સાથે જોડી દેવા, પછી જેણે પ્રાણવાયુને રોક્યો છે એવો યોગી બદ્ધયોનિમુદ્રાવડે તે મંત્રોનું શોધન કરે. ૫૨

जरामरणदुःखाद्यैर्मुच्यते भवबंधनात् ॥
ये गुणाः सन्ति देव्या मे जगन्मातुर्यथातथा ॥ ५३ ॥

ते गुणाः साधकवरे भवन्त्येव न चान्यथा ॥
इत्येवं कथितं तात वायुधारणमुत्तमम् ॥ ५४ ॥

આ પ્રકારે યોગાભ્યાસ કરનાર યોગી જરા મરણ આદિ દુઃખોથી તેમ સંસારના બંધનથી મુક્ત થઇ જાય છે અને જગતની માતા દેવી

સ્વરૂપ જે હું તે મ્હારા જે પ્રકારના યથાર્થ ગુણો છે,તેવાજ તે સર્વ યથાર્થ ગુણો યોગાભ્યાસ કરનાર યોગીમાં આવી જાય છે. અર્થાત્ મ્હારા જેવું તેનું પણ સામર્થ્ય થાય છે, બીજાના જેવું થતું નથી. હે તાત હિમાલય! એ પ્રકારે મેં તને વાયુનો ધારણપ્રકાર કહ્યો, અર્થાત્ વાયુની ધારણા શરીરમાં કેવી રીતે કરવી, કીયે માર્ગે કરવી અને કરવાથી શું ફલ મળે છે, એ સર્વ મેં તને વિસ્તારથી કહ્યું. ૫૩-૫૪

इदानीं धारणाख्यं तु शृणुष्वावहितो मम ॥
दिक्कालाद्यनवच्छिन्नदेव्यां चेतो विधाय च ॥ ५५ ॥

હે હિમાલય! હવે દિશા કાલથી અવચ્છિન્ન દેવીના સ્વરૂપમાં ચિત્તને ધારણ કરી, સાવધાન મનથી મ્હારું ધારણાસ્વરૂપ તું સાંભળ. જો કે પ્રસંગવશથી ધારણાનું સ્વરૂપ આગળ કહી ગયા છીએ તો પણ આ સ્થાનમાં પુનઃ ચિત્તની ધારણાનું સ્વરૂપ વર્ણન કરે છે. ૫૫

तन्मयो भवति क्षिप्रं जीवब्रह्मैक्ययोजनात् ॥
अथवा समलं चेतो यदि क्षिप्रं न सिद्ध्यति ॥ ५६ ॥
तदावयवयोगेन योगी योगान्समभ्यसेत् ॥
मदीयहस्तपादादावङ्गे तु मधुरे नग ॥ ५७ ॥
चित्तं संस्थापयेन्मंत्री स्थानस्थानजयात्पुनः ॥
विशुद्धचित्तः सर्वस्मिन्रूपे संस्थापयेन्मनः ॥ ५८ ॥

દેવીને વિષે ચિત્તની એકાગ્રતા કરવાથી યોગી શીઘ્ર તન્મયજ થાય છે, જેમ કીટભૃંગન્યાયથી જીવાત્મા બ્રહ્મની સાથે અભેદભાવનાને પામે છે તેમ. અથવા જો મલ એટલે વિક્ષેપાદિ દોષસહિત ચિત્ત દેવીના સ્વરૂપમાં એકાગ્રતાને જલદી ન પામે તો દેવીના અવયવોની સાથે ચિત્તને જોડી યોગી યોગનો અભ્યાસ કરે. હે હિમાલય! મ્હારા હસ્તપાદ વગેરે સુંદર અવયવોમાં પોતાના ચિત્તને સ્થાપન કરવું, અર્થાત્ ભગવતીના ચરણનું તેમજ હસ્તનું સ્વરૂપ પોતાના ચિત્તમાં સ્થિર કરવું. બાદ મંત્રની સિદ્ધિ મેળવનાર યોગી ધીરે ધીરે એક સ્થાનમાંથી બીજી જગાએ અને બીજેથી ત્રીજી જગાએ એમ

મનને સ્થિર કરતો સતો વિશુદ્ધચિત્ત થઇ મ્હારા સંપૂર્ણ સ્વરૂપમાં પોતાના મનને સ્થાપે. ૫૬–૫૮.

यावन्मनो लयं याति देव्यां संविदि पर्वत ॥
तावदिष्टमनुं मन्त्री जपहोमैः समभ्यसेत् ॥ ५९ ॥

"જે પુરુષની ધ્યાનયોગ કરવામાં શક્તિ નથી તે પુરુષે શું કરવું જોઇએ તે આ શ્લોકમાં બતાવે છે." હે હિમાલય! જ્ઞાનસ્વરૂપિણી દેવીમાં જ્યાં સુધી પોતાના મનનો લય થાય નહિ ત્યાં સુધી મંત્રી (મંત્રનો જપ કરનાર યોગી) જપ હોમવડે પોતાના ઇષ્ટ મંત્રનો અભ્યાસ કરે, અર્થાત્ તેનો જપ કરે અને દેવીનું યજન કરે. ૫૯

मन्त्राभ्यासेन योगेन ज्ञेयज्ञानाय कल्पते ॥
न योगेन विना मन्त्रो न मन्त्रेण विना हि सः ॥ ६० ॥

મંત્રનો જપ કરવાથી તેમ જ યોગનો અભ્યાસ કરવાથી જાણવાને યોગ્ય વસ્તુનું જ્ઞાન અવશ્ય થાય છે. યોગ એટલે ચિત્તની વૃત્તિનો નિરોધ, તેના વિના મંત્રની સિદ્ધિ થતી નથી, અને મંત્ર વિના યોગ પણ સિદ્ધ થતો નથી. અર્થાત્ મંત્રનો અને યોગનો પરસ્પર સંબંધ છે. ૬૦

द्वयोरभ्यासयोगो हि ब्रह्मसंसिद्धिकारणम् ॥
तमःपरिवृते गेहे घटो दीपेन दृश्यते ॥ ६१ ॥
एवं मायावृतो ह्यात्मा मनुना गोचरीकृतः ॥
इति योगविधिः कृत्स्नः साङ्गः प्रोक्तो मयाऽधुना ॥
गुरूपदेशतो ज्ञेयो नान्यथा शास्त्रकोटिभिः ॥ ६२ ॥
इति श्रीदे० भा० सप्तमस्कंधे देवीगीतायां पञ्चमोऽध्यायः ॥ ५ ॥

મંત્રનો જપ અને યોગનો અભ્યાસ એ બેનો સંબંધ જ બ્રહ્મની સિદ્ધિમાં કારણ છે, અર્થાત્ બ્રહ્મજ્ઞાનમાં પણ એ બે જ કારણ છે. ગાઢ અંધકારથી છવાઇ ગએલા ઘરમાં પડેલો ઘટ દિવા વિના કદાપિ દેખાતો નથી, એ પ્રકારે માયાવડે આવૃત થએલો આત્મા મંત્ર વિના પ્રત્યક્ષ અનુભવમાં આવતો નથી, અર્થાત્ મંત્રના જપથી

અંતઃકરણની શુદ્ધિ થાય છે અને સ્વસ્વરૂપ પોતાની મેળે જ દેખાઈ આવે છે. હે હિમાલય! એ પ્રકારે સંપૂર્ણ અંગસહિત યોગનો વિધિ મેં તને કહ્યો, અને તે યોગનો વિધિ ગુરુના ઉપદેશથી જ જાણવો જોઈએ, કેવલ યોગશાસ્ત્રના ગ્રંથો વાંચવાથી આવડે તેમ નથી. અર્થાત્ યોગનો અભ્યાસ કરવો તેમાં યોગાભ્યાસ કરનાર ગુરુની જરૂર છે, ગુરુ વિના તે માર્ગ યથાર્થ રીતે કોઈ પણ બતાવી શકે તેમ નથી. ૬૧-૬૨

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानेविषे पांचमो अध्याय समाप्त ॥ ५ ॥

---

## अध्याय ६ ठो. *

### દેવીએ કરેલું બ્રહ્મસ્વરૂપનું વર્ણન.

" છઠ્ઠા અધ્યાયના ત્રિશ શ્લોકવડે મુખ્યત્વે કરી બ્રહ્મસ્વરૂપ વર્ણન કરવામાં આવશે, કારણ કે બ્રહ્મવિદ્યા અત્યંત દુર્લભ છે તેથી યથાવત્ આ અધ્યાયમાં કહેવાશે. "

॥ श्रीदेव्युवाच ॥

इत्यादियोगयुक्तात्मा ध्यायेन्मां ब्रह्मरूपिणीम् ॥
भक्त्या निर्व्याजया राजन्नासने समुपस्थितः ॥ १ ॥

" પાંચમા અધ્યાયમાં કથન કરેલા યોગની સિદ્ધિ થયા બાદ જે વસ્તુનું ધ્યાન કરવાનું છે તે વસ્તુ હવે પ્રતિપાદન કરે છે. " શ્રીદેવી હિમાલયને કહે છે:-હે હિમાલય! નિષ્કામ ભક્તિવડે શોભતો અને આસન ઉપર બેઠેલો, પાંચમા અધ્યાયમાં કહેલા યોગમાર્ગમાં પ્રવૃત્ત યોગી, બ્રહ્મસ્વરૂપિણી એવી જે હું તે મ્હારું ધ્યાન કરે. ૧

आविःसन्निहितं गुहाचरं नाम महत्पदम् ॥
अत्रैतत्सर्वमर्पितमेजत्प्राणन्निमिषच्च यत् ॥ २ ॥

" જેવા સ્વરૂપનું ધ્યાન કરે તે સ્વરૂપ આ શ્લોકમાં બતાવે છે." સર્વત્ર પ્રકાશમાન, પોતાની પાસે જ સ્થિત બુદ્ધિરૂપી ગુહામાં

---

* આ અધ્યાયમાં બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિમાટે બ્રહ્મના સ્વરૂપને જાણવાની જરૂર હોવાથી બ્રહ્મવિદ્યાદ્વારા બ્રહ્મસ્વરૂપના વર્ણનની કથા કહેવામાં આવી છે.

વિચરતિ એટલે પ્રાપ્ત થાય છે, અર્થાત્ બુદ્ધિરૂપી ગુહામાં જેનું યથાર્થ પ્રતિબિંબ પડવાથી તેમાંજ જેની ઉપલબ્ધિ છે. મુનિઓએ યોગાદિ સાધનો વડે પ્રાપ્ત તેથી મહત્પદ. આ બ્રહ્મસ્વરૂપમાં આકાશાદિ પંચભુતો કલ્પિત છે. વળી બીજી કઇ કઇ વસ્તુઓ કલ્પિત છે તે કથન કરે છે. એજત્ એટલે ચલાયમાન પક્ષિ આદિ, પ્રાણત્ એટલે મનુષ્યાદિ, નિમિષત્ નિમિષાદિ ક્રિયાવત્, વગેરે સર્વ વસ્તુઓ બ્રહ્મને વિષે જ કલ્પિત છે. ૨

एतज्जानथ सदसद्वरेण्यं परं विज्ञानाद्यद्वरिष्ठं प्रजानाम् ॥
यदर्चिमद्यदणुभ्योऽणु च यस्मिँल्लोका निहिता लोकिनश्च॥३॥

હિમાલયના સમક્ષ દેવતાઓને ભગવતી કહે છે કે, હે દેવો તે મ્હારું સ્વરૂપ એવું જાણો કે જે સત્ એટલે કારણરૂપે માયા અને અસત્ એટલે કાર્યરૂપ જે જગત્ છે તે સત્ અને અસત્ એ બેથી પણ શ્રેષ્ઠ છે, લોકોના વિશેષ જ્ઞાનથી પણ પર છે, અર્થાત્ તેમના જ્ઞાનનો અવિષય છે. જે સ્વરૂપ સૂર્યાદિ પ્રકાશક પદાર્થોને પણ પ્રકાશ કરનારું છે, અણુથી પણ અણુ સ્વરૂપ છે અને જે સ્વરૂપમાં ભૂરાદિ લોકો તથા તેમાં રહેવાવાળા જનો સર્વ કલ્પિત છે. ૩

तदेतदक्षरं ब्रह्म सप्राणस्तदुवाङ्मनः ॥
तदेतत्सत्यममृतं तद्वेद्धव्यं सौम्य विद्धि ॥ ४ ॥

ઉપરના શ્લોકમાં વર્ણન કરેલું બ્રહ્મસ્વરૂપ ચેતનશક્તિવાળું અને અક્ષર એટલે જેનો કોઇ પણ દિવસ નાશ ન થાય તેવું અમૃતસ્વરૂપ છે. હે સૌમ્ય ! તે જ વેધ કરવાને યોગ્ય છે એમ જાણ્ય. અર્થાત્ તે જ બ્રહ્મસ્વરૂપ મનરૂપી બાણવડે તાડન કરવા યોગ્ય છે. મનનું તે સ્વરૂપમાંજ સમાધાન કરવું. ૪

धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरं ह्युपासानिशितं संधयीत ॥
आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सौम्य विद्धि ५

" તે બ્રહ્મસ્વરૂપ મનવડે કેવી રીતે વીંધવું તે આ શ્લોકમાં પ્રતિપાદન કરે છે." ઉપનિદોની અંદર પ્રતિપાદન કરેલું મહાસ્વરૂપ

ધનુષ્‌ને ગ્રહણ કરી, તેમ જ ઉપાસનાવડે તીક્ષ્ણ કરેલું અર્થાત્ નિરંતર ધ્યાનવડે તીક્ષ્ણ કરેલું બાણ તે ધનુષ્‌માં સંધાન કરવું. હે સૌમ્ય હિમાલય! ધનુષ્‌માં બાણને, સ્થાપન કર્યા પછી ખીંચીને અર્થાત ઇંદ્રિયોએ સહિત અંતઃકરણને પોતપોતાના વિષયોથી નિવૃત્તિ પમાડી લક્ષ્ય જે બ્રહ્મ તેમાં સ્થાપિત કરીને તે અક્ષરસ્વરૂપમાં તદ્રૂપે સ્થિત ચિત્તવડે તે અક્ષરસ્વરૂપનો વેધ કરવો. ૫

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ॥
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ ६ ॥

હવે ધનુષ્‌બાણ વગેરે કીયાં સમજવાં તે પ્રતિપાદન કરે છેઃ પ્રણવ એટલે ૐકાર અથવા દેવીનો પ્રણવ આ ઠેકાણે ધનુષ્ જાણવું, અર્થાત્ જેમ ધનુષ્ લક્ષ્યમાં બાણના પ્રવેશનું કારણ છે તેમ જ ચિત્તરૂપી બાણનું અક્ષરરૂપ લક્ષ્યમાં પ્રવેશકારણ પ્રણવ એટલે ૐકાર છે. પ્રણવના જપનો અભ્યાસ કરનાર પુરુષ સંસ્કાર પામી તેનું આલંબન કરી પ્રતિબંધરહિત અક્ષરસ્વરૂપમાં રહે છે. બાણને ઠેકાણે અંતઃકરણ લેવું અને લક્ષ્ય બ્રહ્મ સમજવું. એકાગ્ર ચિત્તવડે લક્ષ્ય બ્રહ્મનો વેધ કરવો. વેધ કરતી વખતે બાણની માફક તન્મય થઇ જવું. અર્થાત્ જેમ બાણ લક્ષ્યની સાથે એકભાવ પામે છે તેમજ દેહાદિમાં આત્મભાવનો તિરસ્કાર કરી અક્ષર બ્રહ્મની સાથે એકભાવના કરવી. ૬

यस्मिन्द्यौश्च पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः ॥
तमेवैकं जानथात्मानमन्या वाचो विमुञ्चथा अमृतस्यैष सेतुः ७

લક્ષ્ય અક્ષરસ્વરૂપ એક વખત ધ્યાનમાં આવે તેવું નથી તેથી પુનઃ તેનું સ્પષ્ટીકરણ કરે છેઃ-જે અક્ષર સ્વરૂપમાં દ્યો (આકાશ), પૃથિવી, અંતરિક્ષ અને સર્વ પ્રાણિઓએ સહિત મન રહેલું છે તે એક અદ્વિતીય આત્માને જાણો. દેવતાઓના સહિત હિમાલયને દેવી કહે છે કે; હે દેવો! તે આત્મસ્વરૂપને જાણી બીજી વાણીને અર્થાત્ પરવિદ્યારૂપ વાણીને છોડી દો, કારણ કે મોક્ષની પ્રાપ્તિમાં એ સેતુ છે, અર્થાત્ સંસારરૂપી સમુદ્રમાંથી તરવાનું એજ કારણ છે અન્ય કારણ નથી. ૭

अरा इव रथनाभौ संहता यत्र नाड्यः ॥
स एषोन्तश्चरते बहुधा जायमानः ॥ ८ ॥

જેમ રથની નાભિમાં સમર્પિત આરાઓ પ્રવિષ્ટ છે તેમ જ જે હૃદયને વિષે બધી નાડીઓ પ્રવિષ્ટ છે, તે હૃદયને વિષે બુદ્ધિ પ્રત્યયનો સાક્ષી તે જ આત્મા મધ્યમાં રહેલો છે, અને બુદ્ધિ આદિના પ્રત્યયથી ઉત્પન્ન હોય ને શું એમ અંતઃકરણની ઉપાધિથી જુદા જુદા રૂપે પ્રતીયમાન છે. ૮

ओमित्येवं ध्यायथात्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात् ॥
दिव्ये ब्रह्मपुरे व्योम्नि आत्मा संप्रतिष्ठितः ॥ ९ ॥

હિમાલય પ્રભૃતિ દેવતાઓને ભગવતી કહે છેઃ–હે દેવો! ઓંકારનું આલંબન (ગ્રહણ) કરી તે આત્મસ્વરૂપનું તમે ધ્યાન કરો. ભગવતીએ આશીર્વચન આપ્યું કે, પાર ઉતરવાને અને અવિદ્યારહિત બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ અર્થે તમારું કલ્યાણ થાવ. તે આત્મા ક્યાં છે? જે સર્વજ્ઞ કે જેનો આટલો બધો મહિમા છે તે આત્મા, દિવ્ય એટલે પ્રકાશવાળું જે બ્રહ્મપુર હૃદયકમલ તેનો જે આકાશ ભાગ છે ત્યાં સ્થિત છે. અર્થાત્ આત્માનો બરોબર પ્રકાશ હૃદયકમલમાં થાય છે તેથી ત્યાં તેની સ્થિતિ બતાવી. ૯

मनोमयः प्राणशरीरनेता प्रतिष्ठितोऽन्ने हृदयं सन्निधाय ॥
तद्विज्ञानेन परिपश्यंति धीरा आनन्दरूपममृतं यद्विभाति ॥ १० ॥

તે આત્મા મનની વૃત્તિઓ વડે જ નિશ્ચય કરાય છે તેથી મનોમય છે, અને તે મનોમય પ્રાણ અને શરીરનો નેતા છે. એક શરીરથી બીજા શરીર પ્રતિ તે અવસ્થિત છે, કેવી રીતે અવસ્થિત છે કે અન્નનું જેમાં પરિણામ છે એવા હૃદયકમલમાં બુદ્ધિનું સંનિધાન કરી તે આત્મા અવસ્થિત છે. તે આત્માનો સાક્ષાત્કાર કરી વિવેકી પુરુષો સર્વત્ર પરિપૂર્ણ આત્માને જુવે છે. તે આત્માનું સ્વરૂપ આનંદરૂપ એટલે દુઃખથી અસંસ્પૃષ્ટ હોવાથી સર્વદા અમૃતરૂપ ભાસે છે. ૧૦

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ॥
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ११ ॥

"આત્મજ્ઞાનનું શું ફલ છે તે આ શ્લોકમાં પ્રતિપાદન કરે છે." હૃદયમાં રહેલી ગ્રંથિઓ ભેદાઇ જાય છે, અર્થાત્ ચિદહંકાર તાદાત્મ્યરૂપ નાશ પામે છે, સર્વ જાણવાને યોગ્ય વસ્તુમાં ઉત્પન્ન થતા સંશયો છેદાઇ જાય છે અને તે પરમાત્માને સાક્ષાત્કાર કરે સતે પ્રારબ્ધ શિવાય સંચિત અને ક્રિયમાણ કર્મો ક્ષય પામે છે. ११

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ॥
तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदुः ॥ १२ ॥

ઉપર કથન કરેલા અર્થને ટેકો આપનારા વેદના ત્રણ મંત્રોનો અનુવાદ કરે છે. હિરણ્મય એટલે જ્યોતિર્મય પર કોશમાં એટલે આનંદમય કોશમાં વિરજ એટલે ગુણત્રયરહિત અને નિષ્કલ એટલે માયારહિત બ્રહ્મ છે. ઉક્ત વિશેષણવાળું છે એથી જ અત્યંત શુભ્ર (સ્વચ્છ) છે, પ્રકાશ કરનારા સૂર્યાદિકને પણ પ્રકાશ કરનારું છે. જે બ્રહ્મસ્વરૂપ આત્માને જાણનારા વિવેકી પુરુષો મ્હોટા પ્રયાસથી જાણે છે તે આત્મસ્વરૂપ જ્યોતિર્મય આનંદમય કોશમાં રહ્યું છે, અર્થાત્ ત્યાં તેની ઉપલબ્ધિ થાય છે ૧૨

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः॥
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १३ ॥

તે આત્મસ્વરૂપ બ્રહ્મમાં સૂર્ય પ્રકાશ કરી શકતો નથી, તેમજ ચંદ્ર અને તારાઓ પણ પ્રકાશ કરી શક્તા નથી, વીજળી પણ પ્રકાશ કરી શકતી નથી, તો અગ્નિ તો કયાંથી જ પ્રકાશ કરી શકે ? વિશેષ શું કહેવું, જે કાંઇ આ જગત્ બધું પ્રકાશિત છે તે બ્રહ્મના પ્રકાશથી જ સર્વ પ્રકાશિત છે અને તે બ્રહ્મના પ્રકાશથી જ સૂર્યાદિ વગેરે પ્રકાશિત છે. ૧૩

ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण ॥
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वं वरिष्ठम् ॥ १४ ॥

ભગવતી દેવતાઓના પ્રતિ કહે છેઃ-મેં જે બ્રહ્મનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું તે જ સત્ય છે અને તે શિવાય અન્ય સર્વ રજ્જુમાં સર્પની માફક કલ્પિત છે તેથી તે બ્રહ્મસ્વરૂપનો જ આશ્રય કરવો

જોઇએ એ ઉપસંહારમાં બતાવે છે. આ અમૃતસ્વરૂપ બ્રહ્મ જ આગળ પાછળ, દક્ષિણ ઉત્તર, નીચે ઉચે ચોતરફ ફેલાએલું છે. આ વરિષ્ઠ વિશ્વ બ્રહ્મરૂપ જ છે, અર્થાત્ સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ છે અને કલ્પિત વિશ્વની અધિષ્ઠાનને છોડી અન્યત્ર સત્તા નથી. ૧૪

एतादृगनुभवो यस्य स कृतार्थो नरोत्तमः ॥
ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ॥ १५ ॥

જેનો સર્વત્ર બ્રહ્મભાવનો અનુભવ છે તે જ કૃતાર્થ અને નરોમાં ઉત્તમ નર જાણવો પ્રસન્ન જેનું મન છે એવો તે બ્રહ્મભૂત વિવેકી શોક કરતો નથી તેમ કોઇ પણ પદાર્થની અપેક્ષા કરતો નથી. અર્થાત્ બ્રહ્મવ્યતિરિક્ત સર્વ મિથ્યા હોવાથી તેનો શોક અથવા અપેક્ષા જ્ઞાનીને સંભવે જ નહિ. ૧૫

द्वितीयाद्वै भयं राजंस्तदभावाद्बिभेति न ॥
न तद्वियोगो मेऽप्यस्ति मद्वियोगोऽपि तस्य न ॥ १६ ॥

ભયમાં કારણ બીજી વસ્તુ છે પરંતુ જ્ઞાનીએ બ્રહ્મ શિવાય અન્ય વસ્તુ કલ્પિત માની છે તેથી હે હિમાલય! અન્યનો અભાવ હોવાથી તે જ્ઞાની ભય પામતો નથી, તેમ જ પોતાના મનમાં એમ માને છે કે તે વસ્તુનો મારી સાથે વિયોગ નથી તેમ મારો તેની સાથે વિયોગ નથી, કારણ કે મિથ્યા વસ્તુનો સંયોગ વિયોગ બની શકે જ નહિ. ૧૬

अहमेव स सोऽहं वै निश्चितं विद्धि पर्वत ॥
मद्दर्शनं तु तत्र स्याद्यत्र ज्ञानी स्थितो मम ॥ १७ ॥

હે પર્વત! (હિમાલય!) ઉપરના શ્લોકોમાં પ્રતિપાદન કરેલા બ્રહ્મના સ્વરૂપને જાણનાર જ્ઞાની તે હું જ છું, અર્થાત્ હું તે જ છું અને તે જ્ઞાની હું જ છું, અને મ્હારા સચ્ચિદાનંદ સ્વરૂપને જાણનાર જ્ઞાની જે ઠેકાણે સ્થિત છે તે જ ઠેકાણે મ્હારું દર્શન થાય છે. અર્થાત્ તેવા જ્ઞાનીના હૃદયકમલમાં હમેશાં હું વાસ કરીને રહું છું. ૧૭

नाहं तीर्थे न कैलासे वैकुण्ठे वा न कर्हिचित् ॥
वसामि किंतु मज्ज्ञानिहृदयाम्भोजमध्यमे ॥ १८ ॥

હે હિમાલય ! હું તીર્થમાં, કૈલાસમાં તેમજ વૈકુંઠમાં કોઈ પણ જગામાં વસતી નથી, કિંતુ મ્હારા યથાર્થ સ્વરૂપને જાણનારા જ્ઞાની પુરુષોના હૃદયકમળમાં વસું છું. ૧૮

मत्पूजाकोटिफलदं सकृन्मज्ज्ञानिनोऽर्चनम् ॥
कुलं पवित्रं तस्यास्ति जननी कृतकृत्यका ॥ १९ ॥

મ્હારા યથાર્થ સ્વરૂપને જાણનાર જ્ઞાનીનું પૂજન જો એક વખત કર્યું હોય તો તે મ્હારી કોટિપૂજાનું જે ફલ તેને આપનારું છે, તેનું આખું કુલ પવિત્ર થાય છે, અને તેની જનની કૃતકૃત્ય થાય છે. ૧૯

विश्वंभरा पुण्यवती चिल्लयो यस्य चेतसः ॥
ब्रह्मज्ञानं तु यत्पृष्टं त्वया पर्वतसत्तम ॥ २० ॥

જે પુરુષનું ચિત્ત પરમાત્માના સ્વરૂપમાં લય પામ્યું છે તે પુરુષવડે પૃથ્વી પુણ્યવાળી ગણાય છે, અર્થાત્ જ્ઞાની પુરુષો જે પૃથ્વી ઉપર વિચરે છે તે પૃથ્વી પણ ધન્ય છે. હે પર્વતોમાં શ્રેષ્ઠ હિમાલય ! તેં જે બ્રહ્મજ્ઞાનનું સ્વરૂપ પૂછ્યું હતું તે મેં તને કહ્યું. ૨૦

कथितं तन्मया सर्वं नाऽतो वक्तव्यमस्ति हि ॥
इदं ज्येष्ठाय पुत्राय भक्तियुक्ताय शीलिने ॥ २१ ॥
शिष्याय च यथोक्ताय वक्तव्यं नान्यथा क्वचित् ॥
यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥ २२ ॥
यस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥
येनोपदिष्टा विद्येयं स एव परमेश्वरः ॥ २३ ॥

મેં તને જે બ્રહ્મજ્ઞાનનું સ્વરૂપ સંપૂર્ણ કહ્યું એથી અન્ય બીજું કાંઈ પણ કહેવાનું નથી. આ બ્રહ્મજ્ઞાન ભક્તિયુક્ત પોતાના જ્યેષ્ઠ પુત્રને અને શાસ્ત્રમાં જે શિષ્યનાં લક્ષણ કહ્યાં છે તે લક્ષણયુક્ત સુંદર પોતાના શિષ્યને કહેવું જોઈએ, બીજાને આવા ઉત્તમ જ્ઞાનનો અધિકાર નથી. જેની દેવને વિષે પરા (શ્રેષ્ઠ) ભક્તિ છે, જેવી દેવને વિષે છે તેવી જ પોતાના ગુરુને વિષે છે, તેવા અધિકારીને જ મહાત્મા પુરુષો જ્ઞાનનો ઉપદેશ કરે છે, અર્થાત્ અનધિકારીને ઉપદેશ કરતા

નથી. જેણે આ બ્રહ્મવિદ્યાનો અધિકારીને ઉપદેશ કર્યો તે તેને સાક્ષાત્ પરમેશ્વર જેવો જ જાણવો. ૨૧-૨૩

यस्यार्थं सुकृतं कर्तुमसमर्थस्तत ऋणी ॥
पित्रोरप्याधिकः प्रोक्तो ब्रह्मजन्मप्रदायकः ॥ २४ ॥

બ્રહ્મવિદ્યાનો ઉપદેશક ગુરુ, માતાપિતા કરતાં પણ અધિક છે, એવું શાસ્ત્રમાં કહ્યું છે, કારણ કે માતા પિતાથી થએલો જન્મ મરણ પછી નાશ થાય છે અને ગુરુએ કરેલો બ્રહ્મવિદ્યાનો ઉપદેશ નાશ પામતો નથી. ગુરુના કરેલા સદુપદેશનો બદલો વાળવાને શિષ્ય અસમર્થ છે, તેથી શિષ્ય ગુરુનો જન્મભર કરજદાર છે. ૨૪

पितृजातं जन्म नष्टं नेत्थं जातं कदाचन ॥
तस्मै न द्रुह्येदित्यादिनिगमाप्यवदन्नग ॥ २५ ॥

પિતાથી ઉત્પન્ન થએલો જન્મ જેવી રીતે નષ્ટ થાય છે તેવી રીતે ગુરુથી થએલો સદુપદેશ કદાપિ નષ્ટ થતો નથી, અર્થાત્ કાલાંતરમાં પણ તેનું ફલ મળ્યા વગર રહેતું નથી. હે હિમાલય! તેથી તે ઉપદેશક ગુરુનો કદાપિ દ્રોહ કરવો નહિ એવું વેદનું વચન છે. ૨૫

तस्माच्छास्त्रस्य सिद्धान्तो ब्रह्मदाता गुरुः परः ॥
शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न शङ्करः ॥ २६ ॥

તેથી શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે બ્રહ્મવિદ્યાનો ઉપદેશક ગુરુ શ્રેષ્ઠ છે. જ્યારે શંકર રુષ્ટ થાય છે ત્યારે ગુરુ તેનું રક્ષણ કરે છે, અને ગુરુ રુષ્ટ થયા તો પછી શંકર પણ તેનું રક્ષણ કરી શકતા નથી, એમ જાણી શંકર કરતાં પોતાના ઉપદેશક ગુરુ ઉપર વધારે ભાવ રાખવો. ૨૬

तस्मात्सर्वप्रयत्नेन श्रीगुरुं तोषयेन्नग ॥
कायेन मनसा वाचा सर्वदा तत्परो भवेत् ॥ २७ ॥

હે હિમાલય! તેથી સર્વ પ્રયત્નવડે તે ગુરુને સંતોષવા, કાયવડે, મનવડે, વચનવડે જેમ બને તેમ તેમની સેવા કરવી. અર્થાત્ ઉપદેશક ગુરુનું જેવી રીતે મન સંપાદન થાય તેવી રીતે તેમનું હિત કરવું એ શિષ્યનો ધર્મ છે. ૨૭

अन्यथा तु कृतघ्नः स्यात् कृतघ्ने नास्ति निष्कृतिः ॥
इन्द्रेणाथर्वणायोक्ता शिरश्छेदप्रतिज्ञया ॥ २८ ॥

જો શિષ્ય ગુરુની મન, વચન, કાયવડે સેવા ન કરે તો કૃતઘ્ન કહેવાય છે અને કૃતઘ્નનો બદલો શાસ્ત્રમાં નથી. ઇંદ્રે આથર્વણ (દધ્યઙ્) નામના મુનિને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો અને એમ પણ કહ્યું હતું કે જો તું કોઇ ને ઉપદેશ કરીશ તો તારું માથું કાપી નાખીશ. આ ઠેકાણે એવો ઇતિહાસ છે કે દધ્યઙ્ નામના અથર્વણ મુનિએ ઇંદ્રની પ્રાર્થના કરી કે, હે મહારાજ! તમે મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. પછી ઇંદ્રે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી કહ્યું કે, જો આ બ્રહ્મવિદ્યાનો તું કોઇને ઉપદેશ કરીશ તો તારો શિરશ્છેદ કરવામાં આવશે. પછી કેટલોક સમય વ્યતીત થયા બાદ દેવતાઓના વૈદ્ય અશ્વિનીકુમારોએ તે દધ્યઙ્ નામના મુનિની પાસે આવી બ્રહ્મવિદ્યાની પ્રાર્થના કરી. મુનિએ કહ્યું કે જો હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરું તો ઇંદ્ર આવીને મારો શિરશ્છેદ કરે તેથી હું તમને ઉપદેશ નહિ કરું. મુનિનું વચન સાંભળી અશ્વિનીકુમારોએ ઉત્તર આપ્યું કે, હે મુનિરાજ! આ તમારું માથું કાપી એને બીજા સ્થાનમાં રાખીશું અને તેને ઠેકાણે અમે ઘોડાનું માથું બેસારીશું, તે મુખથી તમે અમને ઉપદેશ કરો, જ્યારે ઇંદ્ર આવીને તમારા શિરનો છેદ કરશે ત્યારે અમે તમારું પૂર્વનું જે મસ્તક છે તે પાછું સ્થાપિત કરીશું, પછી તમારા મુખ્ય મસ્તકથી પુનઃ અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. ત્યાર બાદ તે જ પ્રમાણે બધું વૃત્તાંત થયું અને મુનિએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. અર્થાત્ બ્રહ્મવિદ્યા અધિકારી શિવાયને આપવી નહિ. ૨૮

अश्विभ्यां कथने तस्य शिरश्छिन्नं च वज्रिणा ॥
अश्वीयं तच्छिरो नष्टं दृष्ट्वा वैद्यौ सुरोत्तमौ ॥ २९ ॥

पुनः संयोजितं स्वीयं ताभ्यां मुनिशिरस्तदा ॥
इतिसंकटसंपाद्या ब्रह्मविद्या नगाधिप ॥ ३० ॥
लब्धा येन स धन्यः स्यात्कृतकृत्यश्च भूधर ॥ ३१ ॥

इति श्रीदे० भा० सप्तमस्कन्धे देवीगीतायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

અશ્વિનીકુમારોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાથી ઇંદ્રે આવીને દધ્યઙ્ નામના મુનિનું શિર છેદી નાખ્યું, પછી દેવતાઓના વૈદ્ય અશ્વિનીકુમારોએ તે લગાડેલું ઘોડાનું શિર નષ્ટ થએલું જોઈ પુનઃ ઋષિનું પોતાનું જે શિર હતું તે જોડી દીધું. હે હિમાલય ! એ પ્રકારે અતિસંકટથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે, સહેલાઇથી મળે તેમ નથી. હે ભૂધર ! જેણે બ્રહ્મવિદ્યા મેળવી છે તે આ જગતમાં ધન્ય અને કૃતકૃત્ય છે. ૨૯-૩૧

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानेविषे छट्टो अध्याय समाप्त ॥ ६ ॥

## अध्याय ૭ मो. *

### ભક્તિસ્વરૂપના મહિમાનું વર્ણન.

"આ સાતમા અધ્યાયના પીસ્તાલીશ શ્લોકવડે ભક્તિસ્વરૂપનો મહિમા વર્ણન કરવામાં આવશે."

॥ हिमालय उवाच ॥

**स्वीयां भक्तिं वद स्वाम्ब यया ज्ञानं सुखेन हि ॥**
**जायेत मनुजस्यास्य मध्यमस्याविरागिणः ॥ १ ॥**

હિમાલય ભક્તિનુંસ્વરૂપ પૂછે છે:-હે અંબ ! તમારી ભક્તિનું સ્વરૂપ અમને કહો, કે જે ભક્તિથી જેનામાં વૈરાગ્ય નથી એવા મધ્યમ અધિકારી મનુષ્યને સુખથી જ્ઞાન ઉત્પન્ન થાય એવું ભક્તિનું સ્વરૂપ વર્ણન કરીને કહો. ૧

॥ देव्युवाच ॥

**मार्गास्त्रयो मे विख्याता मोक्षप्राप्तौ नगाधिप ॥**
**कर्मयोगो ज्ञानयोगो भक्तियोगश्च सत्तम ॥ २ ॥**

આ પ્રકારે હિમાલયનો પ્રશ્ન સાંભળી ભગવતી બોલ્યાં કે, હે પર્વતરાજ ! મોક્ષની પ્રાપ્તિમાં ત્રણ માર્ગ પ્રસિદ્ધ છે. કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ. તેમાં જ્ઞાનયોગ સાક્ષાત્ મોક્ષમાં કારણ

* આ અધ્યાયમાં દેવી વિગેરેની ભક્તિ કેવા પ્રકારથી કરવી વિગેરે ભક્તિના સ્વરૂપની તથા તેના માહાત્મ્યની કથા કહેવામાં આવી છે.

છે, અને કર્મયોગ તથા ભક્તિયોગ ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષમાં કારણ છે. ભક્તિયોગશબ્દથી આ ઠેકાણે ઉપાસનામાર્ગ લેવો. ૨

त्रयाणामप्ययं योग्यः कर्तुं शक्योऽस्ति सर्वथा ॥
सुलभत्वान्मानसत्वात्कायचित्ताद्यपीडनात् ॥ ३ ॥

ઉપરના શ્લોકમાં કથન કરેલા ત્રણે માર્ગમાં વર્તતા અધિકારીઓને આ ભક્તિયોગ સર્વથા કરવાને શકય છે, કારણ કે બીજા જ યોગ કરતાં આ ભક્તિયોગ સુલભ છે, અને શરીરને આયાસ નહિ આપતાં કેવલ મનની વૃત્તિથી સંપાદ્ય છે તેમ જે ભક્તિયોગમાં શરીર, ચિત્ત, દ્રવ્ય વગેરેને કલેશ આપવાની પણ જરૂર નથી. ૩

गुणभेदान्मनुष्याणां सा भक्तिस्त्रिविधा मता ॥
परपीडां समुद्दिश्य दम्भं कृत्वा पुरःसरम् ॥ ४ ॥

मात्सर्यक्रोधयुक्तो यस्तस्य भक्तिस्तु तामसी ॥
परपीडादिरहितः स्वकल्याणार्थमेव च ॥ ५ ॥

नित्यं सकामो हृदये यशोर्थी भोगलोलुपः ॥
तत्तत्फलसमावाप्त्यै मामुपास्तेऽतिभक्तितः ॥ ६ ॥

भेदबुद्ध्या तु मां स्वस्मादन्यां जानाति पामरः ॥
तस्य भक्तिः समाख्याता नगाधिप तु राजसी ॥ ७ ॥

મનુષ્યોના ત્રણ પ્રકારના ગુણભેદથી ભક્તિના પણ ત્રણ પ્રકારના ભેદ માનેલા છે. અર્થાત્ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ગુણો મનુષ્યોમાં હોય છે તેથી સાત્ત્વિકી ભક્તિ; રાજસી ભક્તિ અને તામસી ભક્તિ એ ત્રણ ભેદો ભક્તિના કહ્યા છે. પોતાના મનમાં દંભ રાખી તેમ જ બીજાઓને પીડાના ઉદ્દેશથી ભક્તિ કરનારો, અને માત્સર્ય તથા ક્રોધવડે યુક્ત જે પુરુષ છે તેની ભક્તિ તામસી જાણવી. બીજાઓને પીડા નહિ કરી અને પોતાના કલ્યાણાર્થ જ ભક્તિ કરનારો અને નિત્ય પોતાના હૃદયમાં કામનાવાળો, યશની

ઇચ્છાવાળો, નાના પ્રકારના ભોગ ભોગવામાં લોલુપ અને તે તે ફલની પ્રાપ્તિ માટે અત્યંત ભક્તિથી મારી ઉપાસના કરે છે અને તે પામર ભેદબુદ્ધિથી મને પોતાથી જુદો જાણે છે, અર્થાત્ ભેદભાવથી મારું યજન કરે છે. હે પર્વતરાજ! તે પુરુષની ભક્તિ રાજસી એ પ્રકારે વિદ્વાનોએ કહી છે. ૪-૭

परमेशार्पणं कर्म पापसंक्षालनाय च ॥
वेदोक्तत्वादवश्यं तत्कर्तव्यं तु मयाऽनिशम् ॥ ८ ॥
इति निश्चितबुद्धिस्तु भेदबुद्धिमुपाश्रितः ॥
करोति प्रीतये कर्म भक्तिः सा नग सात्त्विकी ॥ ९ ॥

"હવે બે શ્લોકોવડે સાત્ત્વિકી ભક્તિનું સ્વરૂપ પ્રતિપાદન કરે છે." જે કાંઇ કર્મ કરવું તે પરમેશ્વરને અર્પણ કરવું અથવા તો પાપના નાશસારૂ જે કર્મ કરવામાં આવે છે, અને વેદમાં કહ્યું છે માટે અવશ્ય મ્હારે રોજ કર્મ કરવું એ પ્રકારે જેની બુદ્ધિ નિશ્ચિત છે એવો અને જીવાત્મા અને ઇશ્વરનો પરસ્પર ભેદ છે એવી ભેદબુદ્ધિનો આશ્રય કરનાર પુરુષ મ્હારી પ્રીતિને માટે જે ભક્તિ કરે છે, હે હિમાલય! તે સાત્ત્વિકી ભક્તિ જાણવી. ૮-૯

परभक्तेः प्रापिकेयं भेदबुद्ध्यवलम्बनात् ॥
पूर्वप्रोक्ते ह्युभे भक्ती न परप्रापिके मते ॥ १० ॥

"ત્રણ પ્રકારનું ભક્તિનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું તેમાં તામસી ભક્તિ અને રાજસી ભક્તિ મુમુક્ષુએ ગ્રહણ કરવા લાયક નથી, અને સાત્ત્વિકી ભક્તિ ગ્રહણ કરવા યોગ્ય છે, એ આ શ્લોકમાં પ્રતિપાદન કરે છે." તે સાત્ત્વિકી ભક્તિ, પરપ્રેમરૂપા પરભક્તિની પ્રાપ્તિ કરાવવાવાળી છે, તેથી સાત્ત્વિકી ભક્તિ આશ્રય કરવા લાયક છે. સાત્ત્વિકી ભક્તિ પરભક્તિ કહેવાતી નથી, કારણ કે તેમાં ભેદબુદ્ધિનો આશ્રય છે અને પરભક્તિમાં સર્વથા અભેદબુદ્ધિ જ થઈ જાય છે તેથી સાત્ત્વિકી ભક્તિ પરભક્તિની પ્રાપિકા છે, અને તામસી ભક્તિ તથા રાજસી ભક્તિ પરભક્તિની પ્રાપિકા નથી એવું મારું માનવું છે. ૧૦

अधुना परभक्तिं तु प्रोच्यमानां निबोध मे ॥
मद्गुणश्रवणं नित्यं मम नामानुकीर्तनम् ॥ ११ ॥

હે હિમાલય! હવે હું તને પરાભક્તિનું સ્વરૂપ કહું તેને તું સાંભળ. પુરાણોની અંદર કથન કરેલા મ્હારા ગુણોનું શ્રવણ કરવું અને નિરંતર મ્હારા નામોનું કીર્તન કરવું. અર્થાત્ એક ક્ષણ પણ ભગવતીના નામોચ્ચારણ વિના ગુમાવવું નહિ. ૧૧

कल्याणगुणरत्नानामाकरायां मयि स्थिरम् ॥
चेतसो वर्तनं चैव तैलधारासमं सदा ॥ १२ ॥

શુભ ગુણરૂપી રત્નોની ખાણરૂપ જે હું તે મ્હારે વિષે નિરંતર તેલની ધારામાફક વિચ્છેદરહિત પોતાના ચિત્તને સ્થિર કરવું, અર્થાત્ સંસારના નાશવાન્ પદાર્થોમાંથી પોતાના ચિત્તને હઠાવી મ્હારે વિષેજ નિરંતર સ્થાપન કરવું. ૧૨

हेतुस्तु तत्र को वापि न कदाचिद्भवेदपि ॥
सामीप्यसार्ष्टिसायुज्यसालोक्यानां न चेषणा ॥ १३ ॥

એ પ્રકારના ધ્યાનનું ફલ હોય અથવા ન હોય તો પણ કેવલ મારી પ્રીતિ સંપાદન કરવા અવશ્ય ધ્યાન કરવું જોઇએ; મારી પરાભક્તિનું સેવન કરનારને સામીપ્ય, સાર્ષ્ટિ, સાયુજ્ય અને સાલોક્ય એ ચાર પ્રકારની મુક્તિમાંથી કોઇની પણ ઇચ્છા રહેતી નથી. ૧૩

मत्सेवातोऽधिकं किंचिन्नैव जानाति कर्हिचित् ॥
सेव्यसेवकताभावात्तत्र मोक्षं न वाञ्छति ॥ १४ ॥

વળી તે મારો પરમભક્ત મ્હારી સેવાથી કાંઈપણ અધિક કોઇ કાલમાં જાણતો નથી, અર્થાત્ મારી સેવાજ પરમ પુરુષાર્થરૂપ માને છે એટલે કે તેમાં સેવ્યસેવકભાવ હોવાથી મોક્ષની પણ ઇચ્છા કરતો નથી. ૧૪

परानुरक्त्या मामेव चिन्तयेद्यो ह्यतन्द्रितः ॥
स्वाभेदेनैव मां नित्यं जानाति न विभेदतः ॥ १५ ॥

પરમ પ્રેમવડે આલસ્યરહિત થઇ જે ભક્ત મ્હારું ચિંતન કરે છે તે મ્હારો પરમ ભક્ત પોતાથી અભિન્ન જ મને નિત્ય જાણે છે,

ભેદભાવથી જાણતો નથી, અર્થાત્ પોતાના મનમાં એમ માને છે કે હું જ પોતે સચ્ચિદાનંદ ભગવતીસ્વરૂપ છું. ૧૫

मद्रूपत्वेन जीवानां चिन्तनं कुरुते तु यः ॥
यथा स्वस्यात्मनि प्रीतिस्तथैव च परात्मनि ॥ १६ ॥

જે મ્હારો ભક્ત જીવોનું મ્હારા રૂપથી જ ચિંતન કરે છે, અર્થાત્ આ બધા જીવો ભગવતીરૂપ જ છે, ભગવતીની સત્તાથી ભિન્ન સત્તા જીવોની નથી, એ પ્રકારે માને છે, તે મ્હારો ભક્ત જેવી રીતે પોતાના આત્મામાં પ્રીતિવાળો છે તેવી જ રીતે બીજાના આત્મામાં પણ પ્રીતિવાળો હોય છે, કારણ કે તેનામાં ભેદભાવ છે જ નહિ. ૧૬

चैतन्यस्य समानत्वान्न भेदं कुरुते तु यः ॥
सर्वत्र वर्तमानां मां सर्वरूपां च सर्वदा ॥ १७ ॥

જે મ્હારો ભક્ત છે તે કોઇ પણ જગાએ ભેદને કરતો નથી, અર્થાત્ ભેદબુદ્ધિ બિલકુલ કરતો નથી, કારણ કે ચૈતન્ય બધી જગાએ સમાન છે અને તેથી સર્વત્ર અને સર્વ કાલમાં વર્તમાન એવી મને તે સર્વરૂપ જુવે છે. ૧૭

नमते यजते चैवाप्याचाण्डालान्तमीश्वरम् ॥
न कुत्रापि द्रोहबुद्धिं कुरुते भेदवर्जनात् ॥ १८ ॥

બ્રહ્મદેવથી આરંભી ચાંડાલપર્યંત સર્વત્ર એકરૂપે રહેલી મને નમે છે, તેમ જ મ્હારું યજન કરે છે. હે હિમાલય! ભેદભાવ દૂર થવાથી કોઇના ઉપર પણ તે દ્રોહબુદ્ધિ કરતો નથી. ૧૮

मत्स्थानदर्शने श्रद्धा मद्भक्तदर्शने तथा ॥
मच्छास्त्रश्रवणे श्रद्धा मन्त्रतन्त्रादिषु प्रभो ॥ १९ ॥

મ્હારાં જે સ્થાનો છે તેના દર્શનમાં તે શ્રદ્ધા રાખે છે, તેમ જ મ્હારા જે અનન્યભક્તો છે તેના દર્શનમાં પણ શ્રદ્ધા રાખે છે તમે જેમાં મ્હારા ચરિત્રનું વર્ણન છે એવાં મ્હારાં શાસ્રોના શ્રવણમાં પણ શ્રદ્ધા રાખે છે. હે હિમાલય! તે મંત્રતંત્રાદિમાં પણ શ્રદ્ધા રાખે છે. ૧૯

मयि प्रेमाकुलमती रोमाञ्चिततनुः सदा ॥
प्रेमाश्रुजलपूर्णाक्षः कण्ठगद्गदनिस्वनः ॥ २० ॥
अनन्येनैव भावेन पूजयेद्यो नगाधिप ॥
मामीश्वरीं जगद्योनिं सर्वकारणकारणम् ॥ २१ ॥

મ્હારે વિષે પ્રેમવડે જેની બુદ્ધિ વ્યાકુલ છે, શરીરના રુંવાડાં જેનાં ઉભાં થઈ ગયાં છે, પ્રેમવડે અશ્રુજલથી જેનાં નેત્રો પૂર્ણ થયાં છે, ગદ્ગદ કંઠ થવાથી જેના સ્વરનો ભંગ થયો છે, એવો મ્હારો ભક્ત, હે હિમાલય! સર્વ કારણનું પણ કારણરૂપ જગતની યોનિ (ઉત્પત્તિસ્થાન) એવી મને ઇશ્વરીને અનન્યભાવવડે પૂજે છે. ૨૦-૨૧

व्रतानि मम दिव्यानि नित्यनैमित्तिकान्यपि ॥
नित्यं यः कुरुते भक्त्या वित्तशाठ्यविवर्जितः॥ २२ ॥

હે હિમાલય! જે મ્હારો ભક્ત છે તે દ્રવ્યનો વ્યય કરવામાં શઠતા રહિત થયો સતો નિરંતર ભક્તિવડે મ્હારાં દિવ્ય એવાં વ્રતો કરે છે, તેમ જ નિત્ય નૈમિત્તિક કર્મોને પણ કરે છે. ૨૨

मदुत्सवदिदृक्षा च मदुत्सवकृतिस्तथा ॥
जायते यस्य नियतं स्वभावादेव भूधर ॥ २३ ॥

હે હિમાલય! તે મારા પરમ ભક્તને મ્હારા ઉત્સવ જોવાની ઇચ્છા થાય છે, તેમ જ નવીન નવીન નિત્ય ઉત્સવો કરવાની પણ ઇચ્છા થાય છે, કારણ કે તે ભક્તની મ્હારે વિષે અત્યંત પ્રીતિ હોવાથી આવાં ઉત્તમ કાર્યો સ્વભાવથી જ થયા કરે છે. ૨૩

उच्चैर्गायंश्च नामानि ममैव खलु नृत्यति ॥
अहंकारादिरहितो देहतादात्म्यवर्जितः ॥ २४ ॥

તે મ્હારો ભક્ત મ્હારા નામોનું ઉચ્ચસ્વરથી ગાન કરતો સતો નૃત્ય કરે છે, દેહને વિષે તાદાત્મ્ય છોડી અને અહંકાર અને કામક્રોધાદિથી રહિત થયો સતો આનંદમાં વર્તે છે. ૨૪

प्रारब्धेन यथा यच्च क्रियते तत्तथा भवेत्॥
न मे चिन्तास्ति तत्रापि देहसंरक्षणादिषु ॥ २५ ॥

હે હિમાલય ! મ્હારો પરમ ભક્ત પોતાના મનમાં એમ જ માને છે કે જે પ્રારબ્ધ કર્મથી સુખદુઃખ વગેરે થાય છે તે અવશ્ય થયા જ કરે છે, તેમાં દેહાદિના સંરક્ષણમાં મ્હારે શું કરવા ચિંતા કરવી જોઇએ? એમ જાણી નિરંતર મારા ભગવતીના ધ્યાનમાં જ તત્પર રહે છે. ૨૫

इति भक्तिस्तु या प्रोक्ता परभक्तिस्तु सा स्मृता ॥
यस्यां देव्यतिरिक्तं तु न किंचिदपि भाव्यते ॥ २६ ॥

હે હિમાલય! એ પ્રકારની જે ભક્તિ મેં તને કહી તે પરાભક્તિ જાણવી, જે પરાભક્તિમાં મારા દેવી શિવાય દુનિયામાં કાંઈ છે જ નહિ એવી ભાવના કરવામાં આવે છે. અર્થાત્ આ સર્વ જગત્ દેવીમય જ છે એવી ભાવના પરાભક્તિમાં થઈ જાય છે. ૨૬

इत्थं जाता परा भक्तिर्यस्य भूधर तत्त्वतः ॥
तदैव तस्य चिन्मात्रे मद्रूपे विलयो भवेत् ॥ २७ ॥

હે હિમાલય ! એ પ્રકારની યથાર્થ પરાભક્તિ જેને થઇ છે તેનો તે જ સમયમાં ચિન્માત્ર જે મ્હારું રૂપ છે તેમાં વિલય થાય છે, અર્થાત્ પરાભક્તિવડે સ્વસ્વરૂપમાં ચિત્તલયની યોગ્યતા આવે છે.૨૭

भक्तेस्तु या परा काष्ठा सैव ज्ञानं प्रकीर्तितम् ॥
वैराग्यस्य च सीमा सा ज्ञाने तदुभयं यतः ॥ २८ ॥

જે ભક્તિની પરાકાષ્ઠા છે તેનું નામ જ જ્ઞાન કહ્યું છે, અને તે જ વૈરાગ્યની સીમા છે. તેથી જ્ઞાનમાં ભક્તિ અને વૈરાગ્ય એ બે પ્રધાન કહ્યાં છે; અર્થાત્ જ્ઞાન થયે સતે ભક્તિ અને વૈરાગ્ય એ બે સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે, તેથી ભક્તિ અને વૈરાગ્યની જે પરા કાષ્ઠા છે તે જ જ્ઞાન સમજવું. ૨૮

भक्तौ कृतायां यस्यापि प्रारब्धवशतो नग ॥
न जायते मम ज्ञानं मणिद्वीपं स गच्छति ॥ २९ ॥

હે હિમાલય! મ્હારી ભક્તિ કરે સતે પણ જે પુરુષને પ્રારબ્ધના યોગથી મ્હારું જ્ઞાન થતું નથી તે પુરુષ મ્હારા મણિદ્વીપ નામના સ્થાનમાં જાય છે, અર્થાત્ મ્હારી ભક્તિના પ્રભાવથી આ મૃત્યુલોકને છોડી મણિદ્વીપમાં જે ઠેકાણે હું પ્રત્યક્ષ બિરાજું છું ત્યાં જાય છે. ૨૯

तत्र गत्वाऽखिलान्भोगाननिच्छन्नपि चर्च्छति ॥
तदन्ते मम चिद्रूपज्ञानं सम्यग्भवेन्नग ॥ ३० ॥

તે મણિદ્વીપમાં જઇને પોતાની ઇચ્છા ન હોય તો પણ તે સ્થાનના પ્રભાવથી સંપૂર્ણ એવા ભોગને મનુષ્ય ભોગવે છે અને હે હિમાલય! ત્યાર બાદ મ્હારા ચિદ્રૂપનું સમ્યક્‌જ્ઞાન યથાર્થ રીતે તેને થાય છે.૩૦

तेन मुक्तः सदैव स्याज्ज्ञानान्मुक्तिर्न चान्यथा ॥
इहैव यस्य ज्ञानं स्याद्धृद्गतप्रत्यगात्मनः ॥ ३१ ॥
मम संवित्परतनोस्तस्य प्राणा व्रजन्ति न ॥
ब्रह्मैव संस्तदाप्नोति ब्रह्मैव ब्रह्म वेद यः ॥ ३२ ॥

તે મણિદ્વીપમાં પ્રાપ્ત થએલા જ્ઞાનવડે સદા તે મુક્ત જ થાય છે, કારણ કે જ્ઞાનવિના મુક્તિ કદાપિ થતી નથી. અને જે પુરુષને આજ લોકમાં હૃદયની અંદર રહેલા પ્રત્યગ્ આત્માનું યથાર્થ જ્ઞાન થયું છે, તથા મારા જ્ઞાનસ્વરૂપ આત્માનું જેને યથાર્થ જ્ઞાન થયું છે તે પુરુષના પ્રાણોનું ઉત્ક્રમણ થતું નથી, એટલે મૃત્યુ થતું નથી, કારણ કે તે બ્રહ્મસ્વરૂપ થઇને જ બ્રહ્મને પામેલો છે. અને વેદની શ્રુતિ પણ એ પ્રકારે બોધન કરે છે કે જે બ્રહ્મના સ્વરૂપને જાણે છે તે બ્રહ્મસ્વરૂપ થાય છે. ૩૧-૩૨

कण्ठचामीकरसममज्ञानात्तु तिरोहितम् ॥
ज्ञानादज्ञाननाशेन लब्धमेव हि लभ्यते ३३ ॥

જેવી રીતે પોતાના ગળામાં રહેલું સોનાનું આભૂષણ પોતાના અજ્ઞાનથી માલમ પડતું નથી અને એમ બોલવા લાગે છે કે, મ્હારું આભૂષણ ખોવાઇ ગયું; બાદ કોઇ જ્ઞાનીએ તેને બતાવ્યું કે તારું આભૂષણ તારી પાસે જ છે, ખોવાયું નથી. તેવી જ રીતે આત્મસ્વરૂપ પોતાની પાસે જ છે, પરંતુ અજ્ઞાનવડે તિરોભૂત છે તેથી માલમ પડતું નથી, પછી અજ્ઞાનનો નાશ થયે સતે તે જ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે, અન્યની થતી નથી. ૩૩

विदिताविदितादन्यन्नगोत्तम वपुर्मम ॥
यथादर्शे तथाऽऽत्मनि यथा जले तथा पितृलोके ॥ ३४ ॥

હે પર્વતોમાં શ્રેષ્ઠ હિમાલય! તે મ્હારું આત્મસ્વરૂપ, વિદિત એટલે જે ઘટાદિ તેથી અન્ય છે અને અવિદિત એટલે કારણરૂપ જે માયા તેથી પણ અન્ય છે. જેમ આરસામાં પ્રતિબિંબ પડે છે તેમ જ આત્મવિષયક આ દેહમાં અનુભવ થાય છે. જેવી રીતે જલમાં પડેલું પ્રતિબિંબ પૂર્વની અપેક્ષાથી ભિન્ન સ્પષ્ટ રીતે માલમ પડે છે તેવીજ રીતે પિતૃલોકમાં અનુભવ થાય છે. ૩૪

छायातपौ यथा स्वच्छौ विविक्तौ तद्वदेव हि ॥
मम लोके भवेज्ज्ञानं द्वैतभानविवर्जितम् ॥ ३५ ॥

જેવી રીતે લોકમાં છાયા અને તાપ એ બંને પદાર્થો સ્વચ્છ અને સ્પષ્ટ રીતે માલમ પડે છે તેવી જ રીતે મ્હારા લોકમાં જેમાંથી દ્વૈતભાન દૂર થયું છે એવું અદ્વૈતીયજ્ઞાન યથાર્થ રીતે થાય છે. ૩૫

यस्तु वैराग्यवानेव ज्ञानहीनो म्रियेत चेत् ॥
ब्रह्मलोके वसेन्नित्यं यावत्कल्पं ततः परम् ॥ ३६ ॥

शुचीनां श्रीमतां गेहे भवेत्तस्य जनिः पुनः ॥
करोति साधनं पश्चात्ततो ज्ञानं हि जायते ॥ ३७ ॥

જે પુરુષ સંપૂર્ણ વૈરાગ્યવાન્ છે પરંતુ સદ્ગુરુના અભાવને લીધે જેને જ્ઞાન પ્રાપ્ત થયું નથી તે પુરુષ કદાચિત્ મરણ પામ્યો તો પણ આ મૃત્યુલોકને છોડી બ્રહ્મલોકમાં જઇ વસે છે. ત્યાં આગળ કલ્પની સમાપ્તિપર્યંત તેને રહેવું પડે છે, બાદ પવિત્ર શ્રીમાનના ઘરમાં પુનઃ તેનો જન્મ થાય છે, અને ત્યાં જન્મ થયા પછી જ્ઞાનનાં સાધનો પ્રથમ સંપાદન કરે છે અને પછી તેને જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. કેટલાક ગ્રંથકારોનો એવો આશય છે કે બ્રહ્મલોકમાં ગએલા પુરુષનું પુનરાગમન થતું નથી, અને બ્રહ્માના ઉપદેશથી તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે પછી તે બ્રહ્મસ્વરૂપ જ થાય છે. ૩૬–૩૭

अनेकजन्मभी राजञ्ज्ञानं स्यान्नैकजन्मना ॥
ततः सर्वप्रयत्नेन ज्ञानार्थं यत्नमाश्रयेत् ॥ ३८ ॥

હે હિમાલય! મનુષ્યોને અનેક જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, એક જન્મમાં જ્ઞાન થતું નથી, તેથી જેમ બને તેમ સર્વ પ્રયત્નથી જ્ઞાનમાટે વિવેકીઓએ યત્ન કરવો જોઇએ. ૩૮

नोचेन्महाविनाशः स्याज्जन्मैतद्दुर्लभं पुनः ॥
तत्रापि प्रथमे वर्णे वेदे प्राप्तिश्च दुर्लभा ॥ ३९ ॥

આ ઉત્તમ મનુષ્યદેહ દુર્લભ છે અને તે મનુષ્યદેહને પામી જો જ્ઞાનને માટે મનુષ્ય પ્રયાસ ન કરે તો ખરેખર તેણે પોતાનો મ્હોટો નાશ કર્યો એમ સમજવું. મનુષ્યદેહમાં પણ બ્રાહ્મણના કુળમાં જન્મ થવો અત્યંત દુર્લભ છે, અને વળી બ્રાહ્મણના કુળમાં જન્મ ધારણ કરીને વેદની પ્રાપ્તિ થવી એ પણ અત્યંત દુર્લભ છે. ૩૯

शमादिषट्कसंपत्तिर्योगसिद्धिस्तथैव च ॥
तथोत्तमगुरुप्राप्तिः सर्वमेवात्र दुर्लभम् ॥ ४० ॥

વેદની પ્રાપ્તિ અને પછી વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મોક્ષેચ્છા એ ચાર સાધનોમાં કહેલી શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ છ પ્રકારની સંપત્તિ મળવી એ દુર્લભ છે, અને સંપત્તિ મળ્યા બાદ યોગની સિદ્ધિ મળવી એ પણ દુર્લભ છે, તેમ જ બધી વાતની અનુકૂલતા છતાં ઉત્તમ ગુરુની પ્રાપ્તિ થવી એ વધારે દુર્લભ છે. તાત્પર્ય ઉત્તમ વસ્તુઓ સહેલાઇથી મળી શકતી નથી. ૪૦

तथेन्द्रियाणां पटुता संस्कृतत्वं तनोस्तथा ॥
अनेकजन्मपुण्यैस्तु मोक्षेच्छा जायते ततः ॥ ४१ ॥

પોતાના શરીરની સર્વ ઇંદ્રિયોમાં અપૂર્વ સામર્થ્યના બળથી તેમાં ક્રિયા કરવાની શક્તિ આવવી, તેમ જ પોતાનું શરીર પણ વેદના સંસ્કારોથી સંસ્કારવાળું થવું જોઇએ અને તો જ પછી અનેક જન્મનાં શુભ પુણ્યથી મનુષ્યની મોક્ષમાં ઇચ્છા થાય છે. ૪૧

साधने सफलेऽप्येवं जायमानेऽपि यो नरः
ज्ञानार्थं नैव यतते तस्य जन्म निरर्थकम् ॥ ४२ ॥

ઉપરના શ્લોકમાં કથન કરેલાં સર્વ સાધનો અનુકૂળ હોવા છતાં જો પુરુષ જ્ઞાનને માટે સારી રીતે પ્રયાસ ન કરે તો પછી તેનો

જન્મ નિરર્થક સમજવો. તાત્પર્ય કે બધી વાતની અનુકૂલતા જ્યારે પરમાત્માએ આપી ત્યારે જ્ઞાનને માટે જ મનુષ્યે પ્રયાસ કરવો જોઇએ. ૪૨

तस्माद्राजन्यथाशक्त्या ज्ञानार्थं यत्नमाश्रयेत् ॥
पदेपदेऽश्वमेधस्य फलमाप्नोति निश्चितम् ॥ ४३ ॥

વેદવ્યાસજી કહે છેઃ-હે રાજન્ ! તેથી મનુષ્યે જ્ઞાનને માટે શક્તિપ્રમાણે પ્રયાસ કરવો, અને જ્ઞાનને માટે પ્રયાસ કરવાથી ક્ષણેક્ષણે અશ્વમેધ યજ્ઞ કરવા જેટલું ફલ પ્રાપ્ત થાય છે. એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી, એમ તું જાણ્ય. ૪૩

घृतमिव पयसि निगूढं भूते भूते च वसति विज्ञानम् ॥
सततं मन्थयितव्यं मनसा मन्थानभूतेन ॥ ४४ ॥

"આ શ્લોકમાં ઉપદેશનો સાર બતાવે છે." જેમ દુધમાં ઘી રહ્યું છે તેમ જ સર્વભૂત-પ્રાણિઓમાં વિજ્ઞાન (બ્રહ્મ) તિરોહિતરૂપે રહ્યું છે, પરંતુ જેવી રીતે દુધમાં રહેલું ઘી મંથનદંડથી જુદું પાડી શકીએ છીએ તેવી જ રીતે મનરૂપી મંથનદંડથી અર્થાત્ વિચારરૂપ મંથનદંડથી નિરંતર દેહાદિથી બ્રહ્મનું સ્વરૂપ પૃથક્ કરવું. ૪૪

ज्ञानं लब्ध्वा कृतार्थः स्यादिति वेदान्तडिण्डिमः ॥
सर्वमुक्तं समासेन किं भूयः श्रोतुमिच्छसि ॥ ४५ ॥

इतिश्रीदे० भा० सप्तमस्कंधे देवीगीतायां सप्तमोऽध्यायः ॥७॥

જ્ઞાનને પામી મનુષ્ય કૃતાર્થ થાય છે એવું વેદાંતશાસ્ત્ર નગારું વગાડીને કહે છે. હે હિમાલય ! મેં તને સંક્ષેપથી જ્ઞાનનું સ્વરૂપ કહી બતાવ્યું, હવે પુનઃ તું શું શ્રવણ કરવાને ઇચ્છે છે ? ૪૫

इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीताओविषे
सातमो अध्याय समाप्त ॥ ७ ॥

## अध्याय ८ मो. *

### ભગવતીના મહોત્સવો, વ્રતો તથા રહેવાનાં સ્થાનો.



"આઠમા અધ્યાયના ઓગણપચાસ શ્લોકોવડે ભગવતીના મહોત્સવો તેમ જ વ્રતો અને તેમનાં રહેવાનાં સ્થાનો વગેરેનું કથન કરવામાં આવશે."

॥ हिमालय उवाच ॥

कति स्थानानि देवेशि द्रष्टव्यानि महीतले ॥
मुख्यानि च पवित्राणि देवीप्रियतमानि च ॥ १ ॥

"સાતમા અધ્યાયમાં એમ કહેવામાં આવ્યું કે મ્હારા પરમ ભક્તે પ્રથમ મ્હારાં સ્થાનોના દર્શનમાં શ્રદ્ધા રાખવી, તેમ જ મ્હારાં દિવ્ય એવાં વ્રતો કરવાં, અને મ્હારા ઉત્સવોનું દર્શન કરવામાં ઇચ્છા રાખવી. આ તથા બીજું પણ પ્રતિપાદન કર્યું. હવે તે દેવીનાં સ્થાનો કીયાં? વ્રતો કીયાં? ઉત્સવો કીયા? એ સર્વ હિમાલય પૂછે છે."

હિમાલય પૂછે છેઃ—હે દેવોની ઇશ્વરિ! આ પૃથ્વીતલમાં આપનાં કેટલાં સ્થાનો જોવાને લાયક છે? અને આપ ભગવતીને પ્રિય એવાં મુખ્ય પવિત્ર સ્થાનો કીયાં કીયાં છે? ૧

व्रतान्यपि तथा यानि तुष्टिदान्युत्सवा अपि ॥
तत्सर्वं वद मे मातः कृतकृत्यो यतो नरः ॥ २ ॥

તેમ જ સંતોષને આપનારાં વ્રતો કીયાં કીયાં છે? વળી ઉત્સવો પણ કીયા કીયા છે? હે માતા! એ સર્વ મને તમે કૃપા કરીને કહો કે જે સાંભળવાથી મનુષ્ય કૃતકૃત્ય થાય. અર્થાત્ આપનાં પવિત્ર સ્થાનો તેમ જ પાપને નાશ કરનારાં આપનાં વ્રતો અને આપના ઉત્સવો વગેરેનું સ્વરૂપ વર્ણન કરીને મને કહો. ૨

* આ અધ્યાયમાં ભગવતી જગદંબિકાના કયા કયા મહોત્સવો છે તથા તેમનાં વ્રતો અને તેમને નિવાસ કરવાનાં સ્થાનો કયાં કયાં છે તે સંબંધી કથા કહેવામાં આવી છે.

॥ श्रीदेव्युवाच ॥

सर्वं दृश्यं मम स्थानं सर्वे काला व्रतात्मकाः ॥
उत्सवा सर्वकालेषु यतोऽहं सर्वरूपिणी ॥ ३ ॥

આ પ્રકારનું હિમાલયનું વચન સાંભળી ભગવતી બોલ્યાં:-હે હિમાલય ! આ જગત્‌માં જેટલી નામરૂપવાળી વસ્તુઓ જોવામાં આવે છે તે બધાં મારાં જ સ્થાનો છે; કારણ કે આ બધું જગત્ મારે વિષે કલ્પિત છે અને બધા જગત્‌નું અધિષ્ઠાન હું પોતે જ છું. તેમ જ સર્વ કાળો પણ વ્રતરૂપ જ સમજવા, અર્થાત્ જે કાળમાં મારા પ્રીત્યર્થ જે કાંઇ શુભકર્મ કરવામાં આવે તે સર્વ મારાં વ્રતો સમજવાં, અને જ્યારે પોતાના મનમાં ઇચ્છા થાય ત્યારે સર્વ કાલમાં ઉત્સવો કરવા, કારણ કે હું સર્વસ્વરૂપિણી છું. ૩

तथापि भक्तवात्सल्यात्किंचित्किंचिद्यथोच्यते ॥
शृणुष्वावहितो भूत्वा नगराजवचो मम ॥ ४ ॥

હે પર્વતના રાજા હિમાલય ! તો પણ ભક્તોના ઉપર અત્યંત વાત્સલ્યભાવ હોવાથી કિંચિત્ કિંચિત્ વ્રતો, સ્થાનો અને ઉત્સવો હું તને કહીશ તે મારું વચન સાવધાન મનથી તું સાંભળ. ૪

कोलापुरं महास्थानं यत्र लक्ष्मी सदा स्थिता ॥
मातुःपुरं द्वितीयं च रेणुकाधिष्ठितं परम् ॥ ५ ॥

પ્રથમ મ્હારું ઉત્પત્તિસ્થાન કોલાપુર છે અને તે સ્થાન દક્ષિણ દેશમાં આવ્યું છે કે, જે સ્થાનમાં નિરંતર લક્ષ્મીનો નિવાસ છે, બીજું સ્થાન માતુઃપુર કહેવાય છે, અને તે સ્થાન સહ્યાદ્રિપર્વતમાં આવ્યું છે, તે ઉત્તમ સ્થાનનાં અધિષ્ઠાત્રી રેણુકા (પરશુરામની માતા)છે.૫

तुलजापुरं तृतीयं स्यात्सप्तशृंगं तथापरम् ॥
हिङ्गुलाया महास्थानं ज्वालामुख्यास्तथैव च ॥ ६ ॥

મારું ભગવતીનું ત્રીજું સ્થાન તુલજાપુર છે, અને ત્યાં તુલજાભવાની એવા નામથી હું પ્રસિદ્ધ છું. ચોથું મારું જગદંબાનું સપ્તશૃંગ નામનું સ્થાન છે, અને (તે સ્થાન નાસિકથી લગલગ પચીસ માઇલ ઉપર આવેલું છે) તે સ્થાનમાં અષ્ટાદશભુજા વિરાજમાન છે. પાંચમું હિંગુલા માતાનું સ્થાન જાણવું તેમ જ છઠ્ઠું જ્વાલામુખીનું મહાસ્થાન જાણવું. ૬

शाकम्भर्याः परं स्थानं भ्रामर्याः स्थानमुत्तमम् ॥
श्रीरक्तदन्तिकास्थानं दुर्गास्थानं तथैव च ॥ ७ ॥

ત્યાર બાદ સાતમું શ્રેષ્ઠસ્થાન શાકંભરી માતાનું જાણવું, આઠમું ભ્રામરી માતાનું ઉત્તમ સ્થાન જાણવું, નવમું શ્રીરક્તદંતિકા માતાનું સ્થાન જાણવું, તેમ જ દશમું દુર્ગા માતાનું સ્થાન જાણવું. ૭

विंध्याचलनिवासिन्याः स्थानं सर्वोत्तमोत्तमम् ॥
अन्नपूर्णामहास्थानं काञ्चीपुरमनुत्तमम् ॥ ८ ॥

અગિયારમું સર્વોત્તમ સ્થાન વિંધ્યાચલનિવાસિની (વિંધ્ય-વાસિની) માતાનું જાણવું, બારમું અન્નપૂર્ણા દેવીનું સ્થાન જાણવું, અને તેરમું સર્વથી ઉત્તમ કાંચીપુરનું સ્થાન જાણવું ૮

भीमादेव्याः परं स्थानं विमलास्थानमेव च ॥
श्रीचन्द्रलामहास्थानं कौशिकीस्थानमेव च ॥ ९ ॥

ચૌદમું ભીમાદેવીનું ઉત્તમ સ્થાન છે, ત્યાર બાદ પંદરમું વિમલા દેવીનું સ્થાન સમજવું, સોળમું શ્રીચંદ્રલા માતાનું મહાસ્થાન જાણવું (આ સ્થાન કર્ણાટક દેશમાં આવ્યું છે) અને સત્તરમું કૌશિકી માતાનું સ્થાન જાણવું. ૯

नीलाम्बायाः परं स्थानं नीलपर्वतमस्तके ॥
जाम्बूनदेश्वरीस्थानं तथा श्रीनगरं शुभम् ॥ १० ॥

નીલ પર્વતના મસ્તકઉપર અઢારમું શ્રીનીલાંબાનું ઉત્તમ સ્થાન જાણવું, ઓગણીસમું જાંબૂનદેશ્વરીનું સ્થાન છે, તેમ જ વિશમું સુંદર શ્રીનગર સ્થાન છે. ૧૦

गुह्यकाल्या महास्थानं नेपाले यत्प्रतिष्ठितम् ॥
मीनाक्ष्याः परमं स्थानं यच्च प्रोक्तं चिदम्बरे ॥ ११ ॥

એકવીશમું નેપાલદેશમાં ગુહ્યકાલીનું મહાસ્થાન રહેલું છે, અને બાવીસમું મીનાક્ષીનું પરમસ્થાન ચિદંબરમાં રહેલું છે. ૧૧

वेदारण्यं महास्थानं सुन्दर्या समधिष्ठितम् ॥
एकाम्बरं महास्थानं पराशक्त्या प्रकीर्तितम् ॥ १२ ॥

ત્રેવીશમું વેદારણ્ય નામનું મહાસ્થાન છે, અને ત્યાં શ્રી સુંદરી જગદંબા વિરાજિત છે, ચોવીશમું એકાંબર નામનું મહાસ્થાન છે અને તે પરશક્તિથી અધિષ્ઠિત છે; અર્થાત્ એકાંબર સ્થાન ભુવનેશ્વર એવા નામથી ઓળખાય છે, અને તે સ્થાન પુરુષોત્તમ ક્ષેત્રના સમીપ છે, અને ત્યાં વિરાજિત ભગવતીનું નામ ભુવનેશ્વરી એવું આપવામાં આવ્યું છે. ૧૨

महालसापरं स्थानं योगेश्वर्यास्तथैव च ॥
तथा नीलसरस्वत्याः स्थानं चीनेषु विश्रुतम् ॥ १३॥

પચીસમું મહાલસા માતાનું ઉત્તમ સ્થાન છે, તેમ જ છવીશમું યોગેશ્વરીનું સ્થાન જાણવું, તેમજ નીલસરસ્વતીનું સત્તાવીશમું સ્થાન જાણવું, અને તે સ્થાન ચીનદેશમાં આવ્યું છે. ચીનાઓ માતાજીનું રૂપાન્તરથી પૂજન કરે છે. ૧૩

वैद्यनाथे तु बगलास्थानं सर्वोत्तमं मतम् ॥
श्रीमच्छ्रीभुवनेश्वर्या मणिद्वीपं मम स्मृतम् ॥ १४ ॥

અઠ્ઠાવીશમું બગલામુખીનું સ્થાન સર્વોત્તમ જાણવું, અને તે સ્થાન ઝાડખંડી વૈદ્યનાથમાં આવેલું છે, તેમ જ ઓગણત્રીશમું શ્રીમદ્ભુવનેશ્વરીનું સ્થાન મણિદ્વીપમાં છે એમ માનવું. ૧૪

श्रीमत्रिपुरभैरव्याः कामाख्यायोनिमण्डलम् ॥
भूमण्डले क्षेत्ररत्नं महामायाधिवासितम् ॥ १५ ॥

ત્રીશમું શ્રીમદ્ત્રિપુરભૈરવીનું સ્થાન છે, જેનું બીજું નામ કામાખ્યાયોનિમંડલ છે, અર્થાત્ કામાખ્યા મહાદેવી દક્ષ પ્રજાપતિને ત્યાં સતીદેહે અવતર્યાં અને તેમનું યોનિમંડળ કામરૂદેશની અંદર પડયું છે, જેનું વર્ણન કાલિકાપુરાણની અંદર લંબાણથી આપવામાં આવ્યું છે. આ ભૂમંડળમાં મહામાયાના નિવાસરૂપ આ સર્વોત્તમ ક્ષેત્રરત્ન છે. ૧૫

नातः परतरं स्थानं क्वचिदस्ति धरातले ॥
प्रतिमासं भवेद्देवी यत्र साक्षाद्रजस्वला ॥ १६ ॥

આ પૃથ્વીના તલઉપર આ શિવાયનું જગદંબાનું બીજું કોઈ પણ સ્થાન સર્વોત્તમ નથી કે જે ઉપર વર્ણન કરેલા કામાખ્યાના સ્થાનમાં ભગવતી સાક્ષાત્ પ્રતિમાસ રજસ્વલા થાય છે. અર્થાત્ તે સ્થાન એવું જાગૃત છે કે જ્યાં ભગવતી સાક્ષાત્ છે. ૧૬

तत्रत्या देवताः सर्वाः पर्वतात्मकतां गताः ॥
पर्वतेषु वसन्त्येव महत्यो देवता अपि ॥ १७ ॥

તે કામાખ્યા સ્થાનની અંદર રહેલા સંપૂર્ણ દેવતાઓ પર્વતરૂપે રહેલા છે, અને મ્હોટા દેવતાઓ પણ પર્વતની અંદરજ નિવાસ કરીને રહેલા છે. દેવતાઓનું પર્વતોમાં રહેવાનું કારણ શું છે તે કાલિકાપુરાણમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે. ૧૭

तत्रत्या पृथिवी सर्वा देवीरूपा स्मृता बुधैः ॥
नातः परतरं स्थानं कामाख्यायोनिमण्डलात् ॥ १८ ॥

તે કામાખ્યા સ્થાનમાં રહેલી સંપૂર્ણ પૃથ્વી દેવીસ્વરૂપ જ છે એમ વિદ્વાન પુરુષોનું માનવું છે. કામાખ્યાયોનિમંડલના શિવાય બીજું કોઈપણ ઉત્તમ સ્થાન નથી. (યોનિમંડલ શબ્દનો અર્થ પંદરમા શ્લોકની અંદર જોઇ લેવો.) ૧૮

गायत्र्याश्च परं स्थानं श्रीमत्पुष्करमीरितम् ॥
अमरेशे चण्डिका स्यात्प्रभासे पुष्करेक्षिणी ॥ १९ ॥

એકત્રીશમું ગાયત્રી માતાનું ઉત્તમ સ્થાન પુષ્કર ક્ષેત્રમાં વિદ્વાનોએ કહ્યું છે, અમરેશ (અમરસર) માં ચંડિકા માતાનું સ્થાન છે, અને પ્રભાસક્ષેત્રમાં પુષ્કરેક્ષિણી માતાનું સ્થાન છે. ૧૯

नैमिषे तु महास्थाने देवी सा लिङ्गधारिणी ॥
पुरुहूता पुष्कराक्षे अषाढौ चरतिस्तथा ॥ २० ॥

નૈમિષારણ્ય નામના મહાક્ષેત્રમાં લિંગધારિણી (ચિન્હધારિણી) માતાનું સ્થાન છે, અને પુષ્કરાક્ષસ્થાનમાં પુરુહૂતા માતાનું સ્થાન છે, તેમજ અષાઢિ ક્ષેત્રમાં ચરતિ માતાનું સ્થાન આવેલું છે. ૨૦

चण्डमुण्डी महास्थाने दाण्डिनी परमेश्वरी ॥
भारभूतौ भवेद्भूतिर्नाकुले नकुलेश्वरी ॥ २१ ॥

દંડ જેના હાથમાં છે એવી પરમેશ્વરી ચંડમુંડી માતાનું સ્થાન મહાસ્થાનમાં છે, ભારભૂતિ સ્થાનમાં ભૂતિ માતાનું સ્થાન છે અને નાકુલ નામના સ્થાનમાં નકુલેશ્વરી માતાનું સ્થાન છે. ૨૧

चन्द्रिका तु हरिश्चन्द्रे श्रीगिरौ शाङ्करी स्मृता ॥
जप्येश्वरे त्रिशूला स्यात्सूक्ष्मा चाम्रातकेश्वरे ॥ २२ ॥

હરિશ્ચંદ્રક્ષેત્રમાં ચંદ્રિકા માતાનું સ્થાન છે, શ્રીગિરિમાં શાંકરી માતાનું સ્થાન છે, જપ્યેશ્વર સ્થાનમાં ત્રિશૂલા માતાનું સ્થાન છે, અને આમ્રાતકેશ્વર નામના સ્થાનમાં સૂક્ષ્મા દેવીનું સ્થાન છે. ૨૨

शाङ्करी तु महाकाले शर्वाणी मध्यमाभिधे ॥
केदाराख्ये महाक्षेत्रे देवी सा मार्गदायिनी ॥ २३ ॥

મહાકાલસ્થાનમાં (ઉજ્જયિની) માં શાંકરી દેવીનું સ્થાન છે, મધ્યમેશ્વરસ્થાનમાં શર્વાણી માતાનું સ્થાન છે અને કેદારેશ્વર મહાસ્થાનમાં માર્ગદાયિની દેવીનું સ્થાન છે. ૨૩

भैरवाख्ये भैरवी सा गयायां मङ्गला स्मृता ॥
स्थाणुप्रिया कुरुक्षेत्रे स्वायंभुव्यपि नाकुले ॥ २४ ॥

ભૈરવ નામના ક્ષેત્રમાં ભૈરવી માતાનું સ્થાન આવેલું છે, તેમ જ ગયાજીમાં મંગલા દેવીનું સ્થાન છે, કુરુક્ષેત્રમાં સ્થાણુપ્રિયા માતાનું સ્થાન છે, (સ્થાણુ એટલે શિવજી અને તેની પ્રિયા-સ્ત્રી માટે સ્થાણુપ્રિયા એવું નામ આપવામાં આવ્યું છે) અને નાકુલક્ષેત્રમાં સ્વાયંભુવી માતાનું સ્થાન છે. ૨૪

कनखले भवेदुग्रा विश्वेशा विमलेश्वरे ॥
अट्टहासे महानन्दा महेन्द्रे तु महान्तका ॥ २५ ॥

કુરુક્ષેત્ર પાસે કનખલક્ષેત્રમાં ઉગ્રા દેવીનું સ્થાન છે, વિમલેશ્વર ક્ષેત્રમાં વિશ્વેશા માતાનું સ્થાન છે, અટ્ટહાસ નામના ક્ષેત્રમાં મહાનંદા માતાનું સ્થાન છે અને મહેન્દ્રમાં મહાંતકા માતાનું સ્થાન છે.૨૫

भीमे भीमेश्वरी प्रोक्ता स्थाने वस्त्रापथे पुनः ॥
भवानी शाङ्करी प्रोक्ता रुद्राणी त्वर्धकोटिके ॥ २६ ॥

દક્ષિણમાં વસ્ત્રાપથ નામના દેશમાં ભીમનાથ મહાદેવનું સ્થાન છે અને ત્યાં ભીમેશ્વરી માતાનું સ્થાન છે, અને અર્ધકોટિક નામના સ્થાનમાં રુદ્રાણી માતાનું સ્થાન છે જેનું બીજું નામ ભવાની અથવા શાંકરી રાખવામાં આવ્યું છે. ૨૬

अविमुक्ते विशालाक्षी महाभागा महालये ॥
गोकर्णे भद्रकर्णी स्याद्भद्रा स्याद्भद्रकर्णके ॥ २७ ॥

અવિમુક્ત નામના ક્ષેત્રમાં વિશાલાક્ષી માતાનું સ્થાન આવ્યું છે, મહાલય નામના સ્થાનમાં મહાભાગા માતાનું સ્થાન છે, અને દક્ષિણમાં ગોકર્ણ ક્ષેત્રમાં ભદ્રકર્ણી માતાનું સ્થાન છે તેમ ભદ્રકર્ણક નામના ક્ષેત્રમાં ભદ્રા દેવીનું સ્થાન છે. ૨૭

उत्पलाक्षी सुवर्णाक्षे स्थाण्वीशा स्थाणुसंज्ञके ॥
कमलालये तु कमला प्रचण्डा छगलण्डके ॥ २८ ॥

સુવર્ણાક્ષ નામના ક્ષેત્રમાં ઉત્પલાક્ષી ( કમલના સરખાં જેનાં નેત્ર છે એવી ) ભગવતીનું સ્થાન છે, અને સ્થાણુ નામના ક્ષેત્રમાં સ્થાણ્વીશા નામની દેવી છે; કમલાલય નામના સ્થાનમાં કમલા નામની દેવી છે અને છગલંડક નામના સ્થાનમાં પ્રચંડા નામની દેવી છે. (છગલંડક સ્થાન દક્ષિણ દેશમાં સમુદ્ર કિનારે આવેલું છે.) ૨૮

कुरण्डले त्रिसंध्या स्यान्माकोटे मुकुटेश्वरी ॥
मण्डलेशे शाण्डकी स्यात्काली कालञ्जरे पुनः ॥ २९ ॥

કુરંડલ નામના ક્ષેત્રમાં ત્રિસંધ્યા નામની દેવી બીરાજે છે, માકોટ સ્થાનમાં મુકુટેશ્વરી માતાનું સ્થાન છે, મંડલેશ સ્થાનમાં શાંડકી માતાનું સ્થાન છે, અને કાલંજર નામના પર્વતમાં કાલી માતાનું સ્થાન છે. ૨૯

शङ्कुकर्णे ध्वनि प्रोक्ता स्थूला स्यात्स्थूलकेश्वरे ॥
ज्ञानिनां हृदयाम्भोजे हृल्लेखा परमेश्वरी ॥ ३० ॥

શંકુકર્ણ નામના ક્ષેત્રમાં ધ્વનિ માતાનું સ્થાન છે, સ્થૂલકેશ્વર સ્થાનમાં સ્થૂલા દેવીનું સ્થાન છે અને જ્ઞાની પુરુષોના હૃદયકમલમાં પરમેશ્વરી હૃલ્લેખા શક્તિનું સ્થાન છે. અર્થાત્ જે વિદ્વાન્ પુરુષો રાત દિવસ ભગવતીનું ધ્યાન પૂજન વગેરે કરે છે તે વિદ્વાનોના અંતઃકરણમાં ભગવતી હૃલ્લેખારૂપે હમેશાં રહે છે. હૃલ્લેખા શબ્દનો અર્થ એવો છે કે હૃદયમાં લેખા અટલે તેજોમય વીજળીના સમાન લેખા માલમ પડી આવે છે તેથી હૃલ્લેખા એવું નામ આપવામાં આવ્યું છે. ૩૦

प्रोक्तानीमानि स्थानानि देव्याः प्रियतमानि च ॥
तत्तत्क्षेत्रस्य माहात्म्यं श्रुत्वा पूर्वं नगोत्तम ॥ ३१ ॥
तदुक्तेन विधानेन पश्चाद्देवीं प्रपूजयेत् ॥
अथवा सर्वक्षेत्राणि काश्यां सन्ति नगोत्तम ॥ ३२ ॥

હે પર્વતના રાજા હિમાલય! દેવીનાં અત્યંત પ્રિય એવાં સ્થાનો મે તને કહ્યાં. પ્રથમ તે તે ક્ષેત્રોનાં માહાત્મ્ય સાંભળવાં, પછી તેમાં કથન કરેલા વિધિ પ્રમાણે દેવીનું પૂજન કરવું. અર્થાત્ ભગવતીના ભકતોએ ભગવતીનાં ઉત્તમ સ્થાનોમાં જઇ તે તે સ્થાનનું માહાત્મ્ય સાંભળવું, પછી વિધિપૂર્વક ભગવતીનું પૂજન ધ્યાન કરવું. અથવા હે હિમાલય! સર્વ ક્ષેત્રો કાશીપુરીમાં રહેલાં છે. (એમ જાણ)૩૧-૩૨

तत्र नित्यं वसेन्नित्यं देवीभक्तिपरायणः ॥
तानि स्थानानि संपश्यञ्जपन्देवीं निरन्तरम् ॥ ३३ ॥

બધાં ક્ષેત્રો કાશીજીમાં રહ્યાં છે માટે દેવીની ભક્તિમાં તત્પર ભક્ત કાશીજીમાં જઇને વાસ કરે, અને તે બધાં સ્થાનોને જોઇને પછી નિરંતર દેવીનું સ્મરણ કરે. ૩૩

ध्यायंस्तच्चरणाम्भोजं मुक्तो भवति बन्धनात् ॥
इमानि देवीनामानि प्रातरुत्थाय यः पठेत् ॥ ३४ ॥
भस्मीभवन्ति पापानि तत्क्षणान्नग सत्वरम् ॥
श्राद्धकाले पठेदेतान्यमलानि द्विजाग्रतः ॥
मुक्तास्तत्पितरः सर्वे प्रयान्ति परमां गतिम् ॥ ३५ ॥

એ પ્રકારે શ્રી ભગવતીનાં ચરણારવિંદનું ધ્યાન કરતો સતો ભક્ત મુક્ત થાય છે અને સંસારના બંધનથી મુકાઇ જાય છે. ઉપરના શ્લોકોમાં વર્ણન કરેલાં દેવીનાં નામોનો પ્રાતઃકાલમાં ઉઠીને જે ભક્ત પુરુષ પાઠ કરે છે તેનાં સઘળાં પાપો તત્ક્ષણ બળીને ભસ્મ થઇ જાય છે. હે હિમાલય! શ્રાદ્ધકાલમાં બ્રાહ્મણોના સમીપ આ પવિત્ર દેવીનાં નામોનો જે ભક્ત પાઠ કરે છે તેના સર્વ પિતૃઓ મુક્ત થાય છે અને પરમ ગતિને પામે છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૩૪-૩૫

अधुना कथयिष्यामि व्रतानि तव सुव्रत ॥
नारीभिश्च नरैश्चैव कर्तव्यानि प्रयत्नतः ॥ ३६ ॥

व्रतमनन्ततृतीयाख्यं रसकल्याणिनीव्रतम् ॥ ३७ ॥

आर्द्रानन्दकरं नाम्ना तृतीयायां व्रतं च यत् ॥
शुक्रवारव्रतं चैव तथा कृष्णचतुर्दशी ॥ ३८ ॥

હે સુવ્રત હિમાલય! મેં તને મ્હારાં સ્થાનોનું વર્ણન કરીને કહ્યું, હવે તને મ્હારાં વ્રતોનું વર્ણન કરીને કહું છું તે તું સાંભળ. તે મ્હારાં વ્રતો સ્ત્રીઓએ અને પુરુષોએ પ્રયત્નથી કરવા લાયક છે. અનંતતૃતીયાનું વ્રત તેમજ રસકલ્યાણિની નામનું વ્રત છે. જે તૃતીયાનું વ્રત છે તે આર્દ્ર આનંદને કરવાવાળું છે. વળી શુક્રવારનું વ્રત તેમજ કૃષ્ણપક્ષની ચતુર્દશીનું વ્રત મને ભગવતીને અત્યંત પ્રિય છે. ૩૬-૩૮

भौमवारव्रतं चैव प्रदोषव्रतमेव च ॥
यत्र देवो महादेवो देवीं संस्थाप्य विष्टरे ॥ ३९ ॥

नृत्यं करोति पुरतः सार्धं देवैर्निशामुखे ॥
तत्रोपोष्य रजन्यादौ प्रदोषे पूजयेच्छिवाम् ॥ ४० ॥

વળી મંગળવારનું વ્રત, પ્રદોષનું વ્રત કે જે પ્રદોષના વ્રતમાં સાક્ષાત્ મહાદેવજી ભગવાન્ દેવીને એક ઉત્તમ આસન ઉપર બેસાડી તેમનું પૂજન કરે છે અને રાત્રિમાં દેવતાઓએ સહિત ભગવતીના

આગળ નૃત્ય કરે છે તેમ પ્રદોષને ઉપવાસ કરી રાત્રિના પ્રથમ પ્રહરના આદિમાં પ્રદોષ સમયે જગદંબા શિવાનું પૂજન કરે છે. ૩૯-૪૦

प्रतिपक्षं विशेषेण तद्देवीप्रीतिकारकम् ॥
सोमवारव्रतं चैव ममातिप्रियकृन्नग ॥ ४१ ॥

તે પ્રદોષનું વ્રત પ્રત્યેક પક્ષમાં કરવું અને તે વ્રત મને ભગવતીને પ્રીતિ કરનારું છે. હે હિમાલય ! સોમવારનું વ્રત પણ મને અત્યંત પ્રીતિ કરવાવાળું છે. ૪૧

तत्रापि देवीं संपूज्य रात्रौ भोजनमाचरेत् ॥
नवरात्रद्वयं चैव व्रतं प्रीतिकरं मम ॥ ४२ ॥

તે સોમવારના વ્રતમાં પણ ભગવતીનું પૂજન કરી રાત્રિમાં ભોજન કરવું, તેમ જ બે પ્રકારનાં નવરાત્ર એટલે શરદૃઋતુમાં અને વસંતઋતુમાં જે આવે છે તેમાં મ્હારું વ્રત કરવું, કેમ કે તે મને અત્યંત પ્રિય છે. આ શ્લોકમાં ચકાર ભણેલો છે તેથી માઘ માસનાં અને આષાઢ માસનાં પણ નવરાત્ર લઇ લેવાં. એ ચાર પ્રકારનાં નવરાત્ર ભગવતીને અત્યંત પ્રિય છે. ૪૨

एवमन्यान्यपि विभो नित्यनैमित्तिकानि च ॥
व्रतानि कुरुते यो वै मत्प्रीत्यर्थं विमत्सरः ॥
प्राप्नोति मम सायुज्यं स मे भक्तः स मे प्रियः ॥ ४३ ॥

હે હિમાલય! એ શિવાયના બીજાં પણ કેટલાંક નિત્યનૈમિત્તિક વ્રતો છે. જે મત્સરરહિત મ્હારો ભક્ત ઉપર વર્ણન કરેલાં મ્હારાં વ્રતોને મ્હારી પ્રીતિ માટે અર્થાત્ નિષ્કામ કરે છે તે મ્હારો ભક્ત મને અત્યંત પ્રિય છે અને મ્હારા સાયુજ્યને પામે છે. ૪૩

उत्सवानपि कुर्वीत दोलोत्सवमुखान्विभो ॥ ४४ ॥
शयनोत्सवं यथा कुर्यात्तथा जागरणोत्सवम् ॥
रथोत्सवं च मे कुर्याद्दमनोत्सवमेव च ॥ ४५ ॥

હે સમર્થ હિમાલય! દોલોત્સવ આદિ ઉત્સવોને જે મ્હારો ભક્ત છે તેણે સારી રીતે કરવા. ( દોલોત્સવનો વિધિ દેવીપુરાણમાં નીચે

મુજબ આપ્યો છે, चैत्रशुक्लतृतीयायां कुर्याद्दोलोत्सवं बुधः। तृतीयायां यजेद्देवीं शंकरेण समन्विताम् ॥ कुंकुमागुरुकर्पूरमणिवस्त्रसुगन्धकैः। स्रग्गन्धधूपदीपैश्च दमनेन विशेषतः ॥ आन्दोलयेत्ततो वत्स शिवोमातुष्टये सदा" ॥ ચૈત્ર શુદિ તૃતીયાને દિવસે વિદ્વાન્ પુરુષે ભગવતીનો દોલોત્સવ કરવો, અને તૃતીયામાં શંકરસહિત ભગવતીનું પૂજન કરવું. પૂજન કરતી વખતે નીચે મુજબ સામગ્રી લાવવી. કુંકુમ, અગુરુ, કર્પૂર, મણિ, વસ્ત્ર, સુગંધી પદાર્થો, પુષ્પની માળાઓ, ગંધ, ધૂપ, દીપ, દમન વગેરે ઉત્તમ પદાર્થોથી ભગવતીનું પૂજન કરવું. બાદ શિવજી અને ઉમાના સંતોષ માટે તેમને ઝુલામાં બેસારી આંદોલન કરવું.) વળી ભગવતીનો શયનોત્સવ કરવો. (શયનોત્સવનો કાલ વામનપુરાણમાં એવો કહ્યો છે કે, આષાઢ માસની પુનમથી આરંભ કરી તૃતીયા સુધી રાખવો.) તેમ જ જાગરણોત્સવ પણ કરવો. (તેનો સમય કાર્તિક માસની પુનમથી આરંભ કરી તૃતીયા સુધી રાખવામાં આવ્યો છે.) અને ભગવતીનો રથોત્સવ કરવો. (રથોત્સવનો કાલ આષાઢ માસની તૃતીયાનો રાખવામાં આવ્યો છે) તેમ ભગવતીનો દમનોત્સવ પણ કરવો. (અને તે દમનોત્સવનો કાલ ચૈત્ર માસની પુનમનો છે.) ૪૪-૪૫

पवित्रोत्सवमेवापि श्रावणे प्रीतिकारकम् ॥
मम भक्तः सदा कुर्यादेवमन्यान्महोत्सवान् ॥ ४६ ॥

શ્રાવણ માસની પુનમને દિવસે ભગવતીનો પવિત્રાધારણનો ઉત્સવ કરવો, કે જે ઉત્સવ અત્યંત પ્રીતિ કરવાવાળો છે. આ શિવાયના બીજા પણ કેટલાક ઉત્સવો મ્હારા ભક્તે કરવા જોઇએ. ૪૬

मद्भक्तान्भोजयेत्प्रीत्या तथा चैव सुवासिनीः ॥
कुमारीर्बटुकांश्चापि मद्बुद्ध्या तद्गतान्तरः ॥ ४७ ॥

ઉત્સવના દિવસોમાં મ્હારા ભક્તોને ભોજન કરાવવું તેમ જ સુવાસિની, કુમારી, બટુક તેમને પણ જમાડવાં અને જમાડતી વખતે તેમને વિષે મ્હારી બુદ્ધિ રાખવી. અર્થાત્ આ ભોજન કરવાવાળાં સ્ત્રી, પુરુષ, બટુક નથી પરંતુ સાક્ષાત્ ભગવતીસ્વરૂપ જ છે એવી પોતાના મનમાં ધારણા રાખવી. ૪૭

वित्तशाठ्येन रहितो यजेदेतान्सुमादिभिः ॥
य एवं कुरुते भक्त्या प्रतिवर्षमतन्द्रितः ॥ ४८ ॥
स धन्यः कृतकृत्योऽसौ मत्प्रीतेः पात्रमञ्जसा ॥
सर्वमुक्तं समासेन मम प्रीतिप्रदायकम् ॥ ४९ ॥
नाशिष्याय प्रदातव्यं नाभक्ताय कदाचन ॥ ५० ॥

इतिश्रीदेवी० भा० सप्तमस्कन्धे देवीगीतायां अष्टमोऽध्यायः ॥८॥

સુવાસિની, કુમારી, બટુક, બ્રાહ્મણ વગેરેને ભોજન કરાવતી વખતે કૃપણતા વાપરવી નહી, પરંતુ જેવો પોતાનો વૈભવ હોય તે પ્રમાણે તેમના મનને સંતોષ ઉપજાવવો, એટલું જ નહીં પરંતુ તેમની પુષ્પની માલાઓથી પૂજા કરવી. જે મ્હારો પરમ ભક્ત એ પ્રકારે આળસરહિત થઈ પ્રતિવર્ષ મ્હારું યજન કરે છે તે ધન્ય છે, કૃતકૃત્ય છે અને મ્હારો અત્યંત પ્રીતિપાત્ર છે. હે હિમાલય! મ્હારી પ્રીતિને આપવાવાળું આખ્યાન સંક્ષેપથી મેં તને કહી બતાવ્યું. તે આખ્યાન અશિષ્યને તેમ જ અભક્તને કદાપિ તારે આપવું નહિ, અર્થાત્ ભગવતીના ચરણારવિંદમાં જેની ભક્તિ ન હોય એવા પુરુષને કદાપિ આપવું નહી. ૪૮–૫૦

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानोविषे
आठमो अध्याय समाप्त ॥ ८ ॥



## अध्याय ९ मो. *

### ભગવતી જગદમ્બિકાની પૂજાવિધિના પ્રકાર.



"આ નવમા અધ્યાયના સુડતાળીસ શ્લોકવડે ભગવતીની પૂજાનું વર્ણન કરવામાં આવશે, જે પૂજા કરવાથી સાક્ષાત્ ભગવતી પ્રસન્ન થાય છે."

॥ हिमालय उवाच ॥

देवदेवि-महेशानि करुणासागरेऽम्बिके ॥
ब्रूहि पूजाविधिं सम्यग्यथावदधुना निजम् ॥ १ ॥

---

* આ અધ્યાયમાં ભગવતી જગદમ્બિકાની પૂજા વિધિના પ્રકાર કેવી રીતના છે તે સંબંધી કથા કહેવામાં આવી છે.

હિમાલય ભગવતીના પ્રતિ પ્રશ્ન પૂછે છેઃ-હે અંબિકે! હે કરુણાસાગર! હે સર્વની નિયંત્રિ! હે દેવોની અધિષ્ઠાત્રિ! હે ભગવતિ! હવે તમે મને પોતાનો પૂજાવિધ સારી રીતે કહો, અર્થાત્ તમારી પૂજા કેવી રીતે કરવી? કીયા વિધિથી કરવી? વગેરે પ્રકાર મને કૃપાવડે કહો. ૧

॥ श्रीदेव्युवाच ॥

वक्ष्ये पूजाविधिं राजन्नम्बिकाया यथा प्रियम् ॥
अत्यन्तश्रद्धया सार्धं शृणु पर्वतपुङ्गव ॥ २ ॥

વેદવ્યાસજી કહે છેઃ-હે રાજન્! આ પ્રકારનું હિમાલયનું વચન સાંભળી ભગવતી બોલ્યાંઃ-હે પર્વતના રાજા હિમાલય! જગદંબાની પૂજાનો વિધિ કે જે વિધિ ભગવતીને અત્યંત પ્રિય છે તે હું તને કહીશ. હે પર્વતમાં શ્રેષ્ઠ હિમાલય! તે વિધિને તું શ્રદ્ધાથી સાંભળ. ૨

द्विविधा मम पूजा स्याद्बाह्या चाभ्यन्तराऽपि च ॥
बाह्यापि द्विविधा प्रोक्ता वैदिकी तान्त्रिकी तथा ॥ ३ ॥

હે હિમાલય! મ્હારી પૂજા બે પ્રકારની છે. એક આભ્યંતરા (અંદરની) અને બીજી બાહ્ય (બહારની) છે. તેમાં પણ બાહ્ય (બહારની) પૂજા બે પ્રકારની છે, એક વૈદિકી (વેદના મંત્રોથી જે પૂજા કરવામાં આવે તે) અને બીજી તાંત્રિકી (તંત્રથી જે પૂજા કરવામાં આવે તે). આ બે પ્રકારના બાહ્ય પૂજાના ભેદો છે. ૩

वैदिक्यर्चाऽपि द्विविधा मूर्तिभेदेन भूधर ॥
वैदिकी वैदिकैः कार्या वेददीक्षासमन्वितैः ॥ ४ ॥

હે હિમાલય! વૈદિકી પૂજા પણ મૂર્તિના ભેદથી બે પ્રકારની છે. (મૂર્તિનો ભેદ આગળ વર્ણન કરવામાં આવશે) વેદની જેમણે દીક્ષા લીધેલી છે એટલે જેનો ઉપનયન સંસ્કાર થયેલો છે એવા વૈદિક પુરુષોએ ભગવતીની વૈદિકી પૂજા કરવી. વૈદિકી પૂજા પણ બે પ્રકારની છે, એક આભ્યંતરા અને બીજા બાહ્ય. આભ્યંતરા પ નો પ્રકાર એવો છે કે પાછળના અધ્યાયમાં જે ભગવતીએ

પોતાનું વિરાટ્સ્વરૂપ વર્ણન કરીને કહ્યું છે તેનું ધ્યાન કરવું તેનું નામ આભ્યંતરા. ભગવતીની મૂર્તિનું ધ્યાન કરી વેદના મંત્રોવડે આવાહનાદિ વિસર્જન પર્યંત જે પૂજા કરવી તેનું નામ બાહ્ય પૂજા જાણવી. ૪

तन्त्रोक्तदीक्षावद्भिस्तु तान्त्रिकी संश्रिता भवेत् ॥
इत्थं पूजारहस्यं च न ज्ञात्वा विपरीतकम् ॥ ५ ॥

"તાંત્રિકી પૂજાનો અધિકાર કીયા પુરુષને છે તે આ શ્લોકમાં પ્રતિપાદન કરે છે." જે પુરુષોને વૈદિકી દીક્ષાનો એટલે ઉપનયન સંસ્કારનો અધિકાર નથી તે પુરુષોએ તંત્રોક્ત દીક્ષા લેવી જોઇએ અને જેમણે તંત્રોક્ત દીક્ષા લીધી છે તેવા પુરુષોએ ભગવતીની તંત્રોક્ત વિધિથી પૂજા કરવી. એ પ્રકારે વૈદિકી પૂજાનો વિધિ અને તાંત્રિકી પૂજાનો વિધિ સારી રીતે જાણી, તેનું રહસ્ય જાણી, ભગવતીની પૂજા કરવી. પૂજાનું રહસ્ય જાણ્યા શિવાય પૂજા કરવી નહિ, કારણ કે વિપરીત પૂજા કરવાથી પૂજાનું ફલ મળતું નથી. વેદની શ્રુતિ પણ ઉપરના અર્થને ટેકો આપે છે-" यो वै स्वां देवतामति यजते न स्वायै देवतायै च्यवते न परां प्राप्नोति पापीयान् भवति " જે પુરુષ પોતાની ઇષ્ટ દેવતાનું વિધિથી યજન કરતો નથી તે પોતાની દેવતાને પ્રસન્ન કરી શકતો નથી અને પોતાના મનોરથથી ભ્રષ્ટ થાય છે તેમ જ પર દેવતાને પણ પામતો નથી અને અત્યંત પાપી થાય છે. માટે કોઈ પણ દેવતાનું યજન કરતી વખતે પ્રથમ પૂજાનો વિધિ યથાર્થ જાણવો જોઇએ. ૫

करोति यो नरो मूढः स पतत्येव सर्वथा ॥
तत्र या वैदिकी प्रोक्ता प्रथमा तां वदाम्यहम् ॥ ६ ॥

પૂજાનો વિધિ નહી જાણી જે મૂઢ પુરુષ ભગવતીની પૂજા કરે છે તે સર્વથા પોતાના મનોરથથી ભ્રષ્ટ થાય છે. હે હિમાલય ! તે પૂજાઓના પ્રકારમાં પ્રથમ જે વૈદિકી પૂજા કહી તેનો પ્રકાર કહું છું તે સાંભળ. ૬

यन्मे साक्षात्परं रूपं दृष्टवानसि भूधर ॥
अनन्तशीर्षनयनमनन्तचरणं महत् ॥ ७ ॥

सर्वशक्तिसमायुक्तं प्रेरकं यत्परात्परम् ॥
तदेव पूजयेन्नित्यं न मे ध्यायेत्स्मरेदपि ॥ ८ ॥

હે હિમાલય ! તેં જે મારા પર રૂપને સાક્ષાત્ જોયું, તે રૂપ કેવું હતું કે અનંતતો તેને મસ્તક હતાં, અને અનંત નેત્ર અને ચરણવાળું તે મહાન્ રૂપ હતું. જે મ્હારું રૂપ સર્વ શકિતથી યુકત અને સર્વનું અંતર્યામિ રૂપે પ્રેરક હતું, તે પરથી પણ પર મ્હારા રૂપની નિરંતર પૂજા કરવી, તેને નમસ્કાર કરવો અને તે રૂપનું સ્મરણ કરવું.૭-૮

इत्येतत्प्रथमार्चायाः स्वरूपं कथितं नग ॥
शान्तः समाहितमना दम्भाहंकारवर्जितः ॥ ९ ॥

હે હિમાલય! તે જે વિરાટ્સ્વરૂપની પૂજા કરવી તેનું જ નામ પ્રથમ પૂજા કહેવાય છે, અને તેનું સ્વરૂપ મેં તને વર્ણન કરીને કહ્યું. તે પૂજા કરતી વખતે શાંત રહેવું અને પોતાના મનનું સમાધાન કરવું, પોતાના મનમાંથી દંભ અને અહંકાર કાઢી નાખવો. ૯

तत्परो भव तद्याजी तदेव शरणं व्रज ॥
तदेव चेतसा पश्य जप ध्यायस्व सर्वदा ॥ १० ॥

તે ભગવતીના વિરાટ્સ્વરૂપપરાયણ થવું, તે વિરાટ્સ્વરૂપનું જ યજન કરવું અને તેના જ શરણ થવું, અને નિરંતર તે વિરાટ્સ્વરૂપનું જ મનવડે મનન કરવું, તેનું ધ્યાન કરવું અને જપ પણ તેનો જ કરવો. ૧૦

अनन्यया प्रेमयुक्तभक्त्या मद्भावमाश्रितः ॥
यज्ञैर्यज तपोदानैर्मामेव परितोषय ॥ ११ ॥

અનન્ય એવી પ્રેમયુકત ભકિતવડે મ્હારા વિરાટ્સ્વરૂપને આશ્રય કરી રહેલા પુરુષે યજ્ઞોવડે મ્હારું જ યજન કરવું, અને તપશ્ચર્યા તથા દાનવડે જ મ્હારી પ્રીતિ સંપાદન કરવી. ૧૧

इत्थं ममानुग्रहतो मोक्ष्यसे भवबन्धनात् ॥
मत्परा ये मदासक्तचित्ता भक्तवरा मताः ॥ १२ ॥

હે હિમાલય! એ પ્રકારે મ્હારી પ્રીતિ સંપાદન કરવાવાળો તું સંસારના બંધનથી છુટી જઇશ. મારે વિષે આસક્તિવાળું જેમનું ચિત્ત છે અને મારામાં પરાયણ થયેલા પુરુષો ભકતોમાં શ્રેષ્ઠ માનેલા છે. ૧૨

प्रतिजाने भवादस्मादुद्धराम्यचिरेण तु ॥
ध्यानेन कर्मयुक्तेन भक्तिज्ञानेन वा पुनः ॥ १३ ॥
प्राप्याऽहं सर्वथा राजन्नतु केवलकर्मभिः ॥
धर्मात्संजायते भक्तिर्भक्त्या संजायते परम् ॥ १४ ॥

હે હિમાલય! મેં નિશ્ચય કર્યો છે કે મારા ભકતોનો જલદી સંસારસાગરથી ઉદ્ધાર કરવો. કીયા સાધનોથી મારો ભક્ત સંસારસાગરથી તરી જાય છે? ભગવતીના સ્વરૂપનું ધ્યાન કરવાથી તેમ જ કર્મસહિત ભક્તિયોગ અથવા કર્મસહિત જ્ઞાનયોગ કરવાથી મારો ભક્ત આ સંસારસાગરમાંથી તરી જાય છે. હે પર્વતના રાજા હિમાલય! કેવલ કર્મ કરવાથી મારા સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી પણ કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને પછી તે પવિત્ર અંતઃકરણમાં મારી ભક્તિ ઉત્પન્ન થાય છે અને તે ભક્તિવડે મારા પરમ પદની પ્રાપ્તિ થાય છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૧૩-૧૪

श्रुतिस्मृतिभ्यामुदितं यत्स धर्मः प्रकीर्तितः ॥
अन्यशास्त्रेण यः प्रोक्तो धर्माभासः स उच्यते ॥ १५ ॥

શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે મનુના આદિ લઈ ધર્મશાસ્ત્ર, એ બેથી જે કહેલું હોય તે ધર્મરૂપ કહેલું છે, અર્થાત્ ધર્મનું સ્વરૂપ વેદોમાં અને ધર્મશાસ્ત્રોમાં વર્ણન કરેલું છે, એ શિવાયનાં બીજાં શાસ્ત્રોવડે જે ધર્મ કહેવામાં આવ્યો હોય તે સાચો ધર્મ નહી સમજવો પરંતુ ધર્માભાસ જાણવો. ૧૫

सर्वज्ञात्सर्वशक्तेश्च मत्तो वेदः समुत्थितः ॥
अज्ञानस्य ममाभावादप्रमाणा न च श्रुतिः ॥ १६ ॥

"વેદમાં કહેલો હોય તેજ ધર્મ જાણવો અને બીજાં શાસ્ત્રોમાં કહેલો હોય તે ધર્મ નહી જાણવો એમાં શું પ્રમાણ છે? એનું સમાધાન આ શ્લોકમાં કરે છે." હે હિમાલય ! સર્વજ્ઞ (સર્વને જાણનાર) સર્વ શક્તિમતી જે હું તે મારાથી વેદોની ઉત્પત્તિ થઇ છે, મારે વિષે અજ્ઞાનનો સંભવ જ નથી માટે વેદનુ વચન સર્વથા પ્રમાણ છે. તાત્પર્ય કે વેદોની ઉત્પત્તિ મારાથી થઇ છે અને તેમાં જે યથાર્થ ધર્મનું સ્વરૂપ છે તે જ વર્ણન કરવામાં આવ્યું છે. અને બીજાં જે શાસ્ત્રો છે તે મનુષ્યોનાં બનાવેલાં છે તેથી તેમાં યથાર્થ ધર્મનું સ્વરૂપ નથી, માટે વેદ શિવાયનાં બીજાં શાસ્ત્રોમાં જે ધર્મ છે તે ધર્મ નથી, પરંતુ ધર્માભાસ છે એમ કહેવાનો આશય છે. ૧૬

स्मृतयश्च श्रुतेरर्थं गृहीत्वैव च निर्गताः ॥
मन्वादीनां स्मृतीनां च ततः प्रामाण्यमिष्यते ॥ १७ ॥

"કદાચિત્ કોઇ એવી શંકા કરે કે, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિ, પરાશરસ્મૃતિ વગેરે ધર્મના ગ્રંથોના કર્તા તે તે મુનિઓ થયા છે અને તેમાં વર્ણન કરેલો ધર્મ પણ ધર્માભાસ ઠરસે, તો તેનું સમાધાન આ શ્લોકમાં કરે છે." સ્મૃતિ એટલે જે ધર્મશાસ્ત્રો છે તે શ્રુતિના અર્થને ગ્રહણ કરી વિસ્તારરૂપે વેદમાંથી જ જુદાં કાઢેલાં છે, વેદના માર્ગને છોડી સ્વતંત્ર રચવામાં આવ્યાં નથી, તેથી મનુ. આદિના સ્મૃતિ ગ્રંથો તેમજ વેદો એ બે જ ધર્મના નિર્ણયમાં પ્રમાણ છે. શ્રુતિ અને સ્મૃતિ એ બેના અનુકૂલ પુરાણનું વચન હોય તો પણ પ્રમાણ માનવું અને એ બેથી વિરોધી વચન ગમે તેનું હોય તો પણ પ્રમાણ માનવું નહિ. અર્થાત્ સત્ય ધર્મના સ્વરૂપનો નિર્ણય વેદ અને ધર્મશાસ્ત્રથીજ કરવો જોઇએ. (અમુક ધર્મનો આચાર્ય અથવા અમુક વિદ્વાન્ ધર્મનો નિર્ણય કરી શકશે એમ નહી માનવું. માત્ર જો આચાર્ય ભણેલો હોય તો વ્યવસ્થા કરી શકે, પણ ગાદીપતિ બની, ભેટ લઇ પોતાને પૂજાવનાર તો કેવલ દર્શનને જ લાયક જાણવો, પરંતુ ધર્મનો નિર્ણય કરવામાં તો તેને અક્ષરશત્રુ જ જાણવો.) ૧૭

कचित्कदाचित्तन्त्रार्थकटाक्षेण परोदितम् ॥
धर्मं वदन्ति सोंशस्तु नैव ग्राह्योऽस्ति वैदिकैः ॥ १८ ॥

કોઇ કોઈ સ્મૃતિઓમાં તેમ જ કોઈ કોઈ પુરાણોમાં એવા આચાર જોવામાં આવે છે, જેમ કે તપ્તમુદ્રાધારણ, વામમાર્ગ વગેરે, અને એ તંત્રશાસ્ત્રના બાનાથી એ શાસ્ત્રીય માર્ગ પણ ધર્મરૂપ છે એમ કેટલાકોનું માનવું છે અને તેને પણ ધર્મ કહે છે, પરંતુ વૈદિક એટલે વેદની જેમણે દીક્ષા લીધી છે એવા પુરુષોએ તેટલો ભાગ ત્યાગ કરવાલાયક છે, કારણ કે તે માર્ગ વેદ અને ધર્મશાસ્ત્રથી ઉલટો છે. ધર્મશાસ્ત્રોની અંદર તેમ જ પુરાણોની અંદર કેટલીક ક્ષેપક ભાગ જોવામાં આવે છે જેમાં તપ્તમુદ્રાધારણ, વામમાર્ગ, હિંસા વગેરેનું વર્ણન છે, તેથી તે ભાગ છોડી દેવા જેવો છે. ૧૮

अन्येषां शास्त्रकर्तॄणामज्ञानप्रभवत्वतः ॥
अज्ञानदोषदुष्टत्वात्तदुक्तेर्न प्रमाणता ॥ १९ ॥

વેદ અને ધર્મશાસ્ત્ર એ શિવાયનાં બીજાં જે શાસ્ત્રો છે તેમના કર્તા મનુષ્યો હોવાથી તેમની ઉત્પત્તિ અજ્ઞાની પુરુષોથી જાણવી અને તે અજ્ઞાનરૂપી દોષથી દૂષિતશાસ્ત્રો પ્રમાણભૂત ગણાતાં નથી, અર્થાત્ મનુષ્યોમાં ભ્રમપ્રમાદાદિ દોષોનો સંભવ હોય છે તેથી બીજાં શાસ્ત્રો ધર્મના પ્રમાણમાં નિશ્ચાયક ગણાતાં નથી. ૧૯

तस्मान्मुमुक्षुर्धर्मार्थं सर्वथा वेदमाश्रयेत् ॥
राजाज्ञा च यथा लोके हन्यते न कदाचन ॥ २० ॥
सर्वेशान्या ममाज्ञा सा श्रुतिस्त्याज्या कथं नृभिः ॥
मदाज्ञारक्षणार्थं तु ब्रह्मक्षत्रियजातयः ॥ २१ ॥
मया सृष्टास्ततो ज्ञेयं रहस्यं मे श्रुतेर्वचः ॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भूधर ॥ २२ ॥
अभ्युत्थानमधर्मस्य तदा वेषान्बिभर्म्यहम् ॥
देवदैत्यविभागश्चाप्यतएवाभवन्नृप ॥ २३ ॥

હે હિમાલય ! સર્વની અધિષ્ઠાત્રી એવી જે હું તે મારી આજ્ઞા સાક્ષાત્ વેદ છે અને તેનો ત્યાગ મનુષ્યોએ કદાપિ કરવો નહી, તેથી

મુમુક્ષુ પુરુષે ધર્મના રક્ષણાર્થ સર્વથા વેદનો જ આશ્રય કરવો જોઇએ, કારણ કે વેદ છે એ રાજાજ્ઞા છે. જેમ લોકમાં રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર શિક્ષાપાત્ર થાય છે તેમ જ વેદની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પણ શિક્ષાપાત્ર ગણાય છે. માટે વેદની આજ્ઞા શિરસા વંદનીય ગણી તેનું પાલન કરવું. હે હિમાલય ! તે વેદરૂપી મારી આજ્ઞાનું પાલન કરવા જ બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે જાતિઓ ઉત્પન્ન કરવામાં આવી છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. હે હિમાલય ! વેદો મેં પોતે જ ઉત્પન્ન કર્યા છે તેથી વેદનું વચન મારું પરમ રહસ્ય છે એમ જાણવું. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો ઉદય થાય છે ત્યારે ત્યારે વેષોને એટલે શાકંભરી આદિ અવતારોને તેમ જ રામકૃષ્ણાદિ અવતારોને હું ધારણ કરું છું. વેદવ્યાસજી કહે છેઃ–હે રાજન્ ! વેદનું રક્ષણ કરનારા દેવતાઓ અને વેદની મર્યાદાનો ભંગ કરનારા અસુરોનો વિભાગ પણ વેદોના સદ્ભાવથી જ જાણવો. અર્થાત્ વેદની મર્યાદાનું રક્ષણ કરનારા દેવતાઓનું હું રક્ષણ કરું છું અને વેદની મર્યાદાનું ઉલ્લંઘન કરનારા અસુરોનો હું સંહાર કરું છું. ૨૦–૨૩

ये न कुर्वन्ति तद्धर्मं तच्छिक्षार्थं मया सदा ॥
संपादितास्तु नरकास्त्रासो यच्छ्रवणाद्भवेत् ॥ २४ ॥

હે હિમાલય ! જે પુરુષો વેદમાં કથન કરેલા ધર્મને કરતા નથી. અર્થાત્ વેદમાં કહેલા ધર્મનું પાલન કરતા નથી તે પુરુષોને શિક્ષા કરવા મેં નરકોની ઉત્પત્તિ કરી છે કે, જે નરકોનું વર્ણન સાંભળી મનુષ્યના મનમાં એક જાતનો ભયંકર ત્રાસ ઉત્પન્ન થાય છે. ૨૪

यो वेदधर्ममुज्झित्य धर्ममन्यं समाश्रयेत् ॥
राजा प्रवासयेद्देशान्निजादेतानधर्मिणः ॥ २५ ॥

જે પુરુષ પવિત્ર સનાતન વેદધર્મને છોડી બીજા કલ્પિત પાખંડ-ધર્મનો આશ્રય કરે છે તે અધર્મી પુરુષોને રાજાએ પોતાના દેશ-માંથી કાઢી મુકવા જોઇએ; કારણ કે અધર્મીઓની વૃદ્ધિ થવાથી તે લોકો પોતાના ટોળામાં બીજાઓને પણ અસદુપદેશ કરી લઇ જાય છે માટે તેમને દેશવટો આપવો. ૨૫

ब्राह्मणैर्न च संभाष्या पङ्क्तिग्राह्या न च द्विजैः ॥
अन्यानि यानि शास्त्राणि लोकेऽस्मिन्विविधानि च ॥ २६ ॥

વેદધર્મને છોડી અન્યધર્મનું પાલન કરનારની સાથે પવિત્ર બ્રાહ્મણોએ ભાષણ કરવું નહીં અને દ્વિજોએ તેમની સાથે ભોજનપંક્તિ પણ આપવી નહી. શ્રુતિ ( વેદ ), સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર ), એ બેથી વિરુદ્ધ લોકોમાં ઘણાં શાસ્ત્રો રચવામાં આવ્યાં છે, પરંતુ તે સર્વ તામસ એટલે તમોગુણપ્રધાન જાણવાં. તાત્પર્ય કે દ્વિજવર્ણને ગ્રહણ કરવા લાયક તે શાસ્ત્રો નથી. ૨૬

श्रुतिस्मृतिविरुद्धानि तामसान्येव सर्वशः ॥
वामं कापालकं चैव कौलकं भैरवागमः ॥ २७ ॥
शिवेन मोहनार्थाय प्रणीतो नान्यहेतुकः ॥
दक्षशापाद्भृगोःशापाद्दधीचस्य च शापतः ॥ २८ ॥
दग्धा ये ब्राह्मणवरा वेदमार्गबहिष्कृताः ॥
तेषामुद्धरणार्थाय सोपानक्रमतः सदा ॥ २९ ॥

" હવે વેદવિરુદ્ધ કીયાં કીયાં શાસ્ત્રો છે તે બતાવે છે" વામાગમ (વામમાર્ગનું જેમાં વિવેચન છે એવું શાસ્ત્ર), કાપાલક, કૌલક, ભૈરવ વિગરે શાસ્ત્રો શિવજીએ લોકોને મોહ ઉત્પન્ન કરવા બનાવ્યાં છે, બીજો તેમાં હેતુ સમાયો નથી. ( કોઇ એવી શંકા કરે કે શિવજીને એવાં શાસ્ત્રો બનાવવાનું પ્રયોજન શું ? તેનું સમાધાન કરે છે ). દક્ષ પ્રજાપતિના શાપથી,ભૃગુઋષિના શાપથી અને દધીચિ ઋષિના શાપથી જે બ્રાહ્મણો ભ્રષ્ટ થયા છે અને વેદમાર્ગથી બહિષ્કૃત થયા છે, તેમના ઉદ્ધાર માટે ક્રમથી આ સીડી બનાવી છે. અર્થાત્ પતિત થયેલા બ્રાહ્મણો પણ ધીરે ધીરે સત્ કર્મ કરી અનેક જન્મમાં પાછા વેદધર્મના અધિકારી થાય એટલા માટે શિવજીએ આવાં મોહક શાસ્ત્રો બનાવ્યાં છે. કારણ કે મોહથી કર્મ કરવામાં પ્રવૃત્તિ થાય છે અને પછી ધીરે ધીરે ઉત્તમ ઉત્તમ વસ્તુ મેળવવામાં ઉત્કંઠા વધતી જાય છે એટલે લોકો પોતાની મેળે જ નિંદિત વસ્તુ છોડી દે છે એ લોકસ્થિતિ પ્રસિદ્ધ છે. ૨૭-૨૯

शैवाश्च वैष्णवाश्चैव सौराः शाक्तास्तथैव च ॥
गाणपत्या आगमाश्च प्रणीताः शङ्करेण तु ॥ ३० ॥

"શિવજીએ કીયા કીયા આગમો (શાસ્ત્રો) બનાવ્યાં તેનું વિવેચન આ શ્લોકમાં કરે છે." શૈવાગમ, વૈષ્ણવાગમ, સૌરાગમ (સૂર્યસંબંધી શાસ્ત્ર), શાક્તાગમ ( શક્તિ સંબંધી શાસ્ત્ર ) અને ગાણપત્યાગમ (ગણપતિસંબંધી શાસ્ત્ર)વગેરે આગમો (શાસ્ત્રો) શંકરે બનાવ્યાં છે. ૩૦

तत्र वेदाविरुद्धोंऽशोऽप्युक्त एव क्वचित्क्वचित् ॥
वैदिकैस्तद्ग्रहे दोषो न भवत्येव कर्हिचित् ॥ ३१ ॥

તે આગમોની અંદર પણ વેદથી અવિરુદ્ધ અર્થાત્ વેદોના અનુકૂળ પણ કોઈ કોઈ જગાએ વર્ણન કરવામાં આવ્યું છે, તેટલો ભાગ વેદને માનનારા વૈદિકોએ ગ્રહણ કરવો, કારણ કે વેદાનુકૂલ ભાગને ગ્રહણ કરવામાં કોઇ પણ જાતનો દોષ આવતો નથી અને વેદથી વિરુદ્ધ ભાગનું ગ્રહણ કરવાથી દોષ લાગે છે માટે તે ભાગનો ત્યાગ કરવો. ૩૧

सर्वथा वेदभिन्नार्थे नाधिकारी द्विजो भवेत् ॥
वेदाधिकारहीनस्तु भवेत्तत्राधिकारवान् ॥ ३२ ॥

હે હિમાલય ! સર્વથા વેદથી ભિન્ન માર્ગમાં દ્વિજને અધિકાર નથી, અર્થાત્ દ્વિજોએ વેદમાર્ગ જ માનવો જોઈએ. જે ધર્મમાં વેદનું નામ સુદ્ધાં પણ ન લેવાતું હોય અથવા વેદના જાણનારા પણ ન હોય અથવા વેદના સિદ્ધાંતથી વિરુદ્ધ આચરણ જેમાં જોવામાં આવે તે ખરો ધર્મ સમજવો નહી, પરંતુ ધર્માભાસ જાણવો. જેઓને વેદધર્મનો અધિકાર નથી તેવા પુરુષોએ શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત, ગાણપત્ય વગેરે જે શાસ્ત્રો પાછળ વર્ણન કરી આવ્યા તેમાં પોતાનો અધિકાર જાણવો એ સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે. ૩૨

तस्मात्सर्वप्रयत्नेन वैदिको वेदमाश्रयेत् ॥
धर्मेण सहितं ज्ञानं परं ब्रह्म प्रकाशयेत् ॥ ३३ ॥

તેથી સર્વ પ્રયત્નવડે વેદધર્મને માનનાર વૈદિક પુરુષે વેદનો જ આશ્રય કરવો; કારણ કે વેદ પરમાત્માની સાક્ષાત્ વાણી છે. તે વેદમાં પ્રતિપાદન કરેલા ધર્મસહિત જ્ઞાન પરબ્રહ્મનું પ્રકાશક થાય છે. અર્થાત્ કેવલ "અહં બ્રહ્માસ્મિ-હું બ્રહ્મ છું" એવું શુષ્કજ્ઞાન પરબ્રહ્મનું પ્રકાશક નથી, પરંતુ વેદમાં પ્રતિપાદન કરેલા ધર્મસહિત જે જ્ઞાન છે તેજ પરબ્રહ્મનું પ્રકાશક છે. ૩૩

सर्वैषणाः परित्यज्य मामेव शरणं गताः ॥
सर्वभूतदयावन्तो मानाहंकारवर्जिताः ॥ ३४ ॥
मच्चित्ता मद्गतप्राणा मत्स्थानकथने रताः ॥
संन्यासिनो वनस्थाश्च गृहस्था ब्रह्मचारिणः ॥ ३५ ॥
उपासन्ते सदा भक्त्या योगमैश्वरसंहितम् ॥
तेषां नित्याभियुक्तानामहमज्ञानजं तमः ॥
ज्ञानसूर्यप्रकाशेन नाशयामि न संशयः ॥ ३६ ॥

સર્વ એષણાઓ (ઇચ્છાઓ) નો જેમણે ત્યાગ કર્યો છે અર્થાત્ પુત્રૈષણા, દારૈષણા, ધનૈષણા વગેરેનો જેમણે ત્યાગ કર્યો છે અને કેવલ મારે જ શરણ આવેલા, સર્વ પ્રાણિઓના ઉપર દયાવાળા, માન અને અહંકારથી રહિત, મારે વિષે જેમનું ચિત્ત છે અને મારે વિષે જેમણે પોતાના પ્રાણ સમર્પણ કર્યા છે એવા અને જીભથી મારાં પીઠસ્થાનોનું કથન કરવામાં પ્રીતિવાળા એવા સંન્યાસીઓ, વાનપ્રસ્થાશ્રમીઓ, ગૃહસ્થો અને બ્રહ્મચારીઓ, એ સર્વ નિરંતર વિરાટ્સ્વરૂપની જેમાં ઉપાસના છે એવા મારા ભક્તિયોગની ઉપાસના કરે છે. નિરંતર મારા ભક્તિયોગનું સેવન કરવાવાળા પુરુષોને અજ્ઞાનરૂપી અંધકારને જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી હું નાશ કરું છું એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૩૪-૩૬

स्वरूपमुक्तं संक्षेपाद्द्वितीयाया अथो ब्रुवे ॥
इत्थं वैदिकपूजायाः प्रथमाया नगाधिप ॥ ३७ ॥

હે પર્વતના રાજા હિમાલય! એ પ્રકારે વૈદિકપૂજાનો પ્રકાર મેં તને કહી બતાવ્યો કે જે પૂજા સર્વથી પ્રથમ વર્ણન કરવામાં

આવી છે, હવે મારી બીજા પૂજાનો પ્રકાર સંક્ષેપથી કહું છું તેને તું સાંભળ. ૩૭

मूर्तौ वा स्थण्डिले वापि तथा सूर्येन्दुमण्डले ॥ ३८ ॥
जलेऽथवा बाणलिङ्गे यन्त्रे वापि महापटे ॥
तथा श्रीहृदयाम्भोजे ध्यात्वा देवीं परात्पराम् ॥ ३९ ॥

"હવે પછી ભગવતીની પ્રતિમાપૂજનનો પ્રકાર વર્ણન કરવામાં આવશે" પાષાણની મૂર્તિમાં અથવા સ્થંડિલમાં(અષ્ટદલવાળી વેદીમાં) તેમ જ સૂર્ય અથવા ચંદ્રના મંડલમાં, જલમાં, સ્ફટિકના બાણલિંગમાં, યંત્રમાં, પટ્ટવસ્ત્રમાં તેમ જ શોભાયુક્ત હૃદયકમલમાં પરથી પણ પર એવી ભગવતીનું ધ્યાન કરવું. અર્થાત્ ઉપર વર્ણન કરેલા સ્થાનમાં ભગવતીની મૂર્તિની ભાવના કરવી અને પછી ધ્યાન કરવું. ૩૮-૩૯

सगुणां करुणापूर्णां तरुणीमरुणारुणाम् ॥
सौन्दर्यसारसीमां तां सर्वावयवसुन्दराम् ॥ ४० ॥
शृङ्गाररससंपूर्णां सदा भक्तार्तिकातराम् ॥
प्रसादसुमुखीमम्बां चन्द्रखण्डशिखण्डिनीम् ॥ ४१ ॥

ધ્યાન કરતી વખતે નીચે મુજબ ગુણોની કલ્પના કરવી. સગુણ જેની મૂર્તિ છે, દયાવડે પરિપૂર્ણ, અરુણસમાન લાલ જેની કાંતિ છે, હદ વગરનો સૌંદર્યરૂપી સાર જેમાં છે, જેના સર્વ શરીરના અવયવો સુંદર છે, શૃંગારરસથી પરિપૂર્ણ અને નિરંતર ભક્ત પુરુષોની પીડાને દૂર કરવામાં જે આતુર છે, પ્રસન્નતાથી સુંદર જેનું મુખારવિંદ છે અને અર્દ્ધચંદ્ર જેના લલાટને વિષે વિરાજિત છે, એવી જગદંબાની મૂર્તિનું ધ્યાન કરવું. ૪૦-૪૧

पाशाङ्कुशवराभीतिधरामानन्दरूपिणीम् ॥
पूजयेदुपचारैश्च यथावित्तानुसारतः ॥ ४२ ॥

એક હસ્તમાં પાશ, બીજા હસ્તમાં અંકુશ, ત્રીજા હસ્તમાં વરદમુદ્રા અને ચોથામાં અભયમુદ્રા એવી રીતે ચતુર્ભુજાઓને ધારણ કરનારી અને સર્વથા આનંદ જેનું રૂપ છે એવી ભગવતીની મૂર્તિનું પોતાના વૈભવ પ્રમાણે ઉપચારથી પૂજન કરવું. ૪૨

यावदान्तरपूजायामधिकारो भवेन्नहि ॥
तावद्बाह्यामिमां पूजां श्रयेज्जाते तु तां त्यजेत् ॥ ४३ ॥

જ્યાં સુધી મનુષ્યને અંતરપૂજામાં અધિકારમાં પ્રાપ્ત થયો નથી ત્યાં સુધી આ બાહ્ય પૂજાનો આશ્રય કરવો અને જ્યારે આભ્યંતરા પૂજાનો અધિકાર પ્રાપ્ત થયો ત્યારે બાહ્ય પૂજાનો ત્યાગ કરવો. અર્થાત્ સ્થૂલ દૃષ્ટિવાળા પુરુષોને માટે બાહ્ય પૂજા છે અને પરમ યોગીઓને માટે આભ્યંતર પૂજા છે એમ જાણવું ૪૩

आभ्यन्तरा तु या पूजा सा तु संविल्लयः स्मृतः ॥
संविदेव परं रूपमुपाधिरहितं मम ॥ ४४ ॥

"આ શ્લોકમાં આંતર પૂજાનો પ્રકાર બતાવે છે." આભ્યંતરા પૂજા તેનું નામ છે કે જેમાં સંવિત્‌નો લય થાય, અર્થાત્ સંવિત્ એટલે જ્ઞાનરૂપ બ્રહ્મનું સ્વરૂપ જે હું તે મારે વિષે પોતાના ચિત્તનો લય કરવો. સંવિત્ એટલે જ્ઞાનસ્વરૂપ તેજ મારું ઉપાધિથી રહિત પરમ સ્વરૂપ છે એમ જાણવ. ૪૪

अतः संविदि मद्रूपे चेतः स्थाप्यं निराश्रयम् ॥
संविद्रूपातिरिक्तं तु मिथ્યामायामयं जगत् ॥ ४५ ॥

હે હિમાલય ! કોઇ પણ વસ્તુનું આલંબન નહિ કરી પોતાના ચિત્તને જ્ઞાનસ્વરૂપિણી જે હું તે મારે વિષે સ્થાપન કરવું. જ્ઞાનસ્વરૂપને છોડી આ બધું જગત્ માયામય મિથ્યા છે. અર્થાત્ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ જ સત્ય છે અને એ શિવાય આ બધું જગત દોરડીમાં સર્પની માફક કલ્પિત-મિથ્યા છે. ૪૫

अतः संसारनाशाय साक्षिणीमात्मरूपिणीम् ॥
भावयेन्निर्मनस्केन योगयुक्तेन चेतसा ॥ ४६ ॥

સંસારના નાશ માટે સાક્ષાત્ આત્મરૂપિણી અને સર્વની સાક્ષિણી એવી જે ભગવતી તેની, સંકલ્પવિકલ્પવાળું જે મન તેને શાંત કરી ભક્તિયુક્ત અંતઃકરણવડે ભાવના કરવી. અર્થાત્ વ્યાપક ભગવતીના સ્વરૂપનું ધ્યાનકરવું એજ સંસારના નાશનો ઉપાય છે.૪૬

अतः परं बाह्यपूजाविस्तारः कथ्यते मया ॥
सावधानेन मनसा शृणु पर्वतसत्तम ॥ ४७ ॥
इति श्री देवीभागवते सप्तमस्कन्धे देवीगीतायां
नवमोऽध्यायः ॥ ९ ॥

હે પર્વતના રાજા હિમાલય! હવે પછી બાહ્યપૂજાનો વિસ્તાર હું તને કહીશ તેને સાવધાન મનથી તું શ્રવણ કર. અર્થાત્ નવમા અધ્યાયમાં આભ્યંતર પૂજાનો વિધિ યથાર્થ રીતે કહી બતાવ્યો હવે દશમા અધ્યાયમાં બાહ્યપૂજાનો વિધિ કહેવામાં આવશે. ૪૭.

॥ इति श्रीदेवीभागवतना सप्तमस्कन्धमां देवीगीतानेविषे
नवमो अध्याय समाप्त ॥ ९ ॥



## अध्याय १० मो. *

### ભગવતી જગદમ્બિકાની બાહ્યપૂજાવિધિનો પ્રકાર.



" આ દશમા અધ્યાયના ૪૪ શ્લોકોવડે ભગવતીની બાહ્યપૂજાનો વિધિ યથાવત્ કહેવામાં આવશે. "

॥ श्रीदेव्युवाच ॥

प्रातरुत्थाय शिरसि संस्मरेत्पद्ममुज्ज्वलम् ॥
कर्पूराभं स्मरेत्तत्र श्रीगुरुं निजरूपिणम् ॥ १ ॥
सुप्रसन्नं लसद्भूपाभूषितं शक्तिसंयुतम् ॥
नमस्कृत्य ततो देवीं कुण्डलीं संस्मरेद्बुधः ॥ २ ॥

ભગવતી હિમાલયના પ્રતિ કહે છેઃ-હે હિમાલય! મારી બાહ્યપૂજાની ઇચ્છા ધરાવનાર પુરુષે પ્રાતઃકાલમાં ઉઠવું અર્થાત્ " अष्टपञ्च भवेत्प्रातः " અઠ્ઠાવન ઘડી ગયા બાદ બે ઘડી રાત્રિ પ્રાતઃકાલની ગણાય છે તે સમયમાં ઉઠવું અને બ્રહ્મરંધ્રમાં હજાર દલવાળા શ્વેત કમલની ધારણા કરવી. તે કમલમાં કર્પૂરના સમાન જેમની આકૃતિ છે અને પોતાના ગુરુ સમાન જેની આકૃતિ છે, એવા શ્રીગુરુનું (અર્થાત્ શંકરનું) સ્મરણ કરવું કે જે શંકરનું પ્રસન્ન

* આ અધ્યાયમાં ભગવતી જગદમ્બિકાની બાહ્યપૂજા કેવી રીતે કરવી તેના વિધિપ્રકારની કથા કહેવામાં આવી છે.

સુખકમળ છે અને મ્હોટી લાંબી માલા જેમણે પહેરેલી છે, અને શક્તિ ( પાર્વતી ) જેમની પાસે બેઠેલાં છે. આવા શંકરનું સ્મરણ કર્યા બાદ કુંડલી દેવીનું સ્મરણ કરવું. જેનું વર્ણન પાછળના અધ્યાયોમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે. ૧-૨

प्रकाशमानां प्रथमे प्रयाणे प्रतिप्रयाणेऽप्यमृतायमानाम् ॥
अन्तःपदव्यामनुसंचरन्तीमानन्दरूपामबलां प्रपद्ये ॥ ३ ॥

તે કુંડલી દેવી કેવી છે કે પ્રથમ પ્રયાણમાં એટલે બ્રહ્મરંધ્રમાં પ્રવેશ કરતી વખતે પ્રકાશવાળી અર્થાત્ ચિદ્રૂપથી પ્રકાશવાળી એવી અને પ્રતિપ્રયાણમાં એટલે બ્રહ્મરંધ્રથી મૂલાધાર પ્રતિ પુનઃ આગમન સમયે આનંદરૂપી અમૃતથી ભરપૂર અને ત્યાર બાદ સુષુમ્ના નામની નાડીમાં સંચાર કરવાવાળી એવી એ અબલા એટલે પરાશક્તિને શરણે હું છું, એ પ્રકારે યોગીએ કુંડલી સાક્ષાત્ કરવી જોઇએ, અને જો યોગાભ્યાસ કરવાની પોતાની શક્તિ ન હોય તો પોતાના મનમાં જ ભાવના કરવી જોઇએ. ૩

ध्यात्वैवं तच्छिखामध्ये सच्चिदानन्दरूपिणीम् ॥
मां ध्यायेदथ शौचादिक्रियाः सर्वाः समापयेत् ॥ ४ ॥

અને શિખાના મધ્યમાં સચ્ચિદાનંદરૂપિણી એવી જે હું તે મારું ધ્યાન કરવું. એ પ્રકારે સારી રીતે ધ્યાન કરીને બાદ શૌચાદિ સમગ્ર ક્રિયાઓ સમાપ્ત કરવી. અર્થાત્ પ્રાતઃકાલમાં પથારીમાં મારું ભગવતીનું સ્મરણ કરી ધ્યાન કરી પછી નીચે પગ મુકવો અને બાદ સંધ્યાવંદનાદિ સર્વ ક્રિયાઓ કરવી. ૪

अग्निहोत्रं ततो हुत्वा मत्प्रीत्यर्थं द्विजोत्तमः ॥
होमान्ते स्वासने स्थित्वा पूजासंकल्पमाचरेत् ॥ ५ ॥

પ્રથમ દ્વિજને ઉચિત છે કે સંધ્યાવંદનાદિ ક્રિયાઓ કરવી, કારણ કે " देवो भूत्वा देवं यजेत्-દેવસ્વરૂપ થઇને દેવનું યજન કરવું." એ શાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રથમ શરીરશુદ્ધિ કરવી, બાદ દ્વિજોમાં ઉત્તમ બ્રાહ્મણે મારી પ્રીતિને માટે અગ્નિહોત્રના કુંડમાં હોમ કરવો અને હોમ થઈ રહ્યા બાદ પોતાના આસન ઉપર બેસી મારી પૂજાનો સંકલ્પ કરવો. ૫

भूतशुद्धिं पुरा कृत्वा मातृकान्यासमेव च ॥
हृल्लेखामातृकान्यासं नित्यमेव समाचरेत् ॥ ६ ॥

સંકલ્પ કર્યા બાદ પ્રથમ ભૂતશુદ્ધિ કરવી અને પછી માતૃકાન્યાસ કરવો. માતૃકાન્યાસ કરતી વખતે પ્રથમ માયા બીજનું ઉચ્ચારણ કરી પછી માતૃકાન્યાસ કરવો. એનું નામ હૃલ્લેખા માતૃકાન્યાસ કહેવાય છે, કારણ કે હૃલ્લેખા માયાબીજનું નામ છે. ( આ શ્લોકનો ખુલાસો મંત્રશાસ્ત્રના શારદાતિલક નામના ગ્રંથમાં દશવિધ માતૃકાન્યાસના પ્રકરણમાંથી જોઇ લેવો; કારણ કે તેનો વિસ્તાર ઘણો જ છે અને તે પણ ગુરુગમ્ય છે માટે અનુભવી ગુરુ પાસેથી એ ક્રિયા જાણી લેવી. ) ૬

मूलाधारे हकारं च हृदये च रकारकम् ॥
भ्रूमध्ये तद्वदीकारं ह्रींकारं मस्तके न्यसेत् ॥ ७ ॥

ન્યાસ કરતી વખતે મૂલાધારમાં હકારને સ્થાપન કરવો, હૃદયમાં રકારને સ્થાપન કરવો, ભ્રુકુટીના મધ્યમાં ઈકારને સ્થાપન કરવો અને મસ્તકમાં હ્રીંકાર બીજનું સ્થાપન કરી બધા ન્યાસો કરવા.૭

तत्तन्मंत्रोदितानन्यान्न्यासान्सर्वान्समाचरेत् ॥
कल्पयेत्स्वात्मनो देहे पीठं धर्मादिभिः पुनः ॥ ८ ॥

વળી તે તે મંત્રોમાં કથન કરેલા બીજા અંગન્યાસ, કરન્યાસ વગેરે સારી રીતે આચરવા. ન્યાસ કર્યા બાદ પોતાના શરીરમાં ભગવતીની પીઠની કલ્પના કરવી અને તે પીઠના ચાર પાદને સ્થાને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એઓની કલ્પના કરવી. ( આ શ્લોકનો વિશેષ ખુલાસો મંત્રશાસ્ત્રના શારદાતિલક નામના ગ્રંથમાંથી જોઇ લેવો. ) ૮

ततो ध्यायेन्महादेवीं प्राणायामैर्विजृम्भिते ॥
हृदम्भोजे मम स्थाने पञ्चप्रेतासने बुधः ॥ ९ ॥

અંગન્યાસ, કરન્યાસ, પીઠ વગેરેની કલ્પના કર્યા બાદ પ્રાણાયામ કરવાથી ખિલેલા હૃદયરૂપી કમલમાં વિદ્વાન્ પુરુષે મ્હારું ધ્યાન કરવું. તે હૃદયરૂપી કમલ મ્હારું પરમ રહેવાનું સ્થાન છે અને પાંચ પ્રેતો તે સ્થાનરૂપે આવીને રહ્યાં છે. ૯

ब्रह्मा विष्णुश्च रुद्रश्च ईश्वरश्च सदाशिवः ॥
एते पञ्च महाप्रेताः पादमूले मम स्थिताः ॥ १० ॥

જે પાંચ પ્રેતો ભગવતીના આસનરૂપે રહ્યા છે તે કીયાં તેનાં નામો બતાવે છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇશ્વર અને સદાશિવ એ પાંચ મહા પ્રેતો હમેશાં મારા પાદમૂલમાં રહેલાં છે. ૧૦

पञ्च भूतात्मका ह्येते पञ्चावस्थात्मका अपि ॥
अहं त्वव्यक्तचिद्रूपा तदतीताऽस्मि सर्वथा ॥ ११ ॥

" કોઇ એવી શંકા કરે કે ઉપરના મહાનુભાવ દેવતાઓ શા માટે ભગવતીના પાદમૂલમાં રહ્યા છે ? તેનું સમાધાન ભગવતી પોતે જ આ શ્લોકમાં કરે છે." બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇશ્વર અને સદાશિવ એ પાંચે આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, એ પાંચ ભૂતોના અધિપતિઓ છે અને હું ભગવતી તેમનું ઉપાદાન કારણ જે અવ્યક્ત માયાવિશિષ્ટ બ્રહ્મ તદ્રૂપિણી છું માટે તે પાંચ મહાનુભાવ દેવતાઓ મારા આસનરૂપે આવીને રહેલા છે. ૧૧

ततो विहरतां याता शक्तितन्त्रेषु सर्वदा ॥
ध्यात्वैवं मानसैर्भोगैः पूजयेन्मां जपेदपि ॥ १२ ॥

जपं समर्प्य श्रीदेव्यै ततोऽर्घ्यस्थापनं चरेत् ॥
पात्रासादनकं कृत्वा पूजाद्रव्याणि शोधयेत् ॥ १३ ॥

બાદ તે દેવતાઓમાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇશ્વર એ ચારે શક્તિતંત્રમાં નિરંતર ભગવતીના પલંગના પાયા થઇને રહ્યા છે અને પાંચમા સદાશિવ પલંગ ઉપર ચડતી વખતે પગથિયારૂપ થઇને રહ્યા છે. એ પ્રકારે હૃદયકમલમાં પ્રથમ માનસોપચારથી ભગવતીનું પૂજન કરવું, બાદ યથાશક્તિ મૂલમંત્રનો જપ કરવો અને તે ભગવતીને અર્પણ કરવો. પછી ભગવતીની પાસે અર્ઘ્ય સ્થાપન કરવો અને પૂજાનાં પાત્રો, આસનો, પૂજાની યાવત્ ચીજો એ સર્વનું જલથી માર્જન કરવું અને પૂજા કરતી વખતે કોઇ પણ ચીજ માગવી પડે નહી માટે બધી ચીજો સંભાળી લેવી. ૧૨-૧૩

जलेन तेन मनुना चास्त्रमन्त्रेण देशिकः ॥
दिग्बन्धं च पुरा कृत्वा गुरून्नत्वा ततः परम् ॥ १४ ॥

વરુણના મંત્રથી માર્જન કર્યા બાદ મારા ભગવતીના ઉપાસકે પ્રથમ અસ્ત્રમંત્રવડે ( ફટ્ એ મંત્રવડે ) દિગ્બંધન કરવું અર્થાત્ ફટ્ એ મંત્રવડે પોતાના આસપાસ અગ્નિના કિલ્લાની સંભાવના કરવી, બાદ પોતાના ગુરુને નમસ્કાર કરવો. ૧૪

तदनुज्ञां समादाय बाह्यपीठे ततः परम् ॥
हृदिस्थां भावितां मूर्तिं मम दिव्यां मनोहराम् ॥ १५ ॥
आवाहयेत्ततः पीठे प्राणस्थापनविद्यया ॥
आसनावाहने चार्घ्यं पाद्याद्याचमनं तथा ॥ १६ ॥

ગુરુની આજ્ઞા લઇને પછી બહાર જે યંત્રનું પીઠ સ્થાપન કર્યું હોય તેના ઉપર પોતાના હૃદયમાં ભાવના કરેલી મારી દિવ્ય અને મનોહરમૂર્તિનું આવાહન કરવું. પછી પ્રાણપ્રતિષ્ઠામંત્રથી પ્રાણનો પ્રવેશ કરાવવો અને આસન, આવાહન, અર્ઘ્યપાદ્યાદિ, આચમન વગેરે કરાવવાં. ૧૫-૧૬

स्नानं वासोद्वयं चैव भूषणानि च सर्वशः ॥
गन्धपुष्पं यथायोग्यं दत्त्वा देव्यै स्वभक्तितः ॥ १७ ॥

ત્યાર બાદ સ્નાન કરાવવું અને એક જોડી વસ્ત્ર ધરાવવાં. પછી નાના પ્રકારના અલંકારો પહેરાવવા. ગંધ, પુષ્પ જેવાં ઘટે તેવાં પોતાની ભક્તિથી મને ભગવતીને અર્પણ કરવાં. ૧૭

यन्त्रस्थानामावृतीनां पूजनं सम्यगाचरेत् ॥
प्रतिवारमशक्तानां शुक्रवारो नियम्यते ॥ १८ ॥

ભગવતીનું પૂજન કર્યા બાદ પીઠસ્થ યંત્રમાં રહેલા આવરણ દેવતાઓની સારી રીતે પૂજા કરવી. જો કે આવરણ દેવતાઓની પૂજા પ્રતિદિન કરવાનો વિધિ છે, પરંતુ જો અશક્ત હોય તો શુક્રવારે અવશ્ય આવરણ દેવતાઓની પૂજા કરવી જોઇએ એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૮

मूलदेवीप्रभारूपाः स्मर्तव्या अङ्गदेवताः ॥
तत्प्रभापटलव्याप्तं त्रैलोक्यं च विचिन्तयेत् ॥ १९ ॥

"આવરણ દેવતાઓમાં કેવી રીતે ભાવના કરવી તે આ શ્લોકમાં બતાવે છે." પીઠ ઉપર સ્થાપિત મૂલદેવીની પ્રભારૂપ આવરણ દેવતાઓનું સ્મરણ કરવું અને તે આવરણ દેવતાઓની પ્રભાના પટલથી આ ત્રૈલોકય વ્યાપ્ત છે એવી પોતાના મનમાં ભાવના કરવી. ૧૯

पुनरावृत्तिसहितां मूलदेवीं च पूजयेत् ॥
गन्धादिभिः सुगन्धैस्तु तथा पुष्पैः सुवासितैः ॥ २० ॥

આવરણ દેવતાઓની પૂજા કર્યા બાદ આવરણ દેવતાઓ સહિત, આયુધસહિત અને શક્તિસહિત માતા શ્રીભુવનેશ્વરી દેવીની ગંધાદિવડે, સુગંધ દ્રવ્યવડે અને સુંદર જેમાંથી વાસ આવે છે એવાં પુષ્પોવડે પૂજા કરવી. ૨૦

नैवेद्यैस्तर्पणैश्चैव ताम्बूलैर्दक्षिणादिभिः ॥
तोषयेन्मां त्वत्कृतेन नाम्नां साहस्रकेण च ॥ २१ ॥

ભગવતીના સન્મુખ નાના પ્રકારનાં નૈવેદ્ય ધરવાં, મુખવાસાર્થે તાંબૂલ અને છેવટમાં દક્ષિણા મુકવી, બાદ તર્પણ કરી, હે હિમાલય! મને સંતુષ્ટ કરવી, અને છેવટમાં તારા બનાવેલા સહસ્રનામને પાઠ કરવો. (જો કે દેવીભાગવતમાં હિમાલયનું બનાવેલું દેવીસહસ્ર નામનું સ્તોત્ર નથી, પરંતુ કૂર્મપુરાણના બારમા અધ્યાયમાં છે ત્યાંથી તે જાણી લેવું.) ૨૧

कवचेन च सूक्तेनाहं रुद्रेभिरिति प्रभो ॥
देव्यथर्वशिरोमन्त्रैर्हृल्लेखोपनिषद्भवैः ॥ २२ ॥
महाविद्यामहामन्त्रैस्तोषयेन्मां मुहुर्मुहुः ॥
क्षमापयेज्जगद्धात्रीं प्रेमार्द्रहृदयो नरः ॥ २३ ॥

તંત્ર ગ્રંથોમાં કહેલા દેવીના કવચથી, "अहंरुद्रेभिः" એ દેવીના સૂક્તથી તેમ જ દેવીઅથર્વશિરસના મંત્રોથી, અને હૃલ્લેખોપનિષદ્ એટલે ભુવનેશ્વરીના ઉપનિષદ્‌માં રહેલા મહાવિદ્યાના મહામંત્રોથી

વારંવાર મારી પ્રાર્થના કરવી અને પ્રેમના ઉભરાથી જેનું હૃદય ભરાઇ આવ્યું છે એવા ભક્તે જગતની ધારણ કરનારી જે હું તે મારી ક્ષમા માગવી. અર્થાત્ મારા માતાજીના સન્મુખ દીન વાણી બોલી ક્ષમા એટલે માફ માગવી. ૨૨-૨૩

पुलकाङ्कितसर्वाङ्गैर्बाष्परुद्धाक्षिनिःस्वनः ॥
नृत्यगीतादिघोषेण तोषयेन्मां मुहुर्मुहुः ॥ २४ ॥

ભગવતીની સ્તુતિ કરતી વખતે પ્રેમના ઉભરાથી પોતાના શરીરનાં રુવાટાં ઉભાં થઇ જવાં જોઇએ અને પ્રેમનાં આંસુથી નેત્રની દૃષ્ટિ બંધ થવી જોઇએ તેમ જ કંઠ પણ રોકાઇ જવો જોઇએ, અને સારી રીતે પૂજા થઈ રહ્યા બાદ નૃત્ય ગીત વાજીંત્રના મહાન્ શબ્દોથી વારંવાર મને સંતોષ પમાડવો. ૨૪

वेदपारायणैश्चैव पुराणैः सकलैरपि ॥
प्रतिपाद्या यतोऽहं वै तस्मात्तैस्तोषयेत्तु माम् ॥ २५ ॥

ભગવતી હિમાલયને કહે છે:-હે હિમાલય! વેદના પારાયણોવડે તેમ જ સંપૂર્ણ પુરાણોના પાઠવડે મને પ્રસન્ન કરવી, કારણ કે વેદો અને પુરાણો એ બેથી જ મારું સ્વસ્વરૂપ પ્રતિપાદન કરેલું છે માટે તેમનું પારાયણ મારી પાસે અવશ્ય કરવું જોઇએ ૨૫

निजं सर्वस्वमपि मे सदेहं नित्यशोऽर्पयेत् ॥
नित्यहोमं ततः कुर्याद्ब्राह्मणांश्च सुवासिनीः ॥ २६ ॥
बटुकान्पामरानन्यान्देवीबुद्ध्या तु भोजयेत् ॥
नत्वा पुनः स्वहृदये व्युत्क्रमेण विसर्जयेत् ॥ २७ ॥

હે હિમાલય! મારા અનન્ય ભક્તે પોતાના દેહસહિત પોતાનું સંપૂર્ણ ધન મને નિત્ય અર્પણ કરવું. અને નિત્ય હોમ પણ કરવો. બ્રાહ્મણ, સુવાસિની, બટુક, પામર વગેરેને દેવીબુદ્ધિથી ભોજન કરાવવું. અર્થાત્ આ ભોજન કરનારાં સાક્ષાત્ દેવીસ્વરૂપ જ છે એવી પોતાના મનમાં ભાવના કરવી. બાદ પોતાના મનમાં નમસ્કાર કરી વ્યુત્ક્રમ એટલે સંહાર મુદ્રાથી ભગવતીનું વિસર્જન કરવું. ૨૬-૨૭

सर्वं हृल्लेखया कुर्यात्पूजनं मम सुव्रत ॥
हृल्लेखा सर्वमन्त्राणां नायिका परमा स्मृता ॥ २८ ॥

હે સુવ્રત! (હિમાલય!) મારું સંપૂર્ણ પૂજન હૃલ્લેખા એટલે માયાબીજમંત્રથી કરવું. અર્થાત્ ભગવતીને ઉપચારો ચઢાવતી વખતે માયાબીજનું ઉચ્ચારણ કરીને ચઢાવવા, કારણ કે શાસ્ત્રકારોએ હૃલ્લેખા (માયાબીજ) સર્વ મંત્રોમાં ઉત્તમ વર્ણવેલી છે. ૨૮

हृल्लेखादर्पणे नित्यमहं तु प्रतिबिम्बिता ॥
तस्माद्धृल्लेखया दत्तं सर्वमन्त्रैः समर्पितम् ॥ २९ ॥

હે હિમાલય! હૃલ્લેખા (માયાબીજ) રૂપી દર્પણમાં નિત્ય મારું પ્રતિબિંબ પડે છે, અર્થાત્ માયાબીજ મને અત્યંત પ્રિય છે અને તે માયાબીજથી અર્પણ કરેલા ઉપચારો સર્વ મંત્રોથી અર્પણ કરેલા સમજવા. ૨૯

गुरुं संपूज्य भूषाद्यैः कृतकृत्यत्वमावहेत् ॥
य एवं पूजयेद्देवीं श्रीमद्भुवनसुन्दरीम् ॥ ३० ॥

न तस्य दुर्लभं किंचित्कदाचित्क्वचिदस्ति हि ॥
देहान्ते तु मणिद्वीपं मम यात्येव सर्वथा ॥ ३१ ॥

ભગવતીની પૂજા વગેરે સમાપ્ત કર્યાં બાદ પોતાના ગુરુની વસ્ત્રાલંકાર વગેરે ઉપચારોથી યથાવિધિ પૂજા કરવી અને પોતાના મનમાં કૃતકૃત્યતા માનવી. જે ભગવતીનો ભક્ત શ્રીમદ્ ભુવનસુંદરી દેવીનું આ પ્રકારનું પૂજન કરે છે તેને કોઈ પણ સમયમાં કોઈ પણ વસ્તુ દુર્લભ નથી. અર્થાત્ પોતાના મનમાં વાંછિત સર્વ પદાર્થો તેને પ્રાપ્ત થાય છે. હે હિમાલય! આ લોકમાં તેને સર્વ પદાર્થો પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પરંતુ આ દેહના નાશ થયા પછી મારું રહેવાનું સ્થાન જે મણિદ્વીપ તે પ્રતિ તે સર્વથા આવે છે. અર્થાત્ મારો અનન્ય ભક્ત બીજા સ્થાનમાં જતો નથી. ૩૦-૩૧

ज्ञेयो देवीस्वरूपोऽसौ देवा नित्यं नमन्ति तम् ॥
इति ते कथितं राजन्महादेव्याः प्रपूजनम् ॥ ३२ ॥

ઉપરના શ્લોકોમાં વર્ણન કરેલા વિધિથી પૂજન કરનાર મારો ભક્ત સાક્ષાત્ દેવીસ્વરૂપ જ જાણવો અને તેવા ભક્તને દેવતાઓ હમેશાં નમસ્કાર કરે છે. હે હિમાલય! એ પ્રકારે મેં તને ભગવતીની પૂજાનો પ્રકાર હતો તે કહી બતાવ્યો. ૩૨

विमृश्यैतदशेषेणाप्यधिकारानुरूपतः ॥
कुरु मे पूजनं तेन कृतार्थस्त्वं भविष्यसि ॥ ३३ ॥

હે હિમાલય! પોતાના અધિકાર પ્રમાણે મારા પૂજનવિધિનો સંપૂર્ણ રીતે વિચાર કરીને પછી મારું તું પૂજન કર, તેથી તું કૃતાર્થ થઇશ. અર્થાત્ પોતપોતાના અધિકાર પ્રમાણે ભગવતીનું પૂજન કરવું અને તેમ કરવાથી યથાર્થ ફલની પ્રાપ્તિ થાય છે, પરંતુ અધિકારને છોડીને કરવાથી વિપરીત ફલ મળે છે. ૩૩

इदं तु गीताशास्त्रं मे नाऽशिष्याय वदेत्क्वचित् ॥
नाभक्ताय प्रदातव्यं न धूर्ताय च दुर्हृदे ॥ ३४ ॥

હે હિમાલય! આ મારું ગીતાશાસ્ત્ર અશિષ્યને કદાપિ કહેવું નહી, તેમ જ ભગવતીનો જે ભક્ત નથી તેને પણ કહેવું નહી; ધૂર્ત અને જેનું અંતઃકરણ ખરાબ છે એવા અનધિકારીને પણ આ ગીતાશાસ્ત્ર કહેવું નહિ, કારણ કે અનધિકારીને આપેલી વસ્તુ નિરર્થક થાય છે. ૩૪

एतत्प्रकाशनं मातुरुद्घाटनमुरोजयोः ॥
तस्मादवश्यं यत्नेन गोपनीयमिदं सदा ॥ ३५ ॥

આ પૂજાનો પ્રકાર અનધિકારીને બતાવવો એ માતાનાં સ્તન બતાવવા જેવું છે માટે જેમ બને તેમ પ્રયત્નથી આ ગીતાશાસ્ત્ર ગુપ્ત રાખવાને યોગ્ય છે. તાત્પર્ય કે અધિકારી વિના આ શાસ્ત્ર કહેવું નહી, કારણ કે અનધિકારીને કહેવાથી તેનો ગેરઉપયોગ થાય છે.૩૫

देयं भक्ताय शिष्याय ज्येष्ठपुत्राय चैव हि ॥
सुशीलाय सुवेषाय देवीभक्तियुताय च ॥ ३६ ॥

આ ગીતાશાસ્ત્રનું રહસ્ય ભગવતીનો અનન્ય ભકત જો પોતાનો શિષ્ય હોય તો અવશ્ય બતાવવું અથવા સુશીલ સદાચરણુવાળો દેવીની ભક્તિમાં તત્પર પોતાનો જ્યેષ્ઠ પુત્ર હોય તો તેને પણ આ રહસ્ય બતાવવું. ૩૬

श्राद्धकाले पठेदेतद्ब्राह्मणानां समीपतः ॥
तृप्तास्तत्पितरः सर्वे प्रयान्ति परमं पदम् ॥ ३७ ॥

આ દેવીગીતાનું રહસ્ય શ્રાદ્ધકાલમાં બ્રાહ્મણોના સમીપ જો ભણે તો તેના પિતૃઓ તૃપ્ત થાય છે અને તે સર્વ પરમપદને પામે છે. ૩૭

॥ व्यास उवाच ॥

इत्युक्त्वा सा भगवती तत्रैवान्तरधीयत ॥
देवाश्च मुदिताः सर्वे देवीदर्शनतोऽभवन् ॥ ३८ ॥

વેદવ્યાસ રાજા જનમેજયના પ્રતિ કહે છે કે, હે રાજન્! એ પ્રકારે દેવતાઓના સમક્ષ હિમાલયને કહીને ભગવતી ત્યાંજ અંતરધાન થઇ ગયાં અને ભગવતીના દર્શનથી સંપૂર્ણ દેવતાઓ આનંદયુક્ત થયા. ૩૮

ततो हिमालये जज्ञे देवी हैमवती तु सा ॥
या गौरीति प्रसिद्धाऽसीद्दत्ता सा शङ्कराय च ॥ ३९ ॥

વ્યાસજી જનમેજયના પ્રતિ કહે છે કે, ત્યાર બાદ હૈમવતી તે દેવી હિમાલયને ત્યાં ઉત્પન્ન થયાં જેનું બીજું નામ ગૌરી એ પ્રકારે પ્રસિદ્ધ હતું અને તે ગૌરી શંકરને આપવામાં આવ્યાં છે. ૩૯

ततः स्कन्दः समुद्भूतस्तारकस्तेन पातितः ॥
समुद्रमन्थने पूर्वं रत्नान्यासुर्नराधिप ॥ ४० ॥
तत्र देवैः स्तुता देवी लक्ष्मीप्राप्त्यर्थमादरात् ॥
तेषामनुग्रहार्थाय निर्गता तु रमा ततः ॥ ४१ ॥

તે ગૌરીથી સ્કંદની ઉત્પત્તિ થઇ છે કે જે સ્કંદે તારક નામના અસુરનો નાશ કર્યો છે. હે રાજન્! આગળ જ્યારે દેવો અને દાનવો

મળીને સમુદ્રમંથન કરવા લાગ્યા ત્યારે દેવતાઓએ લક્ષ્મીને માટે આદરભાવથી દેવીની સ્તુતિ કરી હતી તે દેવતાઓ અનુગ્રહ કરવા સમુદ્રમાંથી લક્ષ્મીરૂપે ઉત્પન્ન થયાં. ૪૦-૪

वैकुंठाय सुरैर्दत्ता तेन तस्य शमाऽभवत् ॥
इति ते कथितं राजन्देवीमाहात्म्यमुत्तमम् ॥ ४२ ॥

દેવતાઓએ સમુદ્રમાંથી નિકળેલાં લક્ષ્મીને વૈકુંઠનાથ આપ્યાં અને તેથી તેમને ઘણોજ આનંદ થયો. હે રાજ પ્રકારે મેં તને ઉત્તમ એવું દેવીનું માહાત્મ્ય હતું તે કહી બતા

गौरीलक्ष्म्योः समुद्भूतविषयं सर्वकामदम् ॥
न वाच्यं त्वेतदन्यस्मै रहस्यं कथितं यतः ॥ ४३ ॥

હિમાલયને ત્યાં ઉત્પન્ન થયેલાં ગૌરી અને સમુદ્રમંથ વખતે ઉત્પન્ન થયેલાં લક્ષ્મી એ બેની ઉત્પત્તિનું વર્ણન સ રથને પરિપૂર્ણ કરનારું છે. મેં તને જે રહસ્ય કહ્યું છે તે કહેવું નહી, પરંતુ અધિકારીને અવશ્ય કહેવું. ૪૩

गीता रहस्यभूतेयं गोपनीया प्रयत्नतः ॥
सर्वमुक्तं समासेन यत्पृष्टं तत्त्वयानघ ॥ ४४ ॥
पवित्रं पावनं दिव्यं किं भूयः श्रोतुमिच्छसि ॥ ४५ ॥
इतिश्रीदेवीभागवते महापुराणेऽष्टादशसाहस्र्यां संहिता
सप्तमस्कंधे देवीगीतायां दशमोऽध्यायः ॥ १० ॥

હે પાપરહિત રાજા જનમેજય! આ દેવીગીતા પરમ ભ રહસ્ય છે માટે પ્રયત્નથી તેને ગુપ્ત રાખવી. હે રાજન્! તેં પૂછ્યું હતું તે સંક્ષેપથી સર્વ મેં તને કહી બતાવ્યું. એ પોતે અને બીજાને પાવન કરનારું દિવ્ય ભગવતીનું ચરિત્ર છે. હ તું શું શ્રવણ કરવાની ઇચ્છા રાખે છે તે જણાવ? ૪૪-૪૫

॥ इति श्रीदेवीभागवत महापुराणना सप्तमस्कन्धमां देवीगीताने विषे दशमो अध्याय समाप्त ॥ १० ॥



# देव्यपराधक्षमापनस्तोत्रम् ।

न मंत्रं नो यंत्रं तदपि च न जाने स्तुतिमहो
न चाह्वानं ध्यानं तदपि च न जाने स्तुतिकथा ॥
न जाने मुद्रास्ते तदपि च न जाने विलपनं
परं जाने मातस्त्वदनुसरणं क्लेशहरणम् ॥ १ ॥

विधेरज्ञानेन द्रविणविरहेणालसतया
विधेयाशक्यत्वात्तव चरणयोर्या च्युतिरभूत् ॥
तदेतत्क्षंतव्यं जननि सकलोद्धारिणि शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ २ ॥

पृथिव्यां पुत्रास्ते जननि बहवः संति सरलाः
परं तेषां मध्ये विरलतरलोऽहं तव सुतः ॥
मदीयोऽयं त्यागः समुचितमिदं नो तव शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ३ ॥

जगन्मातर्मातस्तव चरणसेवा न रचिता
न वा दत्तं देवि द्रविणमपि भूयस्तव मया ॥
तथापि त्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ४ ॥

परित्यक्त्वा देवान्विविधविधिसेवाकुलतया
मया पंचाशीतेरधिकमपनीते तु वयसि ॥
इदानीं चेन्मातस्तव यदि कृपा नापि भविता
निरालंबो लंबोदरजननि कं यामि शरणम् ॥ ५ ॥

श्वपाको जल्पाको भवति मधुपाकोपमगिरा
निरातंको रंको विहरति चिरं कोटिकनकैः ॥

त्वापर्णे कर्णे विशति मनुवर्णे फलमिदं
जनः को जानीते जननि जपनीयं जपविधौ ॥ ६ ॥

चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो
जटाधारी कण्ठे भुजगपतिहारी पशुपतिः ॥
कपाली भूतेशो भजति जगदीशैकपदवीं
भवानि त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥ ७ ॥

न मोक्षस्याकांक्षा न च विभववाञ्छाऽपि च न मे
न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छाऽपि न पुनः ॥
अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै
मृडानी रुद्राणी शिवशिव भवानीति जपतः ॥ ८ ॥

नाराधिताऽसि विधिना विविधोपचारैः
किं रूक्षचिंतनपरैर्न कृतं वचोभिः ॥
श्यामे त्वमेव यदि किंचन मय्यनाथे
धत्से कृपामुचितमंब परं तवैव ॥ ९ ॥

आपत्सु मग्नः स्मरणं त्वदीयं करोमि दुर्गे करुणार्णवेशि ॥
नैतच्छठत्वं मम भावयेथाः क्षुधातृषार्ता जननीं स्मरंति ॥१०॥

जगदंब विचित्रमत्र किं परिपूर्णा करुणाऽस्ति चेन्मयि ॥
अपराधपरंपरावृतं न हि माता समुपेक्षते सुतम् ॥ ११ ॥

मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा नहि ॥
एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरु ॥ १२ ॥

इति श्रीमच्छं० देव्यपराधक्षमापनस्तोत्रं संपूर्णम् ॥

# " હિરણ્યગર્ભ કાર્યાલય. "

સંચાલકઃ—શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.
ઠે. કાંદાવાડી, કલ્યાણ મોતીની ચાલ નં. ૧, ત્રીજે માળે,
ગિરગામ, મુંબઇ નં. ૪.

આ કાર્યાલયમાં સંસ્કૃત, હિંદી તથા મરાઠીમાંથી ગુજરાતી ભાષાંતર કરી આપવામાં આવે છે તેમ પુસ્તકોનું સંશોધન વિગેરે કરી આપી પુસ્તકો છપાવી તૈયાર કરી આપવામાં આવે છે, તેમ વેચાતાં પણ મેળવી આપવામાં આવે છે.

થોડા પૈસા માટે લોભ કરી ધાર્મિક પુસ્તકો ખોટાં છપાવી પુણ્યને બદલે પાપ વહોરવા કરતાં તેનું સંશોધન કરાવી પુણ્ય મેળવવા પ્રયત્ન કરો, અને તેથી તે સંશોધનનું કાર્ય અલ્પ મૂલ્યે પણ ઉત્તમ રીતે કરાવવા ઇચ્છા હોય તો અમારા કાર્યાલયમાં એક વખત આપવા અમારી ખાસ ભલામણ છે. સુજ્ઞોને વિશેષ લખવા જરૂર રહેતી નથી.

## નિવેદન.

અમે એક " ધાર્મિક ગ્રન્થમાલા " તરીક વિવિધ પ્રકારનાં ઉત્તમોત્તમ ધાર્મિક પુસ્તકો બહાર પાડવા ઇચ્છા રાખીએ છીએ. તેનો બહોળો પ્રચાર થાય અને લોકોને તે સસ્તી કિંમતે પડે એવી અમારી અંતઃકરણની વિશુદ્ધ ઇચ્છા છે, પરંતુ તે ગ્રાહકોની વિશેષતાપર આધાર રાખે છે. તેથી જો ધાર્મિક સદ્‌ગૃહસ્થો અગાઉથી ગ્રાહક થઇ અમારા આ પ્રયત્નમાં યથાશક્તિ પણ સહાયક થશે તો એ પુસ્તકો સત્વર બહાર પાડવા અમે પ્રયત્નકરીશું.

તા. ક.—અમારાં પુસ્તકો પૈકી કોઇપણ પુસ્તક કોઈપણ સદ્‌ગૃહસ્થને ધર્માર્થે અથવા અન્ય કોઇ પણ કારણસર છપાવવા ઇચ્છા હશે તો તે માટે ઉચિત વ્યવસ્થાથી તે પુસ્તક યોગ્ય અર્થે છપાવી આપવામાં આવશે કે જેથી લોકોને પણ તે સ્વલ્પ મૂલ્યથી પ્રાપ્ત થઇ શકે. આ માટે ઇચ્છા રાખનાર સદ્‌ગૃહસ્થોએ ઉપરને શિરનામે લખવું અથવા મલવું. તુલજાશંકર ધી. શાસ્ત્રી.